રસિક નવલકથામાળા. પુસ્તક ૧ લું.

# ચમત્કારિક ખૂન!

( અદ્‌ભુત ડિટેક્ટિવ નવલકથા. )



લેખક,
ચંદુલાલ જેઠાલાલ વ્યાસ,
વઢવાણ સીટી.

પ્રકાશક,
પુંજાલાલ ભગવાન પારેખ,
વઢવાણ સીટી.

આવૃત્તિ ૧ લી. સંવત ૧૯૭૮

મૂલ્ય રૂ. ૨.

# પ્રકાશકનું નિવેદન.

આજે ઘણા સમયે પણ મારી ધારણા બર આવી છે. તેથી મને અત્યંત સંતોષ થાય છે, અને પરમ કૃપાળુ પરમાત્માનો હું મનઃપૂર્વક આભાર માનું છું. પુસ્તકપ્રકાશનનું કાર્ય મેં શરૂ કર્યું ત્યારથી જ મારી ઇચ્છા એવી હતી કે બની શકે તેમ વધારે સસ્તી કીમતે સારાં પુસ્તકો પ્રકટ કરીને ગુજરાતી સાહિત્યની તથા મારા ગુર્જર બંધુની સેવા બજાવવી.

મારી એ ઇચ્છા આજે પૂર્ણ થઇ છે. મેં "રસિક નવલકથા-માળા"ની યોજના કરી છે અને એ માળાના ગ્રાહક થનારને તે માળાનું પ્રકટ થતું દરેક પુસ્તક પોણી કીંમતે આપવાનું ઠરાવ્યું છે. તદુપરાંત પુસ્તક મોકલવામાં થતું પોસ્ટેજખર્ચ પણ નહિ લેવાનો વિચાર રાખ્યો છે. તેના નિયમો અન્યત્ર આપ્યા છે. માળાના પ્રથમ પુસ્તક તરીકે આ નવલકથા પ્રકટ કરી છે. આ નવલકથા લગભગ ૩૦૦ પૃષ્ટની છે. તેનું મૂલ્ય રૂ. ૨—૦—૦ રાખવામાં આવ્યું છે. તે આજકાલ પ્રકટ થતાં અન્ય નવલકથાનાં પુસ્તકોની સરખામણીમાં પણ ઓછું લાગ્યા સિવાય રહેશે નહિ. તેમ છતાંએ તે પોણી કીંમતે એટલે ગ્રાહકને રૂ. ૧—૮—૦ માં મળશે. ઉપરાંત રજીસ્ટર પોસ્ટેજના લગભગ રૂ. ૦—૫—૦ થાય તે લેવામાં આવશે નહિ. અર્થાત્ બીજી રીતે જે પુસ્તક રૂ. ૨—૫—૦ માં મળી શકે તે મારા તરફથી રૂ. ૧—૮—૦ માં મળશે. હું નિરભિમાનપૂર્વક કહી શકું છું કે આટલી સસ્તી કીંમતે આવું પુસ્તક આપવાનું સાહસ બીજો કોઇ પ્રકાશક ભાગ્યે જ કરી શકે. જો કે આમાં મને પણ ગ્રાહકોના ઉત્તેજનની આવશ્યક્તા છે. જેમ જેમ ગ્રાહકોની સંખ્યા વધતી જશે તેમ તેમ અત્યારના કરતાં પણ મૂલ્ય વધારે ઓછું રાખી શકાશે.

વઢવાણ સીટી, } પુંજાલાલ ભગવાન પારેખ.
તા. ૮—૨—૧૯૨૨ }

# પ્રસ્તાવના.

ઈંગ્લાંડના સુપ્રસિદ્ધ ડૉકટર સર એ. કૉનન ડૉઇલે અપ્રતિમ ડિટેકિટવ નવલકથાઓ લખી છે. તેમાં તેમણે 'શેરલોક હોમ્સ' નામના પાત્રને ડિટેકિટવ તરીકે રજુ કરીને તેની પાસે કલ્પનામાં પણ ન આવી શકે તેવાં બુદ્ધિચાતુર્યનાં કાર્યો કરાવ્યાં છે. શેરલોક હોમ્સને લગતી ડિટેકિટવ વાર્ત્તાઓ સર્વ કોઈ અંગ્રેજી સમજી શકનારને અતિપ્રિય થઈ પડી છે. ઈંગ્લાંડમાં પોલિસખાતામાં પુસ્તકોનો ખાસ અભ્યાસ કરાવવામાં આવે છે. ડૉકટરે લખેલી આ વાર્ત્તાઓથી ત્યાંની સરકારે પણ તેમની ડિટેકિટવ વાર્ત્તાલેખક તરીકેની અપૂર્વ કુશલતાની કદર કરીને તેમને 'સર'ની માનપ્રદ પદવિ આપી છે.

આ વાર્ત્તાઓનાં બે–ત્રણ ભાષાંતરો કે અનુવાદ ગુજરાતીમાં થયાં છે. પરંતુ મૂળ વાર્ત્તાની ખુબી અને રસ તેમાંથી ઉડી જાય છે. એથી જ્યારથી મેં શેરલોક હોમ્સને લગતી વાર્ત્તાઓ અંગ્રેજીમાં વાંચી ત્યારથી તે વાર્ત્તાઓનું ગુજરાતીમાં ભાષાંતર કરવાની મારી ઇચ્છા હતી. તેમાંની બે મોટી તથા પાંચ–છ ન્હાની વાર્ત્તાઓનું ભાષાંતર આજથી બે વર્ષ પહેલાં મેં કરી રાખ્યું હતું. કેટલાક અણધાર્યા સંયોગોને લીધે તે પ્રકટ થતાં આટલી ઢીલ થઈ છે. તેની પહેલી વાર્ત્તા આજે આ પુસ્તકરૂપે પ્રકટ થાય છે. બીજી બે વાર્ત્તાઓ છપાય છે. થોડા સમયમાં તૈયાર થઈ જશે. ગમે તેવા નિરસ મનુષ્યને પણ ડિટેકિટવ વાર્ત્તા વાંચવી ગમે છે. પરંતુ આ વાર્ત્તામાં માત્ર આનંદ ઉત્પન્ન કરનારૂં જ નહિ પણ તે સાથે બુદ્ધિનો વિકાસ કરનારૂં પણ તત્ત્વ છે. અંગ્રેજી નહિ જાણનારા પોલિસખાતાના માણસોને આ વાર્ત્તાઓ વિશેષ ઉપયોગી થઈ પડશે એમ હું ધારૂં છું.

**વઢવાણ સીટી,**
સંવત ૧૯૭૮ ના મહા સુદી
૧૧ ને બુધવાર.

**ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.**

# રસિક નવલકથામાળા.



વાંચકોને વધારે સસ્તી કીંમતે સારાં પુસ્તકો પૂરાં પાડવાના હેતુથી આ નવલકથામાળાની યોજના અમે કરી છે.

## નિયમો.

૧. પ્રવેશફી રૂ. ૧–૦–૦ ભરીને આ નવલકથામાળાના ગ્રાહક થઇ શકાય છે. ફીની રકમ મનિઑર્ડરથી મોકલી આપવી, અથવા તો વી. પી. ની સાથે વસૂલ કરવાનું જણાવવું.

૨. ગ્રાહક તરીકે કોઇપણ વખતે ચાલુ થઇ શકાશે. પરંતુ ઓછામાં ઓછા એક વર્ષ સુધી ચાલુ રહ્યા બાદ જો ગ્રાહક તરીકે રહેવાની ઇચ્છા નહિ હોય તો જ તેમની પ્રવેશફી તેમના ખર્ચે તેમને પાછી મળશે. એક વર્ષથી ઓછા વખતને માટે ગ્રાહક થનારને પ્રવેશ ફી પાછી આપવામાં આવશે નહિ.

૩. જે નવલકથામાળાના ગ્રાહક હશે તેમને માળાનાં પ્રકટ થતાં તમામ પુસ્તકો **પોણી કીંમતે** મળશે.

૪. હાલમાં દરેક વી. પી. બુકપોસ્ટ રજીસ્ટર કરીને મોકલવાનો પોસ્ટખાતાનો કાયદો છે તથા અગાઉ કરતાં પોસ્ટેજનો ચાર્જ પણ બમણો થયો છે. છતાં અમે અમારા ગ્રાહકો પાસેથી રજીસ્ટર તથા પોસ્ટેજખર્ચ લેવા ઇચ્છતા નથી. ફક્ત તેમને મનિઑર્ડરનો ચાર્જ આપવો પડશે. એક પુસ્તક રવાના કરવામાં ખર્ચ ઘણું આવતું હોવાથી ૨–૩ પુસ્તકો સાથે રજીસ્ટર બુકપોસ્ટથી મોકલી આપવામાં આવશે.

૫. ગ્રાહકને પુસ્તક મોકલતાં અગાઉ આઠ દિવસ પહેલાંથી ખબર આપવામાં આવશે.

૬. દર વર્ષે વધુમાં વધુ ૭ પુસ્તકો પ્રકટ કરવામાં આવશે અને તે નવલકથામાળાના ગ્રાહકે ખરીદવા પડશે. જો કોઈ ગ્રાહક વી. પી. બુકપોસ્ટ પાછું ફેરવશે તો તેણે ભરેલી પ્રવેશફી જમે કરી, ગ્રાહકના લીસ્ટમાંથી તેનું નામ કમી કરવામાં આવશે.

૭. જો એક વર્ષમાં ૭ કરતાં વધુ પુસ્તકો અમારા તરફથી પ્રકટ થશે તો તે લેવાની ગ્રાહકને ફરજ પાડવામાં આવશે નહિ. તેમની ઇચ્છા હશે તો તેમને **પોણી કીંમતે** મળી શકશે.

૮. નવલકથામાળાનાં પુસ્તકો ઉંચા ગ્લેઝડ કાગળ, સુંદર છપાઈ અને પાકાં સોનેરી પુંઠાંનાં રહેશે. કોઈ પણ પુસ્તક અપૂર્ણ બહાર પાડવામાં આવશે નહિ. જો એકથી વધારે ભાગવાળું પુસ્તક હશે તો તેના તમામ ભાગ સાથે બહાર પાડવામાં આવશે.

૯. માળાનાં ગ્રાહક સિવાય બીજા સજ્જનોને માળાનાં પુસ્તકો પૂરી કીંમતે આપવામાં આવશે. ફક્ત રજીસ્ટર તથા પોસ્ટેજનો ચાર્જ લેવામાં આવશે નહિ.

૧૦. આજસુધી અમે ઘટાડેલી કીંમતે પુસ્તક આપતા, વખતે તેની સાથે ભેટનું પુસ્તક પણ આપતા હતા. પરંતુ તે નિયમ હવેથી બંધ કરવામાં આવ્યો છે.

૧૧. રસિક નવલકથામાળાનાં બહાર પડી ગયેલાં પુસ્તકો જો નવા ગ્રાહકોને લેવાં હશે તો શીલીક હશે તે પુસ્તકો ૧૨ા ટકા કમિશનથી મોકલવામાં આવશે. રજીસ્ટર તથા પોસ્ટેજખર્ચ માફ.

---

# અનુક્રમણિકા.

# ચમત્કારિક ખૂન!

## પ્રકરણ ૧ લું.

### મારી વિટંબના.

ઈ. સ. ૧૮૭૮ માં મેં લંડન યુનિવર્સિટીની 'એમ. ડી.'ની પદવી પ્રાપ્ત કરી. મારો લશ્કરમાં સર્જન તરીકે દાખલ થવાનો વિચાર હોવાથી તેને માટે જોઇતો વિશેષ અનુભવ અને વ્યવહારૂ શિક્ષણ મેળવવાને માટે હું નેટલી ખાતે ગયો. ત્યાંનો મારો અભ્યાસ પૂરો થયો એટલે મારી ૫ મી નોર્ધમ્બરલેન્ડ ફ્યુસીલીઅર્સમાં આસિસ્ટન્ટ સર્જન તરીકે નિમણુક કરવામાં આવી. એ વખતે એ રેજીમેન્ટ હિંદુસ્તાનમાં હતી, અને હું મારી જગ્યાપર હાજર થઈ જાઉં તે પહેલાં તો 'બીજો અફઘાન વિગ્રહ' પણ શરૂ થઈ ગયો હતો. હું મુંબઈ બંદરે ઉતર્યો ત્યારે મને માલૂમ પડ્યું કે મારી કંપની ખૈબરઘાટ પસાર કરીને દુશ્મનોના પ્રદેશમાં યુદ્ધ કરી રહી છે. એ ખબર સાંભળીને બીજા કેટલાક અમલદારો, જેઓ પણ મારા જેવી જ સ્થિતિમાં હતા, તેમની સાથે હું નીકળ્યો અને યથા-

સમયે અમે કંદહાર પહોંચી ગયા. જે રેજીમેન્ટમાં મારી નિમણુક કરવામાં આવી હતી તે ત્યાં હતી, એટલે મેં તુરત મારી જગ્યાનો ચાર્જ સંભાળી લીધો. કંપનીના ઘણા સૈનિકો યુદ્ધમાં વીરત્વ દાખવીને 'ઓનર્સ' તથા પગારમાં વધારો મેળવવાને ભાગ્યશાળી થયા. પરંતુ મારે માટે તો દુર્ભાગ્ય અને સંકટ સિવાય બીજું કશું જ ન હતું. અમારી ટુકડીમાંથી મારી બર્કશાયર્સની ટુકડીમાં બદલી કરવામાં આવી. તેની સાથે રહીને હું મેવાન્ડની લડાઇમાં ઘાયલ થએલાઓની સુશ્રુષા કરતો હતો. ત્યાં એક દિવસે દુશ્મન તરફથી આવેલી ગોળી મારા ખભામાં પેસી ગઈ અને તેના આઘાતથી હાડકું તૂટી ગયું તથા હું બેભાન બની ગયો. જો તે વખતે મારો નિમકહલાલ હજુરી મરે હાજર ન હોત તો નક્કી હું ખૂનના પ્યાસી ગાઝીઓના હાથમાં જઈ પડ્યો હોત. પરંતુ મારા સદ્ભાગ્યે મરેએ મને બેભાન થયેલો જોઇને એક ઘોડા ઉપર નાખ્યો અને સહીસલામત બ્રિટિશ છાવણીમાં પહોંચાડ્યો !

લાંબા સમયથી જે શ્રમ મારે લેવો પડતો હતો તેને લીધે મારૂં શરીર નબળું પડી ગયું હતું, અને તેમાં વળી મને લાગેલા ઘામાંથી પુષ્કળ લોહી વહી ગયેલું હોવાથી હું અત્યંત ક્ષિણ બની ગયો હતો. એથી મને બીજા ઘાયલ થયેલાઓની મોટી સંખ્યા સાથે પેશાવર ખાતે મોકલી આપવામાં આવ્યો. અહીં મારી તબિયત સુધરતી ચાલી અને જે ખંડમાં મારૂં બિછાનું રાખવામાં આવ્યું હતું તેમાં હરફર કરી શકું, તેની બહાર વરંડા ઉપર પણ થોડીક હાલચાલ કરી શકું એટલી શક્તિ મારામાં આવી ગઇ. પરંતુ પાછું મને મારૂં દુર્ભાગ્ય નડ્યું અને હું ટાઇફૉઇડ જાતના ઝેરી તાવના પંજામાં સપડાયો. એ તાવ મહિનાઓ સુધી લંબાયો અને તે દરમિયાન મારા જીવનની

આશાનો પણ લગભગ ત્યાગ કરી દેવામાં આવ્યો હતો. પરંતુ મૃત્યુ-દેવ મારો ભોગ લેઈ શકયો નહિ. મારા તબીબોની પુષ્કળ મહેનત અને સારવારને અંતે હું શુદ્ધિમાં આવ્યો અને તાવે મારો પિછો છોડયો. એ વખતે હું એટલો બધો ક્ષિણ બની ગયો હતો કે એક પણ દિવસની ઢીલ નહિ કરતાં મને એકદમ ઇંગ્લાંડ મોકલી આપ-વાનો તબીબોએ વિચાર કર્યો. તદનુસાર 'ઓરોન્ટીસ' નામની લશ્કરી નૌકામાં હુ રવાના થયો અને બરોબર એક માસે પોર્ટસ-મથના ડક્કા ઉપર ઉતર્યો. એ વખતે મારી શારીરિક સ્થિતિ એવી હતી કે હું પુનઃ પૂર્વવત્ સ્થિતિમાં આવીશ કે નહિ તે માટે મને શંકા હતી. પરંતુ કૃપાળુ સરકારે મારૂં પહેલાનું આરોગ્ય પ્રાપ્ત કર-વાને માટે નવ માસની રજા મંજુર કરી હતી. એટલે એક વર્ષના ત્રણ ચતુરથાંસ ભાગપર્યંત કાંઈપણ કામધંધા સિવાય મારી મરજીમાં આવે ત્યાં હરવાફરવાને માટે હું સ્વતંત્ર હતો.

વળી ઇંગ્લાંડમાં મારે કોઇ સગુંસંબંધી નહિ હોવાથી તેની ચિંતા કે ઉપાધિ પણ મારે વ્હોરવી પડે તેમ ન હતી. એક દિવસના મને અગીયાર શીલીંગ અને છ પેન્સ પગારના મળતા હતા. એટલે જો હું મારા રોજના ખર્ચમાં તેટલી રકમ કરતાં વધી ન જાઉં તો દિવાની વોરન્ટનો મને ભય ન હતો. તેમ જ એક દિવસના સ્હાડા-અગીયાર શીલીંગ એટલે એક મહિનાનાં સવા સત્તર પૌંડ (બસો પોણી ઓગણત્રીસ રૂપીઆ) એક મનુષ્યને માટે ઓછા પણ ન હતા. મેં લંડનમાં જઇને ત્યાં ઠરી ઠામ થવાનો વિચાર કર્યો. થોડાક દિવસ તો ત્યાં હું સ્ટ્રેન્ડ નામના લત્તામાં એક ખાનગી હોટેલમાં રહ્યો. ત્યાં મારૂં ખર્ચ વધી જવા લાગ્યું અને ધીમે ધીમે એ ખર્ચ એટલું બધું વધી પડયું કે મને મળતા પગારમાં તે પૂરૂં થઈ શકશે નહિ એમ

મને જણાયું. એ સ્થિતિએ મારી આંખો ઉઘાડી અને મને લાગ્યું કે જો મારે લંડનમાં જ રહેવું હોય તો મારે મારી હાલની રહેવાની પદ્ધતિમાં એકદમ ફેરફાર કરીને ખર્ચ ઘટાડી દેવું જોઈએ; નહિ તો લંડનનો પરિત્યાગ કરીને કોઈ નાના ગામડામાં જઇને રહેવું જોઇએ. તે સિવાય ત્રીજો માર્ગ મારે માટે ન હતો.

પરંતુ એકાદા ન્હાના ગામડામાં રહેવાથી કામધંધા સિવાય વખત પસાર કરવાનું મુસ્કેલ થઈ પડશે, એમ ધારીને મેં લંડનમાં રહેવાનો જ નિશ્ચય કર્યો; અને ઓછા ખર્ચે તથા સાદાઇથી રહી શકાય એવું કોઈ સારૂં સ્થળ મળે તો આ હોટલ છોડી દેવી એવો વિચાર કરીને હું અનુકુલ સ્થળની શોધ કરવા લાગ્યો.

જે દિવસે હું આ નિશ્ચય પર આવ્યો તે જ દિવસે હું ક્રિટેરિયન બાર પાસે ઊભો હતો, તે વખત કોઇએ પાછળથી આવીને પોતાના હસ્તવડે મારા ખભાનો સ્પર્શ કર્યો. મેં પાછળ ફરીને જોયું તો સ્પર્શ કરનારને હું ઓળખી ગયો. તે બીજો કોઈ નહિ પણ બાર્ટસમાં મારા હાથ નીચે મલમપટ્ટા બાંધવા વગેરેનું કામ કરનાર સ્ટેમ્ફર્ડ જ હતો. લંડન જેવા અફાટ શહેરમાં એક સ્નેહીના મુખનું દર્શન થતાં લગભગ એકાંતવાસ જેવી સ્થિતિ ભોગવતા મનુષ્યને કેટલો બધો આનંદ થાય તેની કલ્પના વાચકોએ જ કરી લેવી. અલબત્ત અગાઉ તેની સાથે મારે ગાઢ મૈત્રી ન હતી, તથાપિ તેની મારા સામાન્ય સ્નેહી તરીકે ગણના કરવામાં વાંધો નથી. મેં તેની સાથે આવેશપૂર્વક હસ્તધૂનન કર્યું અને તે પણ મને જોઇને આનંદિત થયેલો દેખાયો. મેં આનંદાતિરેકથી તેને મારી સાથે હોલબોર્ન નામક એક વિશાળમાં ભોજન લેવાની વિજ્ઞપ્તિ કરી, જેનો તેણે સ્વીકાર કરવાથી અમે બન્ને ગાડીમાં બેસીને તે વિશા તરફ જવાને નીકળ્યા.

"વોટસન! તમે આમ કેમ થઈ ગયા છો?" લંડનના ગીચ્ચ રસ્તાઓપરથી અમારી ગાડી પ્રસાર થતી હતી તે વખતે તેણે આશ્ચર્યસહ મને પ્રશ્ન કર્યો: "જૂઓને તમારૂં શરીર કેટલું બધું કૃશ અને ફિક્કું પડી ગયું છે!"

મેં તેને મારા ઉપર આવી પડેલી સંકટપરંપરાનો વૃતાંત સાદ્યાન્ત પરંતુ ટુંકામાં જણાવ્યો. હું મારૂં કથન પૂર્ણ કરી રહ્યો તેજ વખતે અમારી ગાડી દિશા પાસે આવી પહોંચી.

મારી દુ:ખદ કર્મકથા શ્રવણ કરીને તે દ્રવતા હૃદયે બોલ્યો: "ત્યારે હવે તમે શું કરવા ધારો છો?"

"મકાનની શોધમાં છું." મેં કહ્યું: "અત્યારે જે હોટેલમાં હું રહું છું તે તદ્દન નકામી છે. તેના કરતાં ઓછા ખર્ચમાં કોઈ સારૂં અને સોઇબંધ મકાન મેળવવાની તજવીજ કરૂં છું"

"ખરેખર, મોટું આશ્ચર્ય!" મારા શબ્દો પર ટીકા કરતો મારો મિત્ર બોલ્યો:

"તમારી માફક એક બીજાએ પણ આવા જ પ્રકારની ઇચ્છા આજે મારી પાસે પ્રદર્શિત કરી છે!"

"એ કોણ છે?" મેં પૂછ્યું

"તે હોસ્પિટલમાં રસાયનશાળામાં કામ કરે છે. તેણે મનપસંદ એક મકાન શોધી કાઢ્યું છે. પરંતુ તે એકલો આખું મકાન રાખી શકે એવી તેની આર્થિક સ્થિતિ નથી. એટલે કોઈ ભાગીદાર શોધી કાઢવાનું તેણે મને કહ્યું હતું." સ્ટેમ્ફર્ડે કહ્યું.

"વાહ! અતિ ઉત્તમ!" હું બોલી ઉઠ્યો: "જો એવી જ તેની ઇચ્છા હોય તો તેને માટે હું ઉમેદવાર છું. તે મકાનનો અર્ધ ભાગ હું રાખીશ અને તેનું ખર્ચ પણ અમો અર્ધોઅર્ધ વ્હેંચી લેઈશું.

વળી એકલા રહેવા કરતાં એવો કોઈ સાથીદાર મળી જાય તો વધારે સારૂં."

સ્ટેમ્ફર્ડે હાથમાં પકડેલો મદ્યનો ગ્લાસ તેના હાથમાં સ્થિર જ રહી ગયો; અને તે મારા તરફ સ્થિર દૃષ્ટિએ જોતો બોલ્યોઃ "પણ હજી તમે શેરલોક હોમ્સને નથી ઓળખતા! તમે તેની સાથે સતત રહેવાનું પસંદ નહિ પણ કરો."

"શા માટે નહિ? એનામાં એવો શો દુર્ગુણ છે?" મેં પણ કાંઈક આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

"એનામાં કોઇ પણ જાતનો દુર્ગુણ છે એમ કહેવાની મારી મતલબ નથી." સ્ટેમ્ફર્ડ બોલ્યોઃ "માત્ર એનો સ્વભાવ જરા વિચિત્ર છે; અને રસાયનશાસ્ત્રના અમુક વિષયોનો તેને બહુ નાદ છે. બાકી બીજી રીતે તો તે સભ્ય અને શાંત સ્વભાવનો જ છે."

"એ વૈદ્યકનો અભ્યાસ કરે છે શું?" મેં પૂછ્યું.

"ના, તેના મનનું વલણ કઈ બાજુએ છે તે કહેવું અશક્ય નહિ તો કઠિન તો છે જ. હું ધારૂં છું કે તેણે પ્રાણીજીવનશાસ્ત્રમાં પારાંગતતા મેળવેલી છે અને તે પહેલા નંબરનો રસાયણશાસ્ત્રી છે. પરંતુ મને તેનો જે અનુભવ છે તે પરથી હું એટલું કહી શકું છું કે તેણે નિયમિત રીતે વૈદ્યકીય શાળામાં હાજરી આપીને શિક્ષણ મેળવેલું નથી. તેણે પદ્ધતિસર કે વ્યવસ્થાપૂર્વક કોઇ પણ બાબતનો અભ્યાસ કર્યો નથી. છતાં તેણે કેટલીક નિરુપયોગી બાબતોના જ્ઞાનનો એટલો બધો સંચય કરેલો છે કે, જે જોઇને એના પ્રોફેસરો પણ છક્ક બની ગયા સિવાય રહે નહિ!"

"તે કઇ લાઇન લેવાનો છે, એવો તમે તેને કદી પ્રશ્ન કર્યો નથી?" મેં મારા મિત્રને પૂછ્યું

તે બોલ્યો: "તેને જ્યારે ધૂન આવે છે ત્યારે ઘણો જ વાતોડીયો બની જાય છે, પરંતુ આ સંબંધમાં તેનો શો વિચાર છે એ તેની પાસેથી કઢાવવાનું સહેલું નથી."

"એક વખત તેને નજરે જોવાનું મને મન થાય છે." અલ્પ સમય વિચાર કરીને મેં કહ્યું: "મારે એવા સહચારીની જરૂર છે કે જે અભ્યાસી અને શાંત વૃત્તિનો હોવો જોઇએ. કેમકે વધારે ઘોંઘાટ કે ધરપચ સહન કરવા જેટલી શક્તિ હજી મારામાં આવી નથી. અફઘાનિસ્તાનમાં એ બન્નેનો મને એટલો અનુભવ થઈ ચૂકયો છે, કે જેનું મને મારા જીવનના અંતપર્યંત કદી પણ વિસ્મરણ થાય તેમ નથી. એ સ્નેહી અત્યારે આપણને કયે સ્થળે મળી શકશે?"

"અત્યારે ઘણું કરીને તો રસાયનશાળામાં જ હોવાનો સંભવ છે." મારા સાથીએ જવાબ આપ્યો: "કોઇ વાર તે અઠવાડિયાના અઠવાડિયા સુધી ત્યાં ડોકીયું દેખાતો જ નથી; અને નહિ તો સ્હવારથી રાત્રીપર્યંત એ સાહેબ ત્યાં જ કામ કરતા હોય છે! જો તમારી મરજી હોય તો આપણે જમી લેઇને ત્યાં જવાને ઉપડીએ."

"મરજી હોય તો શા માટે? છે જ." મેં ભારપૂર્વક કહ્યું અને અમારા વાર્ત્તાલાપનો પ્રવાહ બીજી દિશાએ વહન કરવા લાગ્યો.

ભોજન પૂર્ણ થયા બાદ હોલબોર્નમાંથી નિકળીને અમે હોસ્પિટલ તરફ જવા લાગ્યા. તે દરમિયાન જે ગૃહસ્થ સાથે ભાગમાં એક જ મકાન ભાડે રાખવાનો મારો વિચાર હતો, તે ગૃહસ્થના સંબંધમાં કેટલીક વધારે વિગતો સ્ટેમ્ફર્ડે મને જણાવી.

"જો ભવિષ્યમાં તેની સાથે તમારે બનતી રાશ ન આવે તો એ માટે તમે પાછળથી મારો દોષ ન કાઢશો." તે બોલ્યો: "હું તેને અવારનવાર રસાયનશાળામાં મળ્યો છું, તે વખતે જે કાંઈ જાણી

શકયો છું તે સિવાય વિશેષ તેના સંબંધમાં કાંઈ પણ જાણતો નથી. આ વિચાર તમે ઉપસ્થિત કર્યો છે, માટે તમારે મને જવાબદાર ગણવો નહિ."

"જો અમારે બનતી રાશ નહિ આવે તો તેનાથી છૂટા થતાં મને ક્યાં વાર લાગે તેમ છે?" મેં કહ્યું. અને તેની સામે વેધક દૃષ્ટિ કરીને ઉમેર્યું: "સ્ટેમ્ફર્ડ! મને લાગે છે કે આ બાબતમાં હાથ ધોઈ નાખવામાં તમને કાંઈ પણ કારણ હોવું જોઇએ ખરૂં. આ મનુષ્યનો સ્વભાવ અતિ ભયોત્પાદક છે, કે પછી છે શું? તમારા મનમાં જે કાંઇ હોય તે સ્પષ્ટ શબ્દોમાં કહી નાખો."

"અકથનીય વસ્તુનું કથન કરવું એ કાંઈ સ્હેલું નથી." તેણે હસતાં હસતાં જવાબ આપ્યો: "હોમ્સને વિજ્ઞાનશાસ્ત્રનો શોખ છે, અને તે એટલે સુધી કે કોઈ વાર તો તેનું વર્તન આપણને રોમાંચનો અનુભવ કરાવે તેવું થઈ પડે છે. તેણે એક વખતે તેના એક સ્નેહીને એક વનસ્પતિમાંથી કાઢેલું વિષ ચપટી ભરીને આપ્યું હતું. તે આપવામાં તેનો કાંઈ બૂરો ઉદ્દેશ ન હતો, પરંતુ તે વિષની કેવી અને કેટલા પૂરતી અસર થાય છે તેનો યથાસ્થિત ખ્યાલ આવી શકે તે હેતુથી જ તેણે એ વિષ આપ્યું હતું. તેને અન્યાય ન થાય તે ખાતર એટલું કહેવું જોઇએ કે તે પોતે પણ એ વિષ લેવામાં જરી પણ સંકોચ કે ભય દર્શાવે નહિ. ચોક્કસ અને યથાસાંગ જ્ઞાન મેળવવાનો તેને અત્યંત મોહ છે.'

"બેશક, એમ હોવું જ જોઇએ."

"એ ખરૂં છે. પરંતુ કેટલીક વાર તેનો અતિરેક થઈ જાય છે. વાઢકાપ કરવાના હૉલમાં જે પ્રેત ઉપર વાઢકાપ કરવાની હોય તે પ્રેતને જ્યારે તે ફટકા મારે છે ત્યારે તો ખરેખર તેનું એ કૃત્ય અત્યંત

વિચિત્ર ભાગ્યા સિવાય રહેતું નથી!"

"પ્રેતને ફટકા મારે છે?" મારા મિત્રના કથનથી મને આશ્ચર્ય ઉત્પન્ન થયા સિવાય રહ્યું નહિ.

"હા કોઈ પણ મનુષ્ય મૃત્યુ પામ્યા પછી તેના શરીર ઉપર કેટલે સુધી શોળ ઉઠે છે તેનો અનુભવ મેળવવાને માટે. મેં મારી નજરોનજર એક પ્રેતને ફટકા મારતાં મેં તેને જોયો હતો."

"અને તો પણ તમે કહો છો કે એ વૈદકની લાઈન લેવાને તે વિદ્યાનો અભ્યાસ કરતો નથી?"

"ના, તેના અભ્યાસનો શો હેતુ છે એ તો એક ઈશ્વર જ જાણે! પણ હવે આપણે હોસ્પિટલ પાસે આવી પહોંચ્યા છીએ. માટે તમે તેને નજરે જોઇને જ તેના સંબંધમાં અભિપ્રાય બાંધવો હોય તે બાંધજો."

## પ્રકરણ ૨ જું

### શેરલોક હોમ્સ.

એ શબ્દો તેણે ઉચ્ચાર્યા તે વખતે અમારી ગાડી હોસ્પિટલ પાસે આવી પહોંચી હતી. અમે ગાડીમાંથી નીચે ઉતર્યા અને હોસ્પિટલના કમપાઉન્ડમાં દાખલ થયા. મેં આ જ હોસ્પિટલમાં અભ્યાસ કરેલો હોવાથી તેની અંદરનો તમામ ભાગ મને જાણીતો હતો. એટલે રસાયનશાળાનો રસ્તો બતાવવાને માટે સ્ટેમ્ફર્ડને

આગળ થવું પડે તેમ નહતું. અમે બન્ને કાળા પત્થરનાં પગથીયાં વાળી પહોળી સીડી ઉપર થઇને ઉપલા મત્રે ગયા. ઉપર પહોંચ્યા પછી ફક્ત બે મિનિટમાં જ અમે રશાયનશાળાવાળા ખંડમાં જઈ પહોંચ્યા.

તે એક મોટો ખંડ હતો. તેમાં ન્હાની મોટી અસંખ્ય શાશીઓ ચોતરફ અભરાઈ ઉપર હાર બંધ ગોઠવી દીધી હતી. જમીન ઉપર પહોળાં ટેબલો માંડેલાં હતાં તે ટેબલો ઉપર કાચની નળીઓ, શાશીઓ અને રાસાયનિક પ્રયોગમાં ઉપયોગમાં આવી શકે તેવાં જાતજાતનાં કાચનાં વાસણો, યંત્રો તથા બત્તીઓ મૂકેલાં હતાં. અત્યારે તે ખંડમાં માત્ર એક જ વિદ્યાર્થી હતો. તે એક ખૂણામાં આવેલા ટેબલપર નીચો વળીને પોતાના પ્રયોગમાં મશગુલ થઈ ગયેલો દેખાતો હતો. અમારાં પગલાંના અવાજથી તેણે ઉંચી દૃષ્ટિ કરીને અમારા તરફ જોયું અને તે આનંદધ્વની સાથે ઊભો થઇ ગયો.

"છેવટે મારો પ્રયોગ સિદ્ધ થયો ખરો!" પોતાના હાથમાં એક કાચની લાંબી નળી લેઇને મારા મિત્ર તરફ દોડી આવીને તેણે પ્રસ્તુત ઉદ્‌ગાર કાઢયો, અને જરા શાંત થતો તે બોલ્યોઃ "આજ ઘણા સમયે મારા મનની મુરાદ બર આવી છે. મેં આજે શોધ કરી છે તે સર્વો-ત્તમ છે અને અત્યારસુધીમાં દુનિયામાં અસ્તિત્વ ધરાવતી આ વિષયને લગતી કોઈ પણ વસ્તુ મારી આ શોધની સ્પર્ધા કરી શકે તેમ નથી." કદાચિત્ તેણે સોનાની ખાણ શોધી કાઢી હોત તો પણ તેને જેટલો આનંદ થયો હોત તે કરતાં વિશેષ આનંદ તેના ચ્હેરા પર પ્રત્યક્ષ થતો હતો.

"ડોકટર વોટસન, માસ્તર શેરલોક હોમ્સ." અમારી બન્નેની પરસ્પર ઓળખાણ કરાવવાના ઉદ્દેશથી મારો મિત્ર બોલ્યો.

"તબિયત કેમ છે?" મારી સાથે હસ્તધૂનન કરતાં તે બોલ્યો: "હું ધારું છું કે તમે અફગાનિસ્તાનમાંથી આવો છો!"

"પણ હું અફગાનિસ્તાનમાંથી આવું છું એ તમે કેવી રીતે જાણી શક્યા?" મેં આશ્ચર્યચકિત થતાં પ્રશ્ન કર્યો.

"એ બધું પછી." તે મારા પ્રશ્નનો જવાબ ખાઈ જતાં બોલ્યો: "અત્યારે તો આપણે આ મારી અપૂર્વ શોધનો જ વિચાર કરીએ. બેશક આ મારી શોધ કેટલી મહત્ત્વની છે એ તમે પોતે ડોકટર હોવાથી સમજી શક્યા સિવાય નહિ જ રહ્યા હો."

"રાસાયનિક રીતે મહત્ત્વની ખરી." તેની વિચિત્રતાથી મનમાં ને મનમાં હસતાં મેં જવાબ આપ્યો: "પણ વ્યવહારૂ—"

"વ્યવહારૂ રીતે તે ઉપયોગિ નથી, એમ તમે કહેવા માગો છો ને? પણ સાહેબ.! આજ કેટલાં વર્ષો થયાં આ શોધની આવશ્યકતાની અનિવાર્યપણે અગત્ય જણાવવામાં આવતી હતી આ દ્રવ્ય રકતપરિક્ષક છે. આવો આવો, અત્યારે જ હું તમને તેનો પ્રયોગ કરી બતાવું." એમ કહીને તે મારા કોટનો છેડો પકડીને આતુરતાપૂર્વક મને જે ટેબલ ઉપર તે પ્રયોગ કરતો હતો તે ટેબલ તરફ ઘસડી ગયો.

"થોડુંક તાજું લોહી જોઇએ." તે બોલ્યો અને એક પળની પણ ઢીલ નહિ કરતાં એક લાંબા તિક્ષ્ણ ધારવાળા શસ્ત્રવડે પોતાની આંગળીમાં છેદ પાડીને તેમાંથી લોહીનું એક ટીપું એક કાચના વાસણમાં પડવા દીધું.

તે વાસણમાં પાણી રેડતાં તે બોલ્યો: "હવે હું આ લોહીને પાણી સાથે મિશ્રિત કરી દઉં છું. તમે જૂઓ છો કે આ મેળવણી કેવળ ચોખ્ખા પાણી જેવી જ દેખાય છે. કેમકે પાણીનાં દશ લાખ

ટીપાંમાં ભળેલું લોહીનું માત્ર એક બિન્દુ પોતાનું સ્વરૂપ રાખી શકે જ નહિ. પરંતુ મારી ખાત્રી છે કે જે દ્રવ્યની મેં શોધ કરી છે તે દ્રવ્ય આ પાણીમાં લોહી મળેલું છે, તેની આપણને પ્રત્યક્ષ સાબિતી આપ્યા સિવાય રહેશે નહિ." એમ કહેતાં તેણે પાણીમાં શ્વેત સ્ફટિકના જેવો ઘટ પદાર્થ નાખ્યો અને પછી પેલા પારદર્શક અને પાણી જેવા જ રંગના રક્તપરીક્ષક દ્રવ્યનાં બે ચાર ટીપાં તેની અંદર રેડયાં. એક પળમાં જ તે મિશ્રણનો રંગ બદલાયો અને આછા ભૂરા રંગની રજ તે કાચના વાસણને તળીયે જઇને બેઠી.

"હા! હા! હા!" તે બે હાથવડે તાળીઓ પાડતો બોલ્યો. એક ન્હાના બાળકને નવીન રમકડું મળતાં જેટલો આનંદ થાય તેટલો આનંદ તેને થયો હતો.

"બોલો તમે આ બાબતમાં શું ધારો છો?" તેણે મને પ્રશ્ન કર્યો.

"અત્યંત નાજુક પરીક્ષક છે, એમાં તો શંકા કશી." મેં તેના રક્તપરીક્ષક દ્રવ્યનું મહત્ત્વ કબૂલ રાખતાં જણાવ્યું. પરંતુ આ રક્તપરીક્ષકનો શો ઉપયોગ થઈ શકે તેમ છે એ હજી હું જાણી શકયો ન હતો.

શેરલોક હોમ્સ બોલ્યોઃ "નાજુક જ નહિ પરંતુ સર્વોત્તમ! અત્યાર સુધી ઉપયોગમાં આવતું રક્તપરીક્ષક દ્રવ્ય ઘણું જ ત્રાસદાયક અને અચોક્કસ છે. તેમ જ લોહીમાં રહેલા જન્તુઓની સૂક્ષ્મદર્શક યંત્ર વડે કરવામાં આવતી પરીક્ષા પણ કેટલીક વખત નિરુપયોગી થઈ પડે છે. જો લોહીનો ડાઘ કોઈ પણ સ્થળે પડયાને થોડાક કલાક વિતી ગયા હોય તો સૂક્ષ્મદર્શક યંત્રની સહાય વડે તે મનુષ્યનું છે કે ઈતર પ્રાણીનું તેમજ તે લોહી છે કે બીજી કાંઇ વસ્તુ છે તે સિદ્ધ

થઇ શકતું નથી. કેમકે તેની અંદરના જન્તુ દષ્ટિએ પડતા નથી. જ્યારે હવે આ મારૂં દ્રવ્ય તો લોહી તાજું હોય કિંવા ઘણા સમયનું જૂનું હોય તો પણ તેની આબાદ પરીક્ષા કરી શકે છે. જો આ દ્રવ્યની અગાઉ શોધ થઇ હોત તો હજારો મનુષ્યો પોતાનાં દુષ્કર્મોની સજામાંથી બચી જવા પામ્યા છે, તેમ થવા પામ્યું ન હોત. કેમકે તેમના ગુન્હાઓને સાબિત કરવામાં આ દ્રવ્ય નિર્વિવાદિત રીતે ફતેહમંદ નિવડયું હોત. ”

“ કેવી રીતે ! ” તેના કથનને વિશેષ સ્પષ્ટ કરાવવાના હેતુથી મેં પ્રશ્ન કર્યો.

“ ખૂનને લગતા ગુન્હાઓનો આધાર માત્ર આ–રક્તપરીક્ષણના મુદ્દા ઉપર જ હોય છે. એમ ધારો કે એક મનુષ્યે કોઇનું ખૂન કર્યું છે. કર્યાં પછી અમુક માસ વીતી ગયા બાદ તેના ઉપર તેણે ખૂન કરેલું હોવાથી શંકા આવી, તેનાં કપડાં તપાસવામાં આવ્યાં, અને તેના ઉપર કૃષ્ણવર્ણ મિશ્રિત ભૂરા રંગના ડાઘ પડેલા જણાયા. તે ડાઘ લોહીના છે, કાદવના છે, ફુલના રસના છે, કોઈ રંગના છે, કે શાના છે ? એ એક જ પ્રશ્ન છે કે જેણે મોટા મોટા અનુભવીઓને પણ વિચારમાં પાડી દીધા છે. અને તેઓ તેનો ચોક્કસ નિર્ણય કરી શક્યા નથી તેનું શું કારણ ? તેનું કારણ માત્ર એટલું જ છે કે અત્યારસુધી તેની પરીક્ષા કરનારૂં વિશ્વસનીય દ્રવ્ય ન હતું. હવે આપણી પાસે ‘ શેરલોક હોમ્સનું રક્તપરીક્ષક દ્રવ્ય ’ તૈયાર છે, અને તેથી રક્તપરીક્ષણને માટે હવે કોઇ પણ જાતની મુશ્કેલી રહેવા પામશે નહિ. ”

આનંદાતિરેકથી–સ્વપ્રયત્નની ફલ પ્રાપ્તીથી તેનાં પાણીદાર નેત્રો ચમકતાં હતાં. પ્રસ્તુતકથન પૂર્ણ કરતાં, પોતાના વિચારોને હર્ષધ્વનીથી વધાવી લેનાર શ્રોતૃવૃન્દને નમન કરનાર વક્તાની માફક શેરલોક

હોમ્સે પણ પોતાનો હસ્ત છાતીએ લગાડીને મસ્તક સ્હેજ નીચું નમાવી અમને નમન કર્યું.

"આ અપૂર્વ શોધ માટે હું તમારૂં અભિનંદન કરૂં છું." તેના ઉત્સાહપૂર્ણ ચ્હેરા તરફ સ્મિત વદને દષ્ટિ કરતો હું બોલ્યો.

તેણે મારા અભિનંદનની પરવા કર્યા સિવાય પોતાનું ભાષણ આગળ ચલાવ્યું: "ગઇ સાલમાં ફ્રેન્કફોર્ટ ખાતે બિસ્કોફ ઉપર કેસ ચાલતો હતો. જો તે વખતે આ દ્રવ્ય અસ્તિત્વમાં આવ્યું હોત તો જરૂર તે ફાંસીને લાકડે લટકયો હોત. તે પછી બ્રેડફોર્ડનો મેસન, અને બદમાશ મૂલ્લર અને મોન્ટપેલ્લરનો લી ફીવર, અને ન્યુ ઓર્લિઅન્સનો સેમ્સન. એવા કોડીબંધ કેસોની હારમાળા હું રજુ કરી શકું તેમ છે કે જેમાં આ દ્રવ્ય નિર્ણયાત્મક નિવડયા સિવાય રહ્યું ન હોત."

"તમે પણ ખૂનના ગુન્હાઓનું હાલતુંચાલતું કેલેન્ડર લાગો છો!" સ્ટેમ્ફર્ડ હાસ્ય કરતો બોલ્યો: "તમે એ વિષયને લગતું એક વર્તમાનપત્ર પ્રકટ કરો અને તેને 'પોલિસ ન્યુસ ઓફ ધી પાસ્ટ' એવું નામ આપો."

"લોકોને એ પત્ર વાંચવામાં ઘણો જ રસ પડે." શૈરલોક હોમ્સે પણ હસતાં હસતાં કહ્યું અને તેની આંગળી ઉપર પડેલા છેદ પર પ્લાસ્ટરની સફેદ ભુકી લગાડતાં મારી તરફ જોઇને તે બોલ્યો: "મારે બહુ જ સાવચેતી રાખવી પડે છે. કારણ કે મારા પ્રયોગ દરમિયાન અવારનવાર હું વિષ-દ્રવ્યો સાથે સહવાસમાં આવું છું." એમ કહેતાં તેણે તેનો હાથ ઉંચો કર્યો અને હું જોઇ શકયો કે તેના હાથ ઉપર ઘણા છેદો પડેલા હતા અને તેજાબને લીધે કેટલેક સ્થળે ચામડીનો રંગ પણ બદલાઇ ગયો હતો.

હવે સ્ટેમ્ફર્ડે એક ત્રણ પાયાના સ્ટુલ ઉપર બેઠક લીધી અને

બીજું સ્ટુલ તેના પગવડે મારી તરફ ખસેડી શેરલોક હોમ્સને ઉદ્દેશીને તે બોલ્યોઃ "અમે અહીં તમારી પાસે જરૂરના કામસર આવેલા છીએ. મારા આ મિત્રને સારૂં સોઈવાળું તથા ઓછા ખર્ચમાં મળી શકે એવું મકાન જોઈએ છે; અને તમે મને કહેતા હતા કે તમને પણ મકાન ભાડે રાખવાના ખર્ચનાં અર્ધોઅર્ધ ભાગ આપે એવો ભાગીદાર જોઇએ છે. એથી મેં વિચાર્યું કે હું તમને બન્નેને એકઠા કરી દઉં તો ઠીક."

શેરલોક હોમ્સને હું પસંદ પડયો હોઉં તેવું તેના મ્હેરાપર પ્રકટેલી આનંદરેખાથી જણાઇ આવતું હતું. તે બોલ્યોઃ "બેકર-સ્ટ્રીટમાં એક મકાન ઉપર મારી નજર ઠરી છે અને તે તમને પણ પસંદ પડશે. તે આપણને બન્નેને અનુકૂળ આવે તેવું છે. પણ હું આશા રાખું છું કે તમને કડક તમાકુની વાસ પ્રત્યે તિરસ્કાર નહિ હોય ?"

મેં જવાબ આપ્યોઃ "હું હમેશાં 'શિપ' નીજ તમાકુ વાપરૂં છું."

"તો તો સારૂં. મારી પાસે સામાન્ય રીતે રસાયનક્રિયામાં ઉપયોગી થઈ પડનારી વસ્તુઓ હું રાખું છું અને કોઈ કોઈ વાર તેનો પ્રયોગ પણ કરૂં છું. એ તમને કંટાળો આપશે ખરૂં ?"

"છિઃ જરી પણ નહિ," મેં સરળ ઉત્તર આપ્યો.

"હં, હું મારી બીજી કેટલીક ટેવો પણ તમને જણાવી દઉં. હું કોઈ કોઈ વાર ઉદાસ–સ્તબ્ધ–અચળ જેવો દેખાઉં છું; તે એટલે સુધી કે દિવસોના દિવસોપર્યંત હું મ્હોમાંથી એક શબ્દ સરખો પણ કાઢતો નથી. એવું કદાચિત્ તમારા જોવામાં આવે તો તમારે મારે માટે શંકા આણવી નહિ. મને એકાન્તવાસનું સેવન કરવા દેવું

એટલે હું તુરત જ પાછો આગળના જેવો બની જઈશ. હવે તમારે તમારા પોતાના સંબંધમાં શું કહેવાનું છે? બે મનુષ્યો એકબીજાના નિકટના સહવાસમાં રહેવાનું શરૂ કરે તે પહેલાં તેમણે પરસ્પર પોતાની ખોડો દર્શાવવી એ યોગ્ય અને ઉત્તમ છે."

તેણે કરવા માંડેલી આ ઉલટતપાસથી મને હસવું આવ્યું. "મારી સાથે એક બૂલડોગ છે." મેં કહ્યું: "મારી પ્રકૃતિ અશક્ત હોવાથી ઝાઝો ઘોંઘાટ મને પસંદ નથી. હું સહવારે મોડો ઉઠું છું અને આળસ એ મારામાં મોટો દુર્ગુણ છે. જો મારૂં આરોગ્ય અગાઉની માફક હોય તો બીજા કેટલાક દુર્ગુણો પણ મારા ઉપર સામ્રાજ્ય ચલાવતા કદાચ તમારી દૃષ્ટિએ પડે; પરંતુ મારી હાલની સ્થિતિમાં તો મેં ઉપર જણાવ્યા તે જ મહત્ત્વના છે."

"વાયોલીનના ધ્વનીની તમે ઘોંઘાટમાં ગણના કરો છો ખરા?" તેણે સચિંત સ્વરે પ્રશ્ન કર્યો.

"એ તો વાયોલીન વગાડનાર ઉપર આધાર રાખે છે." મેં જવાબ આપ્યો: "જો વાયોલીન કુશલતાપૂર્વક વગાડવામાં આવે તો તેથી સ્વર્ગના દેવો પણ પ્રસન્ન થાય છે, જ્યારે વગાડનારો બોથડ હોય તો—"

"બસ બસ! એટલી જ મારે જરૂર હતી." તેણે આનંદયુક્ત હાસ્યપૂર્વક વચ્ચેથી જ મને બોલતો અટકાવીને કહ્યું: હવે જો મકાન તમને પસંદ પડે તો આપણે બન્નેએ સાથે રહેવાનું નક્કી થયું છે, એમ જ હું માનું છું."

"એ મકાન જોવા આપણે ક્યારે જઈશું!" મેં આતુરતા દર્શાવી.

" તમે આવતી કાલે મધ્યાન્હે મને અહીં જ મળજો. આપણે બન્ને સાથે ત્યાં જઇશું અને તેજ વખતે બધું નક્કી કરી દેઇશું." તેણે જણાવ્યું.

" બહુ સારૂ, બરાબર મધ્યાન્હે આવીશ." તેની સાથે હસ્ત-ધૂનન કરતાં હું બોલ્યો.

અમે બન્ને તેને તેના રાસાયનિક પ્રયોગોમાં રોકાયેલો છોડીને ત્યાંથી નીકળ્યા અને મારી હોટલ તરફ જવા લાગ્યા.

માર્ગમાં એકાએક ચાલતાં અટકી જઈ સ્ટેમ્ફર્ડ તરફ ફરીને મેં પ્રશ્ન કર્યો: " પણ હું અફઘાનિસ્તાનમાંથી આવું છું, એ શેરલોક હોમ્સ કેવી રીતે જાણી શકયો ?"

મારો મિત્ર હસ્યો. એ હાસ્યમાં કાંઇક ગૂઢતા સમાયેલી હતી. તે બોલ્યો: " એ જ તેની વિચિત્રતાનું ઉદાહરણ છે. તે પોતાના પરિ-ચયમાં આવનારની ગુહ્ય બાબતો કેવી રીતે જાણી શકે છે, તેનો પત્તો લગાડવાને ઘણા માણસો આતુર છે!"

" એ પણ એક રહસ્ય જ છે. !" હું મારા હસ્ત ચોળતો બોલ્યો: " અને તે પણ અત્યંત ચમત્કારપૂર્ણ. મને તેનો પરિચય કરાવવા માટે હું તમારો અત્યંત ઉપકૃત થયો છું. તમે જાણો છો કે 'મનુષ્ય સ્વભાવનો અભ્યાસ એ જ મનુષ્યનો યોગ્ય અભ્યાસ' છે! "

" ત્યારે તમે તેનો અભ્યાસ કરજો." મારી પાસેથી વિદાય માગતાં સ્ટેમ્ફર્ડ બોલ્યો: " જો કે એનું ગુહ્ય ઉકેલવાનું કામ તમારે માટે ઓછું મુશ્કેલ નથી. હું શરત મારૂં છું કે તમે તેના સંબંધમાં જેટલું જાણી શકશો તે કરતાં વિશેષ તે તમારા સંબંધમાં જાણતો હશે: સાહેબજી ! "

"સાહેબજી !" હું બોલ્યો. અમે બન્ને છૂટા પડયા અને હું શેરલોક હોમ્સના અગમ્ય ગોપનના વિચારમાં નિમગ્ન બનીને મારી હોટલ તરફ જવા લાગ્યો.

---

## પ્રકરણ ૩ જું

---

### વિચારના વમળમાં.

આગલે દિવસે ઠરાવ કર્યા મુજબ હું અને શેરલોક હોમ્સ બીજે દિવસે મળ્યા, અને અમે બન્નેએ અમારી આગલા દિવસની મુલાકાત વેળાએ જેના વિષે તેણે જણાવ્યું હતું તે બેકરસ્ટ્રીટમાંના નંબર ૨૨૧ બી. વાળા મકાનના જે ખંડ અમારે ભાડે રાખવાના હતા તે જોયા. તેમાં બે પહોળાં શયનગૃહ હતાં અને એક પ્રશસ્ત અને ભપકાદાર દિવાનખાનું હતું. તેની બે મોટી બારીઓમાંથી પ્રકાશ પણ પુષ્કળ આવતો હતો. તે ખંડ દરેક રીતે અમને પસંદ પડે તેવા હતા. તે સાથે તેનું ભાડું પણ ઘણું મધ્યમસરનું હતું અને ભાડાની રકમનો અર્ધ ભાગ અમને દરેકને કોઇ પણ રીતે ભારે પડે તેમ ન હતો. એથી તેજ વખતે અમે તે ખંડ ભાડે રાખી લીધા અને તેનો કબજો લેઈ લીધો. તેજ રોજ સ્હાંજે હું મારો તમામ સામાન હોટેલમાંથી તે મકાનમાં લાવ્યો; અને શેરલોક હોમ્સ બીજે દિવસે સ્હવારે રહેવાને આવ્યો. તેની સાથે ઘણી ન્હાની મોટી પેટીઓ અને ટ્રંકો હતી. એક-બે દિવસ તો અમે અમારો સરસામાન વ્યવસ્થિત રીતે ગોઠવવામાં ગાળી કાઢ્યા. એ બધું થઈ રહ્યું એટલે અમને પડતી અગવડોને દૂર કરવાનો અમે પ્રયત્ન કરવા લાગ્યા.

એટલું તો ચોક્કસ કે હોમ્સના સહચારી તરીકે એક જ મકાનમાં રહેવામાં મને કોઇ પણ જાતની મુશ્કેલી માલૂમ પડી નહિ. તેનો સ્વભાવ એકંદરે શાંત હતો અને નિયમિતતાને તે પસંદ કરતો હતો. રાત્રીના દશ વાગી ગયા કે પછી તે ભાગ્યે જ જાગૃત રહેતો; અને હું ઘણી વાર સ્હવારે ઉઠું એ પહેલાં તો સ્હવારનો નાસ્તો કરી લેઇને તે બહાર ચાલ્યો જતો. કોઇ કોઈ વાર તે આખો દિવસ રસાયનશાળામાં ગાળ.. કોઈ કોઇ વાર હોસ્પિટલના વાઢકાપ કરવાના ખંડમાં તેની આખા દિવસ હાજરી માલૂમ પડતી અને કોઇ કોઈ વાર લંડનના હ..કા વર્ગોથી વસાયેલા ગીચ્ચ લત્તાઓમાં ફરવામાં તે પોતાનો દિવસ પસાર કરતો. જ્યારે તે કાંઈ પણ કાર્યમાં યોજાયેલો હોય ત્યારે તેમાં તેનું મન એટલું બધું પરોવાયેલું રહેતું કે એ જોઇને તેની કાર્યશક્તિ અને ઉત્સાહની આપણે પ્રશંસા કર્યા સિવાય રહી શકીએ નહિ. પરંતુ કોઇ કોઈ વાર તેના સ્વભાવમાં ફરક પડેલો દૃષ્ટિગોચર થતો અને દિવસાનુદિવસ પ્રાતઃકાળથી તે રાત્રીપર્યંત એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા સિવાય કિંવા સ્હેજ પણ હિલચાલ કર્યા સિવાય તે દિવાનખાનામાં એક કોચ ઉપર પડયો રહેતો. આવા પ્રસંગોએ તેનાં પાણીદાર નેત્રો ઉપર કાંઈક ઘેનની અસર મારા જોવામાં આવેલી અને તેથી જો તેની મિતાહારી પ્રકૃતિથી હું વાકેફગાર ન હોત તો જરૂર તે કોઈ નશાકારક પદાર્થનું સેવન કરતો હોવો જોઇએ એવી શંકા મારા મનમાં ઉપસ્થિત થવા પામી હોત !

એક પછી એક સપ્તાહ પસાર થવા લાગ્યું તેમ તેમ તેના વિષેનો મારો ભાવ અને તેના જીવનોદ્દેશ વિષેની જીજ્ઞાસા ધીમે ધીમે વૃદ્ધિંગત અને પ્રગતિમાન્ થતી ગઇ. તેના શરીરનો બાંધો અને દેખાવ એવા પ્રકારનો હતો કે જે તેની સામે જોનારના લક્ષનું આકર્ષણ કર્યા

સિવાય રહે નહિ. તેની ઉંચાઇ લગભગ છ ફીટ કરતાં સ્હેજ વધારે હતી, અને તે શરીરે પાતળો હોવાથી સ્હેજ વિશેષ ઉંચો લાગતો હતો. તેનાં નેત્રો તિક્ષ્ણ અને વેધક હતાં; માત્ર ઉપર હું જણાવી ગયો તેવા પ્રસંગોએ નેત્રોમાં ઘેનની અસર જણાતી હતી. તેનું ગરૂડ પક્ષીના જેવું પાતળું લાંબું નાક તેની સ્વાભાવિક ચંચળતા અને એકદમ કોઇ પણ વિષયમાં અમુક નિર્ણય ઉપર આવી જવાની પ્રકૃતિનું પ્રદર્શન કરાવતું હતું. તેની આગળ પડતી અને પહોળી હડપચી આ મનુષ્ય દૃઢ નિશ્ચયવાળો હોવો જોઇએ એવી કલ્પના આપણા મનમાં ઉપસ્થિત કરતી હતી. તેના પંજા ઉપર શાહીના તથા રાસાયનિક દ્રવ્યોના ડાઘ દૃષ્ટિગોચર થતા હતા; તથાપિ પ્રયોગો કરતી વેળાએ પોતાનાં શસ્ત્રોનો તે બહુ જ નાજુકાઇથી ઉપયોગ કરી શકતો હતો. એ જોઇને તેની સ્પર્શેન્દ્રિયની તીવ્રતાનો ખ્યાલ આવી શકતો હતો.

આ મનુષ્યે મારી જીજ્ઞાસાવૃત્તિને અત્યંત તીવ્ર બનાવી દીધી હતી અને તેણે પોતાના સંબંધમાં જે મૌન્ય ધારણ કર્યું હતું તેની અંદર ઉતરવાનો હું યત્ન કરતો હતો, પરંતુ મને તેમાં સફળતા મળી શકી ન હતી. તેની આગલીપાછલી જાણવા માટેની મારી તીવ્રેચ્છા તથા તેને અર્થે મેં કરેલો નિષ્ફળ પ્રયાસ જોઇને વાચકો કદાચ મને કામધંધા વગરનો નવરો અને આળસુ મનુષ્ય માની લેશે પરંતુ મારા વિષે તેઓ એવો ચુકાદો આપે તે પૂર્વે એટલું તેમને યાદ આપવું જોઇએ કે અત્યારે મારૂં જીવન કોઈ પણ ઉદ્દેશથી રહિત બની ગયું હતું, તેમજ મારૂં લક્ષ આકર્ષી શકે એવું પણ તે વખતે કાંઈ જોવામાં આવતું ન હતું. મારી પ્રકૃતિ અશક્ત હોવાને લીધે જો હવા ભેજવાળી હોય તો હું બહાર ફરવા માટે જવાની પણ

હિમ્મત કરી શકતો નહિ. મારે એવો કોઈ ગાઢ મૈત્રી ધરાવનારો સ્નેહી ન હતો કે જે મારે ત્યાં મને મળવા માટે આવીને મારી એકાંતિક અવસ્થાનો ભંગ કરે. આ બધા સંયોગોને લીધે મારા સાથીના રહસ્યનો ભેદ જાણવાને હું અતિ આતુર બની રહ્યો હોઉં અને તે રહસ્યને ખૂલ્લું કરવાના પ્રયત્નમાં મારા સમયનો મોટો ભાગ ગાળતો હોઉં તે સ્વાભાવિક છે.

તે વૈદ્યકનો અભ્યાસ કરતો ન હતો. સ્ટેમ્ફર્ડે એ બાબત જે અભિપ્રાય વ્યક્ત કર્યો હતો તે ખરો હતો એવી, શેરલોક હોમ્સને મેં એક વાર તત્સંબંધી કરેલા પ્રશ્નનો તેણે જે જવાબ આપ્યો હતો તે ઉપરથી મારી ખાત્રી થઈ હતી. તે વાંચનવ્યાસંગી ન હતો અને વિજ્ઞાન વિષયક પદવી મેળવવાને માટે કિંવા વિદ્વદ્વર્ગમાં પોતાની ગણના કરાવવાને માટે તે અભ્યાસ કરતો હોય એમ પણ લાગતું ન હતું. તેમ છતાં તેનો કોઈ વિશિષ્ટ વિદ્યાભ્યાસ માટેનો ઉત્સાહ લક્ષ આપવા યોગ્ય હતો. તે જ્યારે પોતાની પસંદગીના વિષયનું પ્રતિપાદન કરવાનો પ્રારંભ કરતો ત્યારે તેનું સર્વતોપરિ અગાધ જ્ઞાન જોઇને હું આશ્ચર્યનિમગ્ન બની જતો. પરંતુ આ બધો શ્રમ તે શા માટે લે છે એ હું સમજી શકતો નહિ. એટલું તો ખરૂં જ કે મનમાં એકાદો વિશિષ્ટ ઉદ્દેશ હોયા સિવાય કોઈ પણ એકાદા શાસ્ત્રીય વિષયની પાછળ લાગવાનું તે પસંદ કરે નહિ. તેમ ઉપલકીયા વાચનથી યથાસાંગ જ્ઞાન પ્રાપ્ત પણ કરી શકાય નહિ. જો કોઈ પણ માણસને કાંઈ ખાસ અગત્યનું કારણ ન હોય તો તે ઝીણી ઝીણી બાબતોના અભ્યાસના બોજાથી પોતાના મગજને શા માટે લાદી દે?

તેની વિદ્વતા જેટલી પ્રશંસનીય હતી, તેટલી જ તેની અજ્ઞાનતા ગર્હણીય અને હાસ્યાસ્પદ હતી. સામાયિક સાહિત્ય તત્ત્વજ્ઞાન

અને રાજ્યદ્વારી વિષયથી તે કેવળ અજ્ઞાત જ રહેતો. એક વખત મેં *થોમસ કાર્લાઇલના સંબંધમાં તેની પાસે વાત કાઢી ત્યારે તે કોણ હતો અને તેણે શું કર્યું હતું, એવો પ્રશ્ન તે મને કરવા લાગ્યો! પરંતુ જ્યારે સૂર્યમાળાની ગતિ વિષે અને તે સંબંધમાં કેપર્નિકસ નામના ખગોળવેત્તાએ કરેલી શોધ બાબત પ્રશ્ન કર્યો ત્યારે એ સંબંધમાં પણ તેનું સર્વથૈવ અજ્ઞાન જોઇને તો મારા આશ્ચર્યનો પાર જ રહ્યો નહિ. ઓગણીસમી સદીનો કેળવાયલો મનુષ્ય પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે, એટલું પણ જાણતો ન હોય એ મને એટલું બધું વિલક્ષણ લાગ્યું કે પ્રથમ તો તે માનવાને પણ હું અચકાતો હતો. પરંતુ તે સત્ય જ હતું અને શેરલોક હોમ્સને ખરેખર ખગોળ-શાસ્ત્રને લગતી એ વિષયની બિલકુલ માહિતી ન હતી.

મારા મુખપર આશ્ચર્યનો આવિર્ભાવ જોઇને તે બોલ્યો: "તમને મારા એ વિષયના અજ્ઞાનથી આશ્ચર્ય થયું જણાય છે. પરંતુ હું તમને કહું છું કે પૃથ્વીની ગતિ વિષે જે હકીકત તમે મને જણાવી તે હું ભૂલી જવાનો યત્ન કરીશ."

"ભૂલી જવાનો યત્ન કરશો?" મને વિશેષ આશ્ચર્ય થયું.

"હા, ભૂલી જવાનો." તેણે ખુલાસો કર્યો: "તમે જાણો છો કે મનુષ્યનું મગજ એ એક નાની ખાલી ઓરડી જેવું છે; અને તેમાં

---

થોમસ કાર્લાઇલ ઓગણીશમી સદીનો એક મહાન અંગ્રેજ લેખક થઈ ગયો. તેનો જન્મ ઈ. સ. ૧૭૯૫માં અને મૃત્યુ ઈ સ. ૧૮૮૧માં થયું હતું: તેણે 'ઓલીવર ક્રોમ્વેલનાં પત્રો અને ભાષણો' તથા 'પ્રુશીયાના ફ્રેડરિક બીજાનો ઈતિહાસ' એ વગેરે ગ્રંથો લખીને સારું નામ કાઢ્યું હતું.

ભા. કા.

તમને પસંદ પડે તે ફર્નિચર તમારે ગોઠવવાનું છે. મૂર્ખ મનુષ્ય જે કાંઈ જુએ છે કે સાંભળે છે તે બધી બાબતો મગજમાં ભરી દે છે. તેનું પરિણામ એ આવે છે કે નકામી બાબતોનો ભરાવો થઈ જવાથી પછી ઉપયોગી અને જરૂરની બાબત અંદર સમાઈ શકતી નથી, અથવા તો અગત્યનું અને બિનઅગત્યનું જ્ઞાન ભેળસેળ થઈ જવાને લીધે જ જે વખતે જે બાબતની માહિતીની આપણને ખાસ જરૂર હોય તે વખતે આપણને તેનું સ્મરણ થઈ શકતું નથી. બુદ્ધિમાન્ મનુષ્ય પોતાની મગજરૂપી ઓરડીમાં શી શી વસ્તુ ભરવી જોઈએ એ વિષયમાં સાવધ રહે છે. તેની પોતાની પાસે જે ઓજારો તેના કામમાં ઉપયોગી થઈ શકે તેવાં હોય તેટલાં ઓજારો જ હોય છે. પરંતુ એ બધાં ઓજારો તેણે એવી વ્યવસ્થાપૂર્વક ગોઠવેલાં હોય છે કે જેની તેને જરૂર પડે તે વિનાશ્રમે હાથ લાગી શકે. એ મગજ-રૂપી નાની ઓરડીની દિવાલો રબ્બરની માફક સ્થિતિસ્થાપક અને ગમે તેટલી પહોળી થઈ શકે એવી હોય છે એમ માનવું તે ભૂલ ભરેલું છે. એટલું સ્મરણમાં રાખજો કે જ્યારે તમે વિશેષ અભ્યાસ કરો છો ત્યારે જે જ્ઞાન તમે અગાઉ મેળવેલું હોય છે તેમાંનું કેટલુંક તમારે ભૂલી જવું પડે છે. એટલા માટે એવા પ્રકારના નિરર્થક જ્ઞાન-નો બોજો મગજપર લાદી દેવો નહિ કે જેને પરિણામે અગત્યની બાબત સ્મરણમાંથી નીકળી જવા પામે. એ મુદ્દો બહુ જ મહ-ત્ત્વનો છે."

"પરંતુ સૂર્યમંડળની માહિતી તો–" મેં મારો જ ઘોડો આગળ ધકેલ્યો.

તે ત્વરાથી વચ્ચે બોલી ઊઠયોઃ "ઉહ! તેની સાથે મારે શું કામ છે? તમે કહો છો કે આપણે સૂર્યની આસપાસ ચક્કર લગાવી

રહ્યા છીએ. પરંતુ કદાચ આપણે સૂર્યને બદલે ચંદ્રની આસપાસ ફરતા હોઇએ તો પણ પૃથ્વીની એ ગતિથી મને કિંવા મારા કાર્યને એક પાઇનો પણ લાભ કિંવા નુકસાન થનાર નથી."

'એ તમારૂં કયું કાર્ય છે?' એ શબ્દો મારા હોઠ ઉપર આવી રહ્યા હતા. પરંતુ શેરલોક હોમ્સની મુખમુદ્રાપર દૃષ્ટિ કરતાં મને લાગ્યું કે એ પ્રશ્ન કદાચ તેને અણગમતો થઈ પડશે, અને લાગ્યું કે હું તેને કાંઈ પણ કહીશ, તો એ તેને ગળે ઉતરશે નહિ. એટલે હું મૌન રહ્યો અને 'એવા પ્રકારના નિરર્થક જ્ઞાનનો બોજો મગજપર લાદી દેવો નહિ કે જેને પરિણામે અગત્યની બાબત સ્મરણમાંથી નિકળી જવા પામે' એ તેણે જણાવેલા મુદ્દા ઉપર હું વિચાર કરવા લાગ્યો. તેણે કહ્યું હતું કે જે જ્ઞાન તેના હેતુને માટે આવશ્યક નથી તે જ્ઞાનની પ્રાપ્તીને માટે તે યત્ન કરશે નહિ. એ ઉપરથી એટલું અનુમાન થઈ શકે કે તે જે કાંઈ બાબતનું જ્ઞાન ધરાવે છે એ તેના ઉપયોગમાં આવતું હોવું જોઇએ. તેણે પ્રસંગોપાત મારી સાથેના વાતચીતના પ્રસંગમાં જે જે વિષયમાં પોતાની અતર્ક્ય પ્રવીણતા દર્શાવી હતી, તે તે વિષયની મેં મનમાંને મનમાં ગણતરી કરવા માંડી. એટલું જ નહિ પરંતુ પેન્સીલ લઇને એક કાગળના ટુકડા ઉપર તેની યાદી કરી. તે કાર્ય પૂરૂં થયા બાદ એક વાર પુનઃ તે યાદી હું વાંચી ગયો એટલે મને હસવું આવ્યા સિવાય રહ્યું નહિ. મારા વાચકોની જીજ્ઞાસાને તૃપ્ત કરવાને માટે તે યાદી હું નીચે ટપકાવી લઉં છું:—

**શેરલોક હોમ્સ—તેનું જ્ઞાન.**

૧. વાઙ્મયનું જ્ઞાન—શૂન્ય.

૨. તત્ત્વજ્ઞાન—શૂન્ય.

૩. ખગોળશાસ્ત્રનું જ્ઞાન—લેશ પણ નહિ.

૪. રાજ્યદ્વારી વિષયનું જ્ઞાન—બહુ જ થોડું.

૫. વનસ્પતિશાસ્ત્રનું જ્ઞાન—વિવિધઃ બેલેડોના, અફીણ અને વિષદ્રવ્યોનું પૂર્ણ જ્ઞાન. ખેતીવાડી સંબંધી જરી પણ નહિ.

૬. ભૂગર્ભશાસ્ત્ર જ્ઞાન—પરિમિત. ખાસ અભ્યાસ કરેલો નહિ. પ્રથમ દ્રષ્ટિપાતે જ જમીન સુરસ છે કે નિરસ તે કહી શકે. બહાર ફરીને આવ્યા બાદ ઘણી વાર તેણે મને પોતાના પાટલુન ઉપર પડેલા માટીના ડાઘ બતાવેલા, અને તેના રંગ તથા જાત ઉપરથી તે દરેક ડાઘ લંડનના કયા કયા વિભાગમાં પડેલો તે તેણે કહી આપેલું.

૭. રસાયનશાસ્ત્રનું જ્ઞાન—માત્ર પૂર્ણજ નહિ કિન્તુ અપરિમિત.

૮. માનવી શારીરશાસ્ત્રનું જ્ઞાન—પૂર્ણ પરંતુ પદ્ધતિસરનું નહિ.

૯. રસોત્પાદક સાહિત્યનું જ્ઞાન—અગાધઃ દરેક જમાનામાં બનેલાં ભયંકર કૃત્યની બારિકબારિક વિગત તે જાણતો હોવો જોઇએ.

૧૦. વાયોલીન વગાડવામાં તે પ્રવીણ છે.

૧૧. પટાબાજીમાં કુશળ છે. તેજ પ્રમાણે મુષ્ટિયુદ્ધ 'બોક્સિંગ' અને તલવાર વડે પટ્ટા ખેલવાની કળામાં પણ તેટલી જ કુશળતા ધરાવે છે.

૧૨. બ્રિટિશ કાયદાનું તેને બહુ જ સારું જ્ઞાન છે. ધારાશાસ્ત્રી કહીએ તો પણ ચાલે.

આટલે સુધી મેં યાદી કરી. તે એક—બે વાર હું વાંચી ગયો

અને નિરાશાના આવેગ સાથે તે યાદીનો મેં અગ્નિદેવને ભોગ આપી દીધો.

હું સ્વગત બોલ્યો: "પણ જે જ્ઞાન તેણે પ્રાપ્ત કર્યું છે તેનો ઉપયોગ તે કયું કાર્ય સિદ્ધ કરવામાં કરતો હશે? અત્યારે તેનો ધંધો શો છે અથવા ભવિષ્યમાં તે કઈ લાઈન લેવા માગે છે?" મારા પ્રશ્નનો ઉત્તર હું મારી કલ્પનાશક્તિ પાસેથી મેળવી શક્યો નહિ અને છેવટે ઉદ્વિગ્ન હૃદયે બોલ્યો: "તેનું રહસ્ય જાણવાના યત્નનો ત્યાગ કરવો એ જ યોગ્ય છે!"

વાયોલીન ઉપરના તેના કાબુ વિષે ઉપર હું નિર્દેશ કરી ગયો છું. તેની એ પ્રવીણતા આપણું ખાસ લક્ષ વેધે તેવી હતી. પરંતુ તે તેના બીજા ગુણો જેવીજ વિચિત્ર પણ હતી હું સારી રીતે જાણું છું કે તે જુદા જુદા પ્રકારના ગહન રાગ પણ સારી રીતે વાયોલીનમાં ઉતારી શકતો હતો. મારી વિનતિથી તેણે મારી પસંદગીની કેટલીક સર્વોત્તમ ગતોને વાયોલીનમાં ઉતારીને મારા મનને મુગ્ધ બનાવી દીધું હતું. પરંતુ જ્યારે તે એકલો એકો બેઠો વાયોલીન બજાવતો હોય ત્યારે માત્ર ઝણઝણાટ સિવાય તેમાંથી આલાપ ભાગ્યે જ નિકળતો. કોઈ વાર તે આરામ ખુરસીમાં આડે પડખે થઇને આંખો મીંચીને ખોળામાં પડેલી વાયોલીન ઉપર ગમે તેમ હાથ ચલાવતો. કોઈ વાર તેમાંથી કરૂણ રસોત્પાદક આલાપ નિકળતો, તો કોઈ વાર વાયોલીનનો મધુર સ્વર શોકપૂર્ણ બનેલા મનને પ્રસન્નતાનો પણ અનુભવ કરાવતો. તદપિ એ પ્રકારનું સંગીત તે વખતે તેના મગજમાં રમી રહેલા વિચારોને મદદ કરતું હતું કે માત્ર એ પણ તેની એક પ્રકારની ધૂનનું જ પરિણામ હતું, એ વિષયમાં હું કાંઈ પણ નક્કી કરી શક્યો નહિ. તે એવી રીતે પોતાની ધૂનમાં આવે તેવી રીતે ગતો

છોડતો ત્યારે કોઈ કોઈ વાર મને એમ થતું કે તેના આવા વિચિત્ર વર્તનને માટે હું બે શબ્દો તેને કહું; પરંતુ મારા મનમાં એવો વિચાર આવે કે તુરત જ જાણે તે મારૂં મન કળી ગયો હોય તેવી રીતે ધૂનનો પરિત્યાગ કરીને ત્વરાથી મારી પસંદગીની ગતો છેડતો અને તેથી મને ઉપજેલા કંટાળાનો પૂરતો બદલો મળી રહેતો.

પહેલાં એક–બે અઠવાડિયાં તો કોઈ પણ અમને મળવા આવ્યું ન હતું. એ ઉપરથી હું કલ્પના કરવા લાગ્યો કે શેરલોક હોમ્સને પણ મારી માફક કોઈ પણ સ્નેહી–બિરાદર નહિ હોય. પરંતુ થોડા દિવસમાં મને માલૂમ પડયું કે અસંખ્ય મનુષ્યોની સાથે તે ઓળખાણ ધરાવે છે, અને તે પણ ઉચ્ચ નીચ્ચ તમામ વર્ગના મનુષ્યો છે. તેના એ ઓળખીતામાં એક નીચા ઘાટનો, ઉંદરમુખો અને ઘેરી આંખોવાળો ઠીંગણો માણસ હતો. તેની મારી સાથે પિછાન કરાવતાં શેરલોક હોમ્સે તેનું નામ લીસ્ટ્રેડ છે એમ મને કહ્યું હતું. તે એક જ અઠવાડિયામાં ત્રણ ચાર વાર આવ્યો હતો. એક દિવસે સ્હવારે એક જુવાન છોકરી મળવાને આવી હતી. તેણે ટાપટીપવાળો પોશાક પહેર્યો હતો. તે અર્ધો કલાક કિંવા તેથી વિશેષ વખત શેરલોક હોમ્સ પાસે રોકાણી હતી. તે જ રોજ મધ્યાન્હ પછી એક ભૂરા વાળવાળો અને ઉતરી ગયેલા ચહેરાનો મનુષ્ય મુલાકાતે આવ્યો હતો. તે યાહુદી જાતિના ફેરીયા જેવો લાગતો હતો તે જાણે બહુ જ ઉશ્કેરાઈ ગયો હોય એવો દેખાતો હતો. તેની સાથે એક વૃદ્ધ ઉમ્મરની સ્ત્રી પણ હતી. એક બીજા પ્રસંગે વૃદ્ધ અને સફેદ વાળવાળા સદ્‌ગૃહસ્થ જેવા દેખાતા મનુષ્યે મારા મિત્રની મુલાકાત લીધી હતી. બીજે પ્રસંગે એક રેલ્વે–પોર્ટર તેના યુનિફોર્મમાં શેરલોક હોમ્સને મળવા આવ્યો હતો.

જ્યારે આ લોકો શેરલોક હોમ્સને મળવાને માટે આવતા ત્યારે તે પોતાને એ મુલાકાતના કાર્યને માટે દિવાનખાનાનો ઉપયોગ કરવા દેવાની મને વિજ્ઞપ્તિ કરતો અને હું મારા શયનગૃહમાં ચાલ્યો જતો. મને આ પ્રમાણે પડતી અગવડ માટે દર વખત તે મારી માફી માગતો અને કહેતો કે "હું લાચાર છું કે આ દિવાનખાનાનો મારે ઓફિસ તરીકે ઉપયોગ કરવો પડે છે. મને જેઓ મળવા આવે છે તે બધા મારા સ્નેહીઓ નથી પરંતુ અસીલો છે."

આ વખતે પણ તેને સ્પષ્ટ શબ્દોમાં તેનો શો ધંધો છે એ પૂછવાની મને તક મળી હતી. પરંતુ એ પોતે સ્વેચ્છાપૂર્વક જે વાત મારી પાસે સ્પષ્ટ કરતો નથી, તે વાત સંબંધી તેને પ્રશ્ન કરવો એ મને અસભ્ય લાગ્યું અને બીજી વાર પ્રાપ્ત થયેલી તક પણ મેં ગૂમાવી. એ વખતે મેં એમ ધાર્યું હતું કે એ વિષય મારી પાસે નહિ છેડવામાં તેને ખાસ મજબૂત કારણ હોવું જોઇએ; પરંતુ થોડા વખતમાં જ એ વિષય તેણે પોતાની ખુશીથી મારી પાસે કાઢયો અને મારી પ્રસ્તુત ધારણા પાયા વગરની હતી એમ મને જણાયું.

---

## પ્રકરણ ૪ થું.

---

### તર્કશાસ્ત્ર.



મને બરોબર સ્મરણમાં છે કે માર્ચ માસની ચોથી તારીખે સ્હવારે હું મારા હમેશના નિયમ કરતાં કાંઇક વ્હેલો ઉઠયો હતો. દિવાનખાનામાં આવતાં મને જણાયું હતું કે શેરલોક હોમ્સ તેનો નાસ્તો હજી પૂરો કરી રહ્યો ન હતો. આ મકા-

નની માલિકણુ બાઈ જે અમારે માટે ભોજન આદિની વ્યવસ્થા કરતી હતી, તે મારી મોડા ઊઠવાની ટેવથી વાકેફગાર હતી; અને તેથી તેણે મારે માટે નાસ્તો ટેબલ ઉપર રજુ કર્યો ન હતો. તેમ જ મારી કોફી પણ તૈયાર કરી ન હતી. મનુષ્યસ્વભાવ એવો હોય છે કે પોતે ઢીલ કરે તેનું કાંઈ નહિ, પરંતુ બીજાએ આળસ કે ઢીલ કરી છે એવું તેને માલૂમ પડે અને તે કારણથી પોતાને ઢીલ થાય તો તે એકદમ અધીરો બની જાય છે. એવા પ્રકારની અધીરાઇથી મેં જોરથી ઘંટડી વગાડી. ઘંટડીનો અવાજ સાંભળીને માલિકણુ બાઈ આવી. તેને મેં દમામમાં જ 'હુ નાસ્તા માટે તૈયાર છું' એવી સૂચના કરી. તે તૈયારી કરવા ગઈ. એ દરમિયાન વખત પસાર કરવાને હું ટેબલ ઉપરથી એક માસિક લેઇને વાંચવા લાગ્યો. શેરલોક હોમ્સ કોફી પીતો હતો. પેલા માસિકમાંના એક લેખના મથાળે પેન્સીલ વડે નિશાન કરેલું જોવાથી સ્વાભાવિક રીતે જ તે લેખ હું વાંચવા લાગ્યો. એ એક નિબંધ હતો. તેના મથાળે મોટા ટાઈપમાં "જીવન ચરિત્ર ( Book of Lifo )" એવા અક્ષરો છાપવામાં આવ્યા હતા. એ નિબંધના લેખકે, હમેશાં પરિચયમાં આવનારી તમામ બાબતોનું બારિકાઇથી ચોક્કસ અને પદ્ધતિસર અવલોકન કરવામાં આવે, તો જીજ્ઞાસુ મનુષ્યને કેટલો બધો સુંદર અને વિવિધ પ્રકારનો અનુભવ પ્રાપ્ત થાય છે, એ દર્શાવવાનો પ્રયત્ન કર્યો હતો. મને પોતાને તો એ નિબંધમાં કૌશલ્ય અને મૂર્ખતા બન્નેનું મિશ્રણ થયેલું છે એમ જ ભાસ્યું. નિબંધમાં કરવામાં આવેલી દલીલો મજબૂત અને ચતુરાઈભરી હતી. પરંતુ તેના પરથી જે અનુમાનો કાઢવામાં આવ્યાં હતાં તેમાં અતિશયોક્તિ કરવામાં આવી હોય એમ મને લાગ્યું. લેખકે એવો ગોળો ગબડાવ્યો હતો કે લોકોના મનમા

વિચારો તેમના એક-બે શબ્દોપરથી, તેમની હાલચાલ પરથી કિંવા તેમની સામે માત્ર દષ્ટિપાત કરીને તેમનું બાહ્ય અવલોકન કરવાથી પણ જાણી શકાય છે! તેના કથન મુજબ જે મનુષ્યની અવલોકન-શક્તિ અને પૃથક્કરણ કરવાની શક્તિ કેળવાયેલી છે તેને છેતરવાનું કામ અસંભવિત થઈ પડે છે. યુકિલડે ભૂમિતિમાં આપેલા સિદ્ધાંતો જેમ નિર્વિવાદિત રીતે બિનચૂક હોય છે, તેજ પ્રમાણે આ લેખના લખનારે પણ પોતાના સિદ્ધાંતોને ભૂલ વિનાના જણાવ્યા હતા. તે સિદ્ધાંતોના નિર્ણય ઉપર આવવાની લેખકની પદ્ધતિ આપણે જાણી ન શકીએ ત્યાં સુધી તેણે દર્શાવેલા સિદ્ધાંતો આપણને એવા ચમત્કારિક લાગે કે તે એક જાદુગર છે એવીજ કલ્પના આપણે કરી લેઇએ!

નિબંધલેખકે એ લેખમાં લખ્યું હતું કે "તર્કશાસ્ત્રમાં નિપુણ મનુષ્યે આટલાંટિક મહાસાગર કિંવા અમેરિકાનો નાયગરાનો ધોધ પોતાની નજરે જોયો ન હોય કે તે સંબંધી કાંઈ પણ સાંભળ્યું ન હોય, તોપણ તેના પાણીનું એક બિંદુ માત્ર જોવાથી તેની સંભાવિતતા તે નક્કી કરી શકે છે. તદનુસાર મનુષ્યસ્વભાવ રૂપી સાંકળની એક કડી માત્ર હાથમાં આવવાથી તેના સર્વ ગુણની માહિતી મળી શકે છે. બીજી કળાઓની માફક તર્કશાસ્ત્ર અને મૂળતત્ત્વસંશોધનશાસ્ત્ર એ પણ એક કળા જ છે. તે કળા દીર્ઘ અને અવ્યાહત પ્રયત્નથી જ અવગત થઈ શકે છે. પરંતુ માનવજીવનની મર્યાદા સંકુચિત હોવાથી તે કળામાં અવિચ્છિન્ન પ્રવીણતા તો કોઇને કદી પણ મળી શકે તેમ નથી. જીજ્ઞાસુ શોધકે માનસિક અને નીતિવિષયક સિદ્ધાંતોના સ્પષ્ટિકરણની પ્રવૃત્તિ પ્રારંભમાં કરવી નહિ. કેમકે તેમ કરવામાં તેને નિર્ણય ઉપર આવતાં અત્યંત મુસ્કેલી પડશે અને

પરિણામે અત્યંત નિરાશ થઇને એ વિષયનો અભ્યાસ છોડી દેવાનું તેને મન થશે. માટે પ્રારંભમાં તો સામાન્ય સિદ્ધાંતો ઉકેલવા એ જ યોગ્ય છે. ઉદાહરણાર્થ જો શોધક કોઈ મનુષ્યને મળે તો માત્ર તેનું અવલોકન કરીને તેણે તે મનુષ્યનો ઇતિહાસ–તે કઈ જાતિનો છે, શો ધંધો કરે છે, તેનો સ્વભાવ કેવો છે, વગેરે જાણવાનો યત્ન કરવો. એ પ્રયત્ન કોઈ કોઈ વાર નિષ્ફળ પણ થશે, પરંતુ તે અવલોકનશક્તિને તિક્ષ્ણ બનાવશે અને અમુક બાબતની માહિતી પ્રાપ્ત કરવા માટે કયે સ્થળે નિરીક્ષણ કરવું જોઇએ, તેનું શોધકને જ્ઞાન કરાવશે. એક મનુષ્યના નખ, તેના કોટની બાંય, તેના બૂટ, તેનું પાટલુન, તેના હાથનો અંગૂઠો અને અંગૂઠા પાસેની આંગળીના દેખાવ પરથી, તેના ચ્હેરા પરથી, તેના ખમીશના કફ ઉપરથી–એમાંની કોઇ પણ વસ્તુપરથી તેના આગલા જીવનનું દર્શન થઈ શકે છે. તો પછી એ બધાનું નિરીક્ષણ કરવામાં આવે તો કુશળ શોધક તેના ઉપરથી એક માણસના વર્તન, સ્વભાવ, ગુણ, અભ્યાસ, આર્થિક અને શારીરિક સ્થિતિ, વગેરેના સંબંધમાં અમુક ચોક્કસ નિર્ણય ઉપર આવવામાં નિષ્ફળ થાય એવી કલ્પના પણ થઈ શકતી નથી."

"ખરેખર ભેજું ગેપ થયેલું લાગે છે!" માસિકને ટેબલ ઉપર અવાજ થાય તે પ્રમાણે પડતું મૂકતાં હું મોટા અવાજે બોલ્યો: "મેં મારી આખી જીંદગીમાં આવું મૂર્ખતાભર્યું કથન કદી પણ વાંચ્યું ન હતું."

"શું વાંચ્યું ન હતું?" શેરલોક હોમ્સનું લક્ષ મારા તરફ આકર્ષાયું અને તેણે પ્રશ્ન કર્યો.

"આ નિબંધ!" એ લેખના મથાળા તરફ શેરલોક હોમ્સનું ધ્યાન ખેંચતાં હું બોલ્યો: "તમે એના ઉપર નિશાન કરેલું હોવાથી

એ લેખ તમે વાંચેલો હોવો જોઇએ એમ મને લાગે છે. તે ચતુરાઈ-પૂર્વક લખવામાં આવ્યો છે તેની હું ના કહી શકતો નથી. પરંતુ તે માંહેની એક બાબત મારે ગળે ઉતરી શકતી નથી. મને તો લાગે છે કે કોઈ મનુષ્ય ઘરને ખૂણે પથારીમાં પડ્યોપડ્યો મનમાં ને મનમાં અનેક પ્રકારના ઘોડા ગુંથતો હશે અને અનેક પ્રકારની કલ્પનાઓને મનમાં પ્રકટાવતો હશે, તેની આ પદ્ધતિ હોવી જોઇએ. વ્યવહારમાં આ પદ્ધતિ ઉપયોગી થઈ પડે તેવી નથી. જો તે ભૂગર્ભ-માર્ગમાં ચાલનારી રેલ્વેટ્રેનમાં ત્રીજા વર્ગના ડબામાં મુસાફરી કરે અને પછી તેની સાથે એક જ ડબામાં મુસાફરી કરનારા બીજા ઉતારૂઓનો ધંધો વગેરે શો છે તે કહી આપે તો હું તેને ખરો માનું. પણ મારી ખાત્રી છે કે એ વાત તે કબૂલ નહિ કરે અને તેને માટે એક હજારની શરત લગાવવાને હું તૈયાર છું !"

"તો એ હજાર તમારા જશે." શેરલોક હોમ્સે સામાને ચીડ ચડે એવી શાંતિપૂર્વક જવાબ આપ્યો: "બાકી આ નિબંધ તો મેં પોતે જ લખ્યો છે !"

"તમે પોતે ?" હું નાસ્તો કરતાં કરતાં ઊભો થઈ ગયો અને આશ્ચર્યાતિરેકપૂર્વક બોલ્યો.

"હા; અવલોકન અને તર્ક એ બે બાબતો તરફ મારૂં ખાસ વલણ છે. એ નિબંધમાં જે સિદ્ધાંતો મેં રજુ કરેલ છે તે તમને ગમે તેવા વિચિત્ર લાગતા હોય, પરંતુ હું કહું છું કે એ તદ્દન સત્ય અને વ્યવહારમાં ઉપયોગી થઈ પડે તેવા છે—તે એટલે સુધી કે તેના ઉપયોગથી જ મારો ધંધો ચાલે છે અને તેના ઉપર જ મારો રોટલો છે."

"પણ તે કેવી રીતે ?" જે પ્રશ્ન આજ સુધી મેં દબાવી

રાખ્યો હતો તે આજે અચાનક મુખમાંથી સરી પડ્યો.

"જૂઓ આ ધંધો મેં પોતે જ શોધી કાઢયો છે. હું ધારૂં છું કે મારા જેવા ધંધા ઉપર આજીવિકા ચલાવનાર આખી દુનિયામાં હું માત્ર એક જ છું. હું ડિટેકિટવોનો સલાહકાર છું. તમે મારૂં કથન કદાચ બરોબર સમજી નહિ શકો. આ લંડન શહેરમાં સરકારી પોલિસ ખાતાના ડિટેકિટવો તેમ જ ખાનગી ડિટેકિટવો પણ પુષ્કળ છે. જ્યારે તેઓ કોઈ બાબતમાં ભૂલે છે ત્યારે મારી પાસે દોડી આવે છે, અને હું તેમને ખરા માર્ગપર ચડાવું છું. તેઓ બધો પુરાવો રજુ કરે છે, અને ગુન્હાઓના ઇતિહાસનું જે જ્ઞાન મેં મેળવેલું છે તેની સહાયથી હું મોટે ભાગે તેમની ભૂલ દર્શાવવામાં ફતેહમંદ નિવડું છું. તમામ ગુન્હાઓમાં એક પ્રકારની કુદરતી એકવાકયતા જોવામાં આવે છે. એટલે જો એક હજાર ગુન્હાઓની તમામ વિગતો તમારા જાણવામાં હોય તો એક હજારને એકમો ગુન્હો તમે બહુ જ સરલતાથી પકડી શકો. એ બાબતમાં મને તો કશો પણ શક નથી. લીસ્ટ્રેડની ઓળખાણ મેં તમને કરાવી છે. એ પોલિસ ખાતાનો સુપ્રસિદ્ધ ડિટેકિટવ છે. થોડા દિવસ પહેલાં એક બનાવટી સહીવાળા કેસમાં તે ગુંચવાઈ ગયો હતો અને તેથી જ તે દિવસે મારી સલાહ લેવાને માટે તે આવ્યો હતો."

"અને બીજા માણસો તમારી પાસે આવે છે તે?"

"ઘણું ખરૂં ખાનગી સલાહ આપનારી એજન્સીઓ તેમને મારી પાસે મોકલી આપે છે. એ બધા માણસો કાંઈ ને કાંઈ સંકટમાં સપડાયેલા હોય છે અને તેમનાં સંકટોનું રહસ્ય હું ખોલી આપીશ એવી આશાથી તેઓ મારી પાસે આવે છે. તેઓ તેમની હકીકત મને જણાવે છે, એટલે તેને આધારે હું તેમને મારા સત્ય

જ્ઞાનની સહાયથી નિબિડ અંધકારમાંથી પ્રકાશમાં આણું છું અને મારી ફી ગજવામાં મૂકું છું!'

"પરંતુ જે લોકોએ ગુન્હાવાળી જગ્યાએ હાજરી આપીને તમામ બાબતોનું નિરીક્ષણ કર્યું હોય છે તથા તમામ વિગતો એકઠી કરી હોય છે, તે લોકો જે રહસ્યનો ભેદ પામી શકતા નથી, તે ભેદ તમે શું આ દિવાનખાનામાં બેઠા બેઠા ઉકેલો છો?" મેં પ્રશ્ન કર્યો.

"બેશક! દિવાનખાનામાં બેસીને જ. કેમકે તાત્કાલિક કોઈ પણ વિષયના સત્ય નિર્ણય પર આવી જવાનો મારો કુદરતી સ્વભાવ છે. કોઈ કોઈ પ્રસંગે વધારે અવડયવડીઓ કેસ આવી પડે છે તો મારે ગુન્હાવાળા સ્થળે જઇને બધું મારી જાતે જોવું પડે છે. તમે જાણો છો કે કેટલીક બાબતોનું હું વિશિષ્ટ પ્રકારનું જ્ઞાન ધરાવું છું. તે જ્ઞાનનો હું એવા પ્રસંગે ઉપયોગ કરૂં છું અને ગમે તેવો ફૂટ પ્રશ્ન પણ મારી સામે આપોઆપ ખુલ્લો થઈ જાય છે. આ નિબંધમાં આપવામાં આવેલા તર્કશાસ્ત્રના જે નિયમો પ્રત્યે તમને તિરસ્કાર ઉપજ્યો હતો, તે જ નિયમો મને મારા કાર્યમાં અમૂલ્ય થઈ પડે છે. અવલોકન કરવાનો તો મારો સ્વભાવસિદ્ધ ગુણ છે. જ્યારે આપણી પહેલી મુલાકાત વેળાએ તમે અફગાનિસ્તાનથી આવો છો, એવો મેં તમને પ્રશ્ન કર્યો હતો ત્યારે મારા તરફથી એ પ્રશ્ન થએલો જોઇને તમને આશ્ચર્ય ઉપજ્યું હતું, ખરૂં ને?"

"હા, એ વખતે હું છક્ક બની ગયો હતો. પરંતુ પછી વિચાર કરતાં મને લાગ્યું કે કદાચ મારા અફઘાનિસ્તાનથી આવવાને લગતી વાત તમને કોઇએ જણાવી હોય તો તે નહિ બનવાજોગ નથી." મેં કહ્યું.

"એવું કશું જ બન્યું ન હતું. તમને મેં જોયા કે મારી સ્વભાવ-સિદ્ધ ટેવને લીધે મારી વિચારશૃંખલામાં એક પછી એક કડી ઝડપથી પરોવાતી ગઈ; અને હું એકદમ નિર્ણય ઉપર આવી ગયો કે તમે અફઘાનિસ્તાનમાંથી જ આવેલા હોવા જોઈએ. મારા મનમાં વિચારો એક પછી એક કેવી રીતે ઉત્પન્ન થયા હતા, એ હું તમને સમજાવું! જૂઓ. એ વખતે મને એવો વિચાર આવ્યો કે 'આ ગૃહસ્થ વૈદક વિદ્યાના અભ્યાસી છે. પરંતુ તેમનો દેખાવ લશ્કરી ખાતાના અમલદાર જેવો લાગે છે. માટે નક્કી તે લશ્કરી ડૉકટર હોવા જોઈએ. તેમનો ચ્હેરો સ્હેજ શ્યામ જણાય છે, પરંતુ એ તેમની ચામડીનો કુદરતી રંગ નથી, કેમકે તેમના હાથના કાંડાનો વર્ણ ગૌર છે. એ ઉપરથી એમ અનુમાન કરી શકાય કે તે ઉષ્ણ કટિબંધવાળા પ્રદેશમાંથી આવેલા હોવા જોઈએ. તેમના ઉતરી ગયેલા ચ્હેરાપરથી સ્પષ્ટ જણાય છે કે તેમણે અનેક પ્રકારની મુસ્કેલીઓ અને માંદગી વેઠેલી હોવી જોઈએ. તેમના ડાબા હાથ પર ઈજા થયેલી છે કારણ કે એ હાથ કુદરતી રીતે રહેવો જોઈએ તેવી સ્થિતિમાં નહિ રહેતાં સ્હેજ અક્કડ રહે છે. ત્યારે હવે એક જ પ્રશ્ન રહે છે કે ઉષ્ણ કટિબંધના કયા પ્રદેશમાં એક અંગ્રેજ ડૉકટરને હાથે જખમ થવાનો અને વિશેષ શ્રમ પડવાનો સંભવ છે? અફઘાનિસ્તાનમાં જ. કેમકે એ વખતે અફઘાનિસ્તાન સિવાય બીજા કોઈ પણ પ્રદેશોમાં અંગ્રેજ સૈનિકો યુદ્ધમાં રોકાયેલા ન હતા એટલું તો હું જાણતો હતો. આ બધા વિચારો માત્ર એક જ સેકન્ડમાં ઉત્પન્ન થઈ ગયા હતા; અને પછી મેં તમે અફઘાનિસ્તાન-માંથી આવો છો, એમ જણાવીને તમને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધા!"

"તમે આ બધો ખુલાસો કર્યા પછી તો એ બહુ જ સહેલું લાગે છે." હું સ્મિત કરતો બોલ્યો: "ખરેખર અત્યારે તમને જોઈને

મને એડગર એલન પોના 'ડયુપિન'* નું સ્મરણ થાય છે. માત્ર નવલકથાના પ્રદેશ સિવાય જગતના વાસ્તવિક પ્રદેશમાં એવી વ્યક્તિઓ અસ્તિત્વ ધરાવતી હશે, એવી તો મને કલ્પના પણ ન હતી."

શેરલોક હોમ્સ ઊભો થયો. તેણે તેની હોકલી સળગાવી. પછી મ્હોંમાંથી ધૂમાડાના ગોટા કાઢતો તે બોલ્યો: "બેશક એ 'ડયુપિન'ની સાથે મારી સરખામણી કરવામાં તમારી મતલબ મારી પ્રશંસા કરવાની જ છે એ હું સમજુ છું. પરંતુ મારા અભિપ્રાય મુજબ તો 'ડયુપિન' મારા કરતાં ઘણી જ ઉતરતા પ્રકારની શક્તિ ધરાવતો હતો. લગભગ પા કલાક વિચારમાં ગુંથાઈ રહ્યા બાદ પોતાના મિત્રના હૃદગત વિચારો કહી આપવાની તેની યુક્તિમાં કેવળ દંભ અને ઉપરચોટીયા જ્ઞાન સિવાય બીજું કાંઈ પણ જણાતું નથી. એનામાં પણ મૂળતત્ત્વનું સંશોધન કરવાની શક્તિ હતી, એ વાતની હું ના પાડતો નથી. પરંતુ પોએ તેના સંબંધમાં જે ઉદ્‌ગારો કાઢ્યા છે, તેવા પ્રકારની ચમત્કારિક કે અદ્‌ભુત વ્યક્તિ તો તે ન હતો જ."

"તમે ગાબોરીયોનાં પુસ્તકો વાંચ્યાં છે?" મેં પૂછ્યું: "લીકોકમાં એક ડિટેકિટવને યોગ્ય ગુણો હતા, એમ તમને લાગે છે?"

શેરલોક હોમ્સ તિરસ્કારદર્શક મુદ્રાપૂર્વક અને સ્હેજ ગુસ્સાના અંશ સાથે બોલ્યો: "લીકોક અણઘડ કારીગર હતો. તેની પ્રશંસા કરવા લાયક તેનામાં માત્ર એક જ ગુણ હતો. તે એ કે તે કદી પણ કંટાળતો નહિ. બાકી એ પુસ્તક વાંચતાં તો હું તદ્દન કંટાળી ગયો હતો. તેની સામે માત્ર એક જ પ્રશ્ન ખડો હતો કે છૂપાવેશમાં રહેલા કેદીને કેવી રીતે ઓળખી કાઢવો. મેં એ કાર્ય માત્ર ચોવીસ કલાકમાં

---

* એ નામની એક ડિટેકિટવ નવલકથા છે.

સિદ્ધ કર્યું હોત; જ્યારે લીકાંક તેમાં છ મહિના ગૂમાવ્યા. એ પુસ્તક ડિટેક્ટિવોને કોઈ પણ રીતે માર્ગદર્શક થઈ પડે તેવું નથી; પરંતુ કઈ કઈ બાબતનો ડિટેક્ટિવોએ પોતાની શોધમાં ત્યાગ કરવો જોઇએ તેનું શિક્ષણ આપનારા પાઠ્યપુસ્તક તરીકે તે કદાચ ચાલે !"

જે બે વ્યક્તિઓનાં પરાક્રમોનાં વર્ણનો વાંચીને હું તેમની પ્રશંસા કરતો હતો, તે વ્યક્તિઓ ઉપર શેરલોક હોમ્સે કરેલી ટીકા સાંભળીને મને કાંઈક ક્ષોભ થયો. એટલે આગળ વાત નહિ લંબાવતાં હું બારી પાસે ગયો અને ડોકીયું કાઢીને બહાર જોવા લાગ્યો. "આ માણસ કદાચ ઘણો જ હુશિયાર હશે," હું સ્વાગત બોલ્યો: "પણ તે સાથે તે તેટલો જ પતરાજીખોર છે."

શેરલોક હોમ્સે પોતાનું કથન આગળ ચલાવ્યું: "અત્યારે એવા ગુન્હા બનતા નથી તેમ જ એવા ગુન્હેગારો પણ નથી કે જેમને શોધી કાઢીને પકડી આપવામાં મારી તમામ શક્તિનો ઉપયોગ કરવાની મને જરૂર પડે. હું સારી રીતે જાણું છું કે મારી કલ્પનાશક્તિનો યથાર્થ ઉપયોગ કરવાની મને તક મળે તો મારૂં નામ આખી દુનિયામાં સુપ્રસિદ્ધ થયા સિવાય રહે નહિ. ગુન્હાઓને શોધી કાઢવાના કાર્યમાં જે જ્ઞાન અને નૈસર્ગિક બુદ્ધિનો ઉપયોગ મેં કર્યો છે, તેવો ઉપયોગ કરનાર કોઈ પણ ડિટેક્ટિવ અત્યારે પૃથ્વીના પડ ઉપર હયાત નથી, તેમ ભૂતકાળમાં પણ અસ્તિત્વ ધરાવતો ન હતો. પરંતુ તેનું પરિણામ કાંઈ નહિ. એવો એક પણ મહત્ત્વનો ગુન્હો બનતો નથી કે જેનું મૂળ શોધી કાઢવામાં શ્રમ પડે. માત્ર કોઈ કોઈ વાર સાધારણ બદમાશીના પ્રસંગો ઉપસ્થિત થાય છે. પરંતુ એવા ગુન્હા તો સ્કોટલેન્ડ યાર્ડનો સાધારણ પોલિસ કોન્સ્ટેબલ પણ સ્હેજમાં પકડી શકે."

મને તેની અભિમાનસૂચક આત્મશ્લાઘાનો વિશેષ કંટાળો આવ્યો અને હવે તો આ વાર્તાલાપનો પ્રવાહ બીજી દિશા તરફ વળે તો સારૂં, એમ મને થયું. મારી દૃષ્ટિ બહાર રસ્તા તરફ જ હતી. એક કદાવર બાંધાનો અને સાદા પોશાકવાળો માણસ મારા જોવામા આવ્યો. તે રસ્તાની સામી બાજુએ ધીમી ચાલે ચાલતો હતો અને દરેક મકાનનો નંબર જોતો હતો. તેના હાથમાં એક આસમાની રંગનું પરબીડીયુ હતુ. એ પત્ર કોઇને આપવાને તે જતો હોવો જોઇએ એમ મને લાગ્યું. "આ માણસ આમ તેમ દરેક ઘરનો નંબર શા માટે જોતો હશે?" તેને જોઇને મેં પ્રશ્ન કર્યો.

"નૌકા ખાતામાંથી પેન્શનપર રિટાયર થયેલા પેલા સારજન્ટ વિષે તમે પૂછો છો કે?" શેરલોક હોમ્સ બોલ્યો.

"શેરલોક હોમ્સ યુક્તિબાજ તો જબરો!" મેં મનમાં વિચાર્યુ: "તેણે આ માણસના આગલા ધંધા વિષે રજુ કરેલું અનુમાન ખરૂં છે કે ખોટું, એ નક્કી કરવાને માટે અત્યારે મારી પાસે કાંઈ પણ સાધન નથી એમ તે જાણે છે; અને તેથી જ આ ગપગોળો તેણે ગબડાવેલો હોવો જોઈએ."

એ વિચાર મારા મનમાં ઉદ્ભવ્યો અને પસાર થઈ ગયો તે દરમિયાન પેલા માણસની નજર અમારા મકાનના નંબર ઉપર પડી. તે સામી બાજુએથી આ તરફ આવ્યો. અમે અમારા મકાનના બારણાં કોઈ ખખડાવતું હોય એવો અવાજ સાંભળ્યો. બારણું ઉઘડયું અને કોઈ ભારે પગલે સીડીનાં પગથીયાં ઉપર ચડતું હોય એમ લાગ્યું.

પેલો માણસ દિવાનખાનામાં દાખલ થઇને તેની પાસેનો પત્ર મારા મિત્રને આપતાં બોલ્યો: "આ પત્ર શેરલોક હોમ્સને આપવાનો છે."

શેરલોક હોમ્સની પતરાજીને ઉઘાડી પાડવાનો આ બરોબર પ્રસંગ હતો. "જ્યારે તેણે આ માણસના ધંધાના સંબંધમાં ગપગોળો ગબડાવ્યો હતો ત્યારે આ માણસ અહીં જ આવશે એવી કલ્પના તેણે ભાગ્યે જ કરી હશે." એવો વિચાર કરીને મેં પેલા માણસને પૂછ્યું: "તું હમણાં શો ધંધો કરે છે?"

"કમિશનર સાહેબનો ઓર્ડર્લી છું, સાહેબ!" તે સ્હેજ સંકોચ સાથે બોલ્યો: "મારો ડ્રેસ ફાટી ગયેલો હોવાથી દરજીને સાંધવા આપ્યો છે; એટલે સાદા પોષાકમાં આવવું પડ્યું છે."

તે સાદા પોષાકમાં શા માટે આવ્યો એ જાણવાને હું કાંઈ વિશેષ ઉત્કંઠિત નહતો. "પહેલાં તું શું કરતો હતો?" મેં જાણે કેમ હું વિજયશૈલા પર આરૂઢ થયેલો હોઉં એવા ભાવપૂર્વક મારા મિત્ર તરફ તિરછી દૃષ્ટિ કરીને પેલા માણસને બીજો પ્રશ્ન કર્યો.

"પ્રથમ હું 'રોયલ મરીન લાઇટ ઇન્ફન્ટ્રી'માં સાર્જન્ટ હતો, સાહેબ!" પેલો માણસ બોલ્યો અને પછી મારા મિત્ર તરફ ફરીને તેણે પૂછ્યું: "જવાબ આપવો છે, સાહેબ? નથી આપવાનો? વારૂ, સાહેબ!"

તેણે લશ્કરી દમામથી બે પગ જોડાજોડ રાખીને હાથ ઉંચો કરી શેરલોક હોમ્સને સલામ કરી, અને તે જેવો આવ્યો હતો તેટલી જ ત્વરાથી ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૫ મું.

## લોરિસ્ટન બાગનું રહસ્ય.

હું કબૂલ કરૂં છું કે મારા મિત્રની તર્કશક્તિના આ દાર્શનિક પૂરાવાથી હું અત્યંત છક્ક બની ગયો, અને સ્વાભાવિક રીતેજ તેની મૂળતત્ત્વનું સંશોધન કરવાની શક્તિ માટે મને સવિશેષ માન ઉપજ્યું. તેમ છતાંયે એક શંકા મારા મનમાં ઉદ્ભવી. 'મને છક્ક કરી દેવાને માટે તો તેણે આ બધી ગોઠવણ અગાઉથી કરી નહિ રાખી હોય?' મેં વિચાર્યું. પરંતુ એમ કરવાનું તેને શું કારણ હોવું જોઇએ, એ હું કલ્પી શક્યો નહિ. મેં પુનઃ તેની સામે જોયું તે વખતે તે પેલો પત્ર વાંચી રહ્યો હતો. તેનાં નેત્રો શાંત અને નિર્મળ હતાં એ ઉપરથી હું સમજી શક્યો કે તે કાંઈ પણ ગહન વિચારમાં ગુંથાયેલો હોવો જોઇએ.

"પરંતુ એવું અનુમાન તમે કેવી રીતે કરી શક્યા?" મેં તેની વિચારનિદ્રાનો ભંગ કરતાં પ્રશ્ન કર્યો.

"શાનું અનુમાન?" તે નેત્રોને સંકુચિત કરતો બોલ્યો.

"કેમ વળી? આ પત્ર લેઇને આવેલો મનુષ્ય નૌકા ખાતામાથી પેન્શન પર રીટાયર થયેલો સારજન્ટ હતો તે બાબતનું."

"એવી ક્ષુલ્લક બાબતની ચર્ચામાં ઉતરવાને અત્યારે મને સમય નથી." સ્હેજ બેદરકારીના ભાવપૂર્વક તે બોલ્યો. પરંતુ એ ભાવ તુરત જ તેના ચ્હેરાપરથી દૂર થઈ ગયો અને મધુર હાસ્ય કરીને તેણે કહ્યું: "વોટસન! મારી અસભ્યતાને માટે મને ક્ષમા કરજો! તમે

વચ્ચે પ્રશ્ન કરીને મારી વિચારશૃંખલાને તોડી નાખવાથી પ્રસ્તુત શબ્દો મારા મુખમાંથી નિકળી પડયા હતા. પરંતુ એક રીતે એ વિચાર- શૃંખલા તૂટી તે ઠીક જ થયું સમજો! પણ તમે એ માણસ અગાઉ નૌકા ખાતામાં સારજન્ટ હતો એટલું પણ જાણી ન શકયા?"

"કેવી રીતે જાણી શકું?"

"એ હું કેવી રીતે જાણી શકયો તેનો ખુલાસો કરવા કરતાં તે વાત જાણી લેવાનું કાર્ય વધારે સરલ છે. બેમાંબે ઉમેરતાં ચાર થાય એ વાતની તમને પૂરેપૂરી ખાત્રી હોવા છતાંયે, બે વત્તા બેનો સરવાળો ચાર થવાનું કારણ શું તે જો તમારે કહેવું હોય તો જરી મુશ્કેલ પડે ખરૂં. તથાપિ હું તમારી ઇચ્છા તૃપ્ત કરીશ. જ્યારે તે રસ્તાની સામી બાજુએ હતો તે જ વખતે તેના જે હાથમાં પરબીડીયું હતું તે હાથ ઉપર લંગરનો આકાર છુંદાવેલો મારા જોવામાં આવ્યો હતો. એથી એને અને દરિયાને સંબંધ હોવો જોઇએ એવી મેં કલ્પના કરી. તેની ચાલવાની ઢબછબ લશ્કરી સિપાઈના જેવી હતી. એ પરથી વળી એટલું વિશેષ સિદ્ધ થયું કે તે દરિયામાં લશ્કરી સેવા બજાવતો હોવો જોઇએ. સ્વમાન માટેની તેની કાળજી અને રૂવાબભરી ચાલ પણ મારી દૃષ્ટિ બહાર ગઈ ન હતી. તે છાતી કાઢીને ચલતાં હાથમાંહેની નેતરની સોટી આમ તેમ હલાવ્યા કરતો હતો, એ તો તમે પણ જોયું હશે. એવો માણસ સામાન્ય દરજ્જાનો ખલાસી ન હોતાં ઉંચા દરજ્જાનો હોવો જોઇએ એમ મને લાગ્યું, અને તે સાર્જન્ટ હોવા વિષેની મેં કલ્પના કરી. તેના ચ્હેરાપરથી તેને પચાસ વર્ષ વીતી ગયાં હોય એમ જણાતું હતું. એટલે અત્યારે તે પેન્શનપર રિટાયર થયેલો હશે, એ કલ્પના સહજ જ થઈ શકી."

"આશ્ચર્યકારક!" મેં ઉદ્ગાર કાઢયો.

"જરી પણ નહિ, નદ્દન સાદું!" હોમ્સે કહ્યું. તદપિ તેના સામર્થ્યને માટે ઉત્પન્ન થયેલા આશ્ચર્યથી તથા તેની મેં કરેલી પ્રશંસ.થી તેને આનંદ થયો હોય એમ તેના ચ્હેરાપરથી સ્પષ્ટ થતું હતું. "થોડા સમય પહેલાં હું બોલ્યો હતો કે હાલમાં ભારે ગુન્હા બનતા નથી; પરંતુ હું એમ કહેવામાં ભૂલતો હતો, વાંચો આ પત્ર." એમ કહીને પોલિસ કમિશ્નરે મોકલાવેલો પત્ર તેણે મારી તરફ નાખ્યો.

"ઓહ!" પત્રમાં દ્રષ્ટિ ફેરવી રહ્યા બાદ–પત્ર વાંચી રહ્યા બાદ હું બોલી ઊઠયોઃ "આ તો બહુ જ ભયંકર!"

"હા, સાધારણ બનાવો કરતાં આમાં કાંઈ વિશિષ્ટતા લાગે છે." તેણે પોતાના શાંત ભાવમાં સ્હેજ પણ ફેરફાર કર્યા સિવાય કહ્યુંઃ "તમે એક વાર ફરીથી હું સાંભળું તેમ જરા મોટેથી આ પત્ર વાંચી જાઓ તો."

એ પત્ર હું મોટેથી વાંચી ગયો. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતુંઃ—

**"મારા વ્હાલા મીસ્તર શેરલોક હોમ્સ,—**

"બ્રિકસ્ટન રસ્તા ઉપર નં. ૩, લોરિસ્ટન બાગમાં ગઇ રાત્રીએ એક અઘોર કૃત્ય બન્યું છે. પરોઢમાં બે વાગે જે પોલિસ એ બાગમાં પહેરાપર હતો તેણે તે મકાનમાં દીવાનો પ્રકાશ જોયો; અને એ મકાનની અંદર કોઈ રહેતું નહિ હોવાથી દીપકનો પ્રકાશ જોઇને તેને શંકા ઉદ્ભવી કે કાંઈ પણ ગોટાળો છે! એ પરથી તે અંદર ગયો તો તે મકાનનુ બારણું ઉઘાડું જણાયું. તે જમવાના ખંડમાં દાખલ થયો. તેમાં ફરનિચર બહુ થોડું હતું. તે ખંડમાં એક ગૃહસ્થનું શબ તેના જોવામાં આવ્યું. એ ગૃહસ્થે કીમતી પોશાક પહેરેલો

હતો. તેના ખમીસમાંથી મળી આવેલા વિઝિટિંગ કાર્ડમાં 'ઈનોક જે. ડ્રેબર, કલીવલેન્ડ,, ઓહિઓ, યુ. એસ. એ.' એ પ્રમાણે છાપેલું હતું. તેની કાંઈ પણ વસ્તુની ચોરી થયેલી જણાતી નથી. તેમ જ તે મનુષ્યનું મૃત્યુ કેવી રીતે થયું હશે, એ દર્શાવનારું એક પણ ચિહ્ન નથી. ઓરડામાં લોહીના ડાઘ જણાય છે. પરંતુ આ ગૃહસ્થના શબ ઉપર એક પણ જખમ જણાતો નથી. આ નિર્જન મકાનમાં તે કેવી રીતે આવવા પામ્યો હશે એ અમે સમજી શકતા નથી. ખરેખાત આ કેસ મોટા ગુંચવાડાભર્યો છે. જો આજે મધ્યાન્હના બાર વાગ્યા સુધીમાં ગમે તે સમયે તમે આવશો તો હું તમને આ સ્થળે જ મળીશ. તમને તપાસ કરવામાં સુગમતા પડે તે માટે અહીં બધું જે સ્થિતિમાં મેં જોયું હતું તે જ સ્થિતિમાં રહેવા દીધું છે. તેમાં કશો પણ ફેરફાર કર્યો નથી. જો તમારાથી અહીં આવી શકાય તેમ નહિ હોય તો હું તમને આ બાબતની સંપૂર્ણ વિગત મોકલી આપીશ. પછી એ વિષયમાં તમે તમારો અભિપ્રાય દર્શાવશો તો તમારો મારા પર મોટો ઉપકાર થયો સમજીશ.

"આપનો વિશ્વાસુ,

"ટોબિઆસ ગ્રેગસન."

"સ્કોટલેન્ડ યાર્ડના ડિટેક્ટિવોમાં ગ્રેગસન સહુ કરતાં વધારે હુશિયાર અને ચાલાક છે." મારા મિત્રે જણાવ્યું: "એનો તથા લીસ્ટ્રેડની જોડી એક બીજા કરતાં ચડી જાય એમાં તો શક નહિ. બન્ને ઉત્સાહી અને ચંચલ. પરંતુ દુનિયામાં ચાલ્યા આવતા નિયમ મુજબ બન્ને એક-બીજાથી આગળ વધવાનો યત્ન કર્યા જ કરવાના. એમ કહીએ તો પણ ચાલે કે લાગ ફાવે તો એક જણ બીજાનું વાટી નાખવામાં પણ પાછી પાની કરે નહિ. જો આ કેસમાં એ બન્નેને

રોકવામાં આવ્યા હશે તો આપણને કાંઇક રમુજ પડશે ખરી."

જાણે જે ખૂન થયું છે તેની કાંઈ દરકાર જ ન હોય, એવા ભાવપૂર્વક શાંતપણે તેને બોલતો જોઇને હું વિસ્મય થયો. મારાથી રહી શકાયું નહિ એટલે હું બોલ્યો: "આવી વેળાએ એક ક્ષણ પણ નિરર્થક ગુમાવવી તે ઠીક નહિ. તમે કહો તો તમારે માટે એક ગાડી ભાડે કરી આવું."

"મારે ત્યાં જવું કે કેમ એ બાબત મેં હજી વિચાર કર્યો નથી. વોટસન! હું એટલો બધો આળસુ માણસ છું કે મારો જોટો મળવો મુશ્કેલ—પરંતુ જ્યારે મને આળસુ થવાની ધૂન આવે ત્યારે જ. બાકી એમ તો મારી સ્ફૂર્તિ પણ જોવા જેવી છે!"

"પરંતુ જે પ્રસંગની તમે રાહ જોતા હતા તે પ્રસંગ મળેલો હોવા છતાં આળસ શા માટે રાખવી?" હું બોલ્યો.

"ભાઈ મારા! આમાં મને હાંસલ શું? એમ ધારો કે આ રહસ્યનો ભેદ હું પ્રકાશમાં લાવું, તોપણ ખાત્રી રાખજો કે તેની કીર્તિ તો ગ્રેગસન અને લીસ્ટ્રેડની કંપની જ ખાટી જશે! કારણ કે હું તો માત્ર ડિટેક્ટિવોનો ખાનગી સલાહકાર જ છું."

"પરંતુ એ પોતાને સહાય કરવાની તમને વિજ્ઞપ્તિ કરે છે, તેનું કેમ?"

"હા, ગ્રેગસન સારી રીતે જાણે છે કે તેના પોતાના કરતાં મારૂં સામર્થ્ય અધિક છે. એ વાત તે મારી પાસે કબૂલ પણ કરે છે. પરંતુ ત્રીજા કોઈ પણ મનુષ્ય પાસે એ વાત જણાવતાં પહેલાં તે પોતાની જીભ કાપી નાખવાનું પસંદ કરશે. એમ છતાં જો તમારી મરજી હોય, તો ભલે આપણે ત્યાં જઇએ અને નજરે જોઇએ. હું મારી રીતિ પ્રમાણે એ પ્રમેય છોડીશ. બીજું કાંઈ નહિ તો તેમની મૂર્ખતાપર

હસવાનું તો આપણને મળશે જ. વારુ, ચાલો ત્યારે !"

તેણે ત્વરાથી તેનો ઓવરકોટ પહેરી લીધો અને જવાને માટે એટલી બધી ત્વરા કરવા લાગ્યો કે અત્યારે તેની આળસની ધૂન ઉપર સ્ફુર્તિની ધૂને સામ્રાજ્ય મેળવ્યું છે એમ મને લાગ્યું.

"તમારી ટોપી પહેરી લ્યો." તેણે મને કહ્યું.

"હું પણ આવું, એમ ?" હું બોલ્યો. કારણ કે આવા પ્રસંગમાં આ પહેલી વાર જ તેણે મને પોતાની સાથે આવવાને કહ્યું હતું.

"હા, જો બીજું કાંઈ અગત્યનું કામ ન હોય તો."

એક મિનિટમાં તો અમે બન્ને જણા એક ગાડીમાં ગોઠવાઈ ગયા અને ગાડી મારતે ઘોડે બ્રિક્સ્ટન રોડ તરફ જવા લાગી.

આકાશ વાદળાં અને ધૂમસથી આચ્છાદિત બની ગયેલું દેખાતું હતું, અને ભૂખરા રંગના રસ્તાઓનો પડછાયો ઉંચે મકાનોના મથાળે પડતો હોય એવો આભાસ આપતું હતું. મારો મિત્ર આજે ખુબ લહેરમાં આવી ગયેલો દેખાતો હતો. તે ક્રિમોના ફિડલના સંબંધમાં વિવેચન કરતાં *સ્ટ્રેડિવેરિયસ અને એમેટી જાતનાં વાયોલીનોમાં રહેલા તફાવતનો મારી પાસે ખુલાસો કરતો હતો. પરંતુ તેનો એ બડબડાટ મને કાંઈ આનંદ આપી શક્યો નહિ. પ્રકૃતિનું નિસ્તેજ

---

* સ્ટ્રેડિવેરિયસ નામનું વાયોલીન એન્ટોનિયો સ્ટ્રેડીવરી નામના સુપ્રસિદ્ધ સગીતશાસ્ત્રીએ બનાવ્યું છે. તે ઈ. સ. ૧૬૪૯ માં ક્રિમોના (ઇટાલી) ખાતે જનમ્યો હતો. તેણે નિકોલો એમેટીની પાસે તાલીમ મેળવી હતી. તેની બનાવટના વાયોલીનની સરખામણી કરી શકે તેવું બીજું એક પણ વાયોલીન પ્રકાશમાં આવ્યું નથી. તે ઈ સ. ૧૭૩૭ માં ૮૮ વર્ષની ઉમરે પંચત્વને પામ્યો.

ભા. કા.

દૃશ્ય અને લોરિસ્ટન ગાર્ડનમાં બનેલા ખૂનના વિચારથી મારૂં મન શોકાન્વિત બનેલું હોઈ મેં માત્ર મૌન્ય જ ધારણ કર્યું હતું.

છેવટે જ્યારે હું રહી ન શક્યો ત્યારે મેં મૌન્યનો ત્યાગ કર્યો અને હોમ્સની વાજીંત્રો સંબંધી વિવેચનામાં ભંગ પાડતાં કહ્યું: "અત્યારે જે બાબત આપણા હાથમાં છે, તે તરફ તમે બહુ લક્ષ આપતા હો તેમ દેખાતું નથી."

"પરંતુ હજી એક પણ પ્રત્યક્ષ પ્રમાણ ક્યાં મળ્યું છે?" તેણે જવાબ આપતાં કહ્યું: "જ્યાં સુધી આપણને તમામ પૂરાવા ન મળે ત્યાં સુધી કોઈ પણ બાબતમાં કલ્પના કરવી એ મોટામાં મોટી ભૂલ ગણાય. એમ કરવાથી આપણે કોઈ ઉંધા માર્ગે ચડી જવા પામીએ અને પરિણામે આપણને આપણા યત્નમાં નિષ્ફળતા જ મળે."

"પ્રત્યક્ષ પ્રમાણ મેળવવામાં હવે ઢીલ નહિ થાય." આંગળી ચિંધતાં હું બોલ્યો: "જૂઓ આ બ્રિકસ્ટન રોડ અને જો હું ભૂલતો ન હોઉં તો પેલું સામે દેખાય તે મકાન."

"હા એ જ. ઊભી રાખ, ગાડીવાન! ગાડી ઊભી રાખ!" અમે જો કે એ સ્થળથી લગભગ સો એક વાર જેટલા છેટા હતા તોપણ હોમ્સે આગળ ગાડીને નહિ વધવા દેતાં તે જ સ્થળે અટકાવવાનું કહ્યું અને અમે બન્ને ત્યાં ગાડીમાંથી નીચે ઉતરીને પગપાળા આગળ વધ્યા.

લોરિસ્ટન ગાર્ડનમાં નંબર ૩ વાળું મકાન અશુભસૂચક અને ભયપ્રદર્શક લાગતું હતું. તે રસ્તાથી થોડે દૂર પાછલા ભાગમાં બીજાં મકાનોની હારમાં આવેલું હતું. આ બાગમાં કુલ્લે ચાર મકાનો હતાં, જેમાંનાં બેમાં લોકો રહેતાં હતાં અને બીજાં બે ખાલી હતાં. આ નંબર ૩વાળા મકાનને ત્રણ બારીઓ હતી. તેના ઉપર 'ભાડે આપ-

વાનું છે ' એવા લખાણવાળું પાટીયું લટકાવેલું હતું. તે સિવાય તેનો દેખાવ શોકગ્રસ્ત લાગતો હતો. એ મકાનો અને રસ્તાની વચ્ચે નાનો સરખો બગીચો આવી રહેલો હતો. બગીચામાંના છોડવા નિસ્તેજ અને અનારોગ્ય સ્થિતિ ભોગવતાં દેખાતાં હતાં. બગીચાને ફરતી ત્રણ ફૂટ ઉંચાઇની ઈંટની દિવાલ હતી. તેના પર લાકડાની જાળી હતી. રસ્તાપરથી પેલાં મકાનોમાં જવાને માટે બગીચામાં સાંકડા રસ્તા બાંધવામાં આવ્યા હતા. પેલી ઈંટની દિવાલને અડેલીને એક પોલિસનો સિપાઈ ઊભો હતો. તેની આસપાસ કેટલાક ધંધાધાપા વગરના નવરા મનુષ્યો ઊભા ઊભા ઉંચા નીચા થઇને દિવાલની અંદરના ભાગમાં શું ચાલે છે તે જાણવાનો યત્ન કરતા હતા. આગલી રાત્રીએ પડેલા વર્ષાદથી તમામ ભાગ લપસણો બની ગયો હતો.

મેં એવી કલ્પના કરી હતી કે શેરલોક હોમ્સ એકદમ પેલા ખુનવાળા મકાનમાં પેસશે અને ત્યાં બનેલા બનાવનું રહસ્ય શોધી કાઢવાના કાર્યમાં ગુંથાશે! હું ધારૂં છું કે મારા વાચનારાઓએ પણ મારા જેવી જ ધારણા રાખી હશે. પરંતુ એવું કાંઈ કરવાનો તેનો ઇરાદો દેખાયો નહિ. જાણે પેલા મકાનમાં બનેલા ખૂનની પોતાને દરકાર જ ન હોય એવા ભાવપૂર્વક તે ઠંડે મગજે રસ્તાપર આમ તેમ આંટા મારવા લાગ્યો. ખરૂં કહું તો મને તો એમ જ લાગ્યું કે તે ખૂનના સબંધમાં પોતાને કશી ચિંતા થતી નથી એમ દર્શાવવામાં કેવળ ખોટો ડોળ કરે છે! આમતેમ ફરતાં તે કોઈ વાર નીચે જમીન તરફ તો કોઈ વાર ઉંચે આકાશ તરફ અને વળી સામાં મકાનો તથા બગીચાના દિવાલ પરના લાકડાના કઠેડા તરફ ભેદક દૃષ્ટિથી જોતો હતો.



## પ્રકરણ ૬ ઠું.

## ખૂનનો હેતુ શો?



એ નિરીક્ષણ કાર્ય પૂર્ણ થયા બાદ તે પેલા બગીચાની અંદરના રસ્તા તરફ વળ્યો અને તે રસ્તે મકાન તરફ ચાલવા લાગ્યો. હું પણ તેની પાછળ પાછળ ચાલ્યો. એ વખતે તેની દૃષ્ટિ રસ્તા તરફ જ હતી. તે ચાલતાં ચાલતાં બે વખત માર્ગમાં અટકી ગયો. એક વખત મેં તેના મુખ ઉપર સ્મિત જોયું અને તેનો સંતોષસૂચક ઉદ્ગાર શ્રવણ કર્યો. ભિંજાયેલી કાદવવાળી જમીન ઉપર ઘણાં પગલાંનાં ચિહ્નો પડી રહેલાં જોવામાં આવતાં હતાં. પરંતુ એ રસ્તે થઇને પોલિસના માણસોની આવજા થયેલી હોવાથી, મારો મિત્ર પોતાને સંતોષ થાય એવું ચિહ્ન કેવી રીતે જોઈ શક્યો હશે તે હું સમજી શક્યો નહિ. તદપિ તેની બારિકાઈપૂર્વક અવલોકન કરવાની શકિતનો મને પૂરતો અનુભવ હોવાથી, હું સમજી શક્યો કે જ્યાં મારી આંખો કામ કરી ન શકે ત્યાં પણ તેની દૃષ્ટિથી કોઈ પણ વસ્તુ છૂપી રહી શકે તેમ ન હતું.

નંબર ૩વાળા મકાનના દ્વાર પાસે ઉંચો, ગૌર વર્ણના ચ્હેરાવાળો માણસ ઊભો હતો. તેના માથાના વાળ રંગમાં ભીંડીના જેવા અને જાડા હતા. તેના હાથમાં નોટબૂક હતી. તે અમને જોઇને આનંદાવેશપૂર્વક આગળ આવ્યો અને મારા મિત્રનો હસ્ત પોતાના હાથમાં લઈ દબાવતો બોલ્યો: “તમે મોટી મહેરબાની કરી. અહીં જે કાંઈ હતું તે મેં જેવી ને તેવી સ્થિતિમાં જ રાખેલું છે.”

"માત્ર આના સિવાય." બગીચાની અંદરના રસ્તા તરફ આંગળી કરતો હોમ્સ બોલ્યો: "જાણે એ રસ્તા પર થઈને ભેંસોનું મોટું ટોળું પસાર થયું હોયની, એટલાં બધાં ચિહ્નો તેના પર પડી રહ્યાં છે. તોપણુ ગ્રેગસન ! એ માર્ગપર બીજા માણસોને પસાર થવા દેવાની છૂટ આપતાં પહેલાં તમે પોતે તો તેનું બરોબર અવલોકન કરીને અમુક નિર્ણય ઉપર આવ્યા હશો જ ?"

"મારે તો આ ઘરની અંદર જ પુષ્કળ કામ કરવાનું હતું." ડિટેક્ટિવ ગ્રેગસને ઉડાવનારો જવાબ આપ્યો: "મારો સાથીદાર લીસ્ટ્રેડ પણુ અહીં જ છે. બહાર દેખરેખ રાખવાનું અને તપાસ કરવાનું કામ મેં તેને સોંપ્યું હતું."

હોમ્સે મારી સામે વક્ર દૃષ્ટિએ જોઇને આંખ મચકાવી. "જ્યારે તમે અને લીસ્ટ્રેડ જેવા બે કુશળ ડિટેક્ટિવો આ કેસમાં રોકાયેલા છો, ત્યારે પછી ત્રીજા કોઇની સહાયની અગત્ય રહેવા પામે એમ મને લાગતું નથી." તે ગ્રેગસનને ઉદ્દેશીને બોલ્યો.

ગ્રેગસન પોતાના ચ્હેરાપર સંતોષનો ભાવ પ્રકટ કરતો બોલ્યો: "હું ધારૂં છું કે જે કાંઈ કરવું જોઇએ તે તો અમે કરેલું જ છે." તેણે વિશેષમાં ઉમેર્યું: "તો પણુ આ કેસ અતિ વિચિત્ર છે; અને આવી બાબતોમાં તમે કેટલો બધો રસ લ્યો છો તે મારા જાણુવામાં હોવાથી મેં તમને અત્ર બોલાવવાનું યોગ્ય ધાર્યું છે."

"વારૂ, તમે અહીં ગાડીમાં બેસીને તો નથી આવ્યા ને ?" શેરલોક હોમ્સે પૂછ્યું.

"ના જી !"

"અને લીસ્ટ્રેડ ?"

"તે પણુ પગપાળો જ આવેલ છે."

"ત્યારે ચાલો આપણે ઘરની અંદર જઈએ અને ત્યાં પડેલી વસ્તુઓ વગેરેનું અવલોકન કરીએ." શેરલોક હોમ્સ બોલ્યો અને તે ઘરમાં દાખલ થયો.

પેલા બે ડિટેક્ટિવો ગાડીમાં આવ્યા છે કે કેમ, એ પ્રશ્નનો નકારમાં જવાબ મળતાં શેરલોક હોમ્સે એકદમ મકાનની અંદરના ભાગનું નિરિક્ષણ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરેલી જોઇને મને કાંઇક આશ્ચર્ય ઉત્પન્ન થયું. કેમકે તેણે ગ્રેગસનને કરેલા ઉક્ત પ્રશ્ન સાથે આ ઇચ્છાને કાંઇ સંબંધ હોય એવું મને લાગ્યું નહિ. ગ્રેગસનને પણ મારા જેટલું જ આશ્ચર્ય થયેલું હોય એમ તેના ચ્હેરાપરથી જણાઇ આવતું હતું. અમે બન્ને પણ શેરલોક હોમ્સની પાછળ મૂંગા મૂંગા ઘરમાં પેઠા.

જે ખંડમાં અમે દાખલ થયા તે જમવા માટેનો ઓરડો હતો. એ મોટો અને ચોરસ ઓરડો હતો. વળી અંદર ફરનિચર બિલકુલ નહિ હોવાને લીધે તે કાંઇક વિશેષ મોટો દેખાતો હતો. તેની ભિંતો પર ચોંટેલો કાગળ કાળો થઇ ગયેલો દેખાતો હતો. કોઈ કોઈ જગ્યાએ તેના ઉપર ધબ્બાં પડેલાં હતાં અને અહીં તહીં ઉતરેલા લાંબા ચીરાને લીધે તેની પાછળનો ભીંતનો પીળો રંગ દૃષ્ટિગોચર થતો હતો. દ્વારની સામે એક શઘડી હતી. તેની ઉપર કૃત્રિમ આરસની પેડલી બનાવેલી હતી. એ પેડલીના એક ખૂણાપર રાતી મીણબત્તીનો કકડો ઊભો ચોંટાડેલો હતો. બારીનાં કાચનાં બારણા ઉપર ધૂળ ફરી વળેલી હોવાને લીધે બહારથી સૂર્યનો મંદ પ્રકાશ આવતો હતો. આખા મકાનમાં પણ જમીન ઉપર અને ભિંતો ઉપર ધૂળના થર બાઝેલા હતા.

આ બધી બાબતોનું અવલોકન મેં પાછળથી જ કર્યું હતું.

અત્યારે તો મારૂં તમામ લક્ષ જે મનુષ્યનું ખૂન થયું હતું તેના જમીનપર પડેલા શબ તરફ જ લાગ્યું હતું. તે મનુષ્ય ચત્તોપાટ પડેલો હતો. તેની નૂરહીન ફાટેલી આંખો ઉંચે ઝાંખી પડી ગયેલી સીલીંગ તરફ ચોંટી રહી હતી. એ માણસની ઉમર ૪૩–૪૪ વર્ષની જણાતી હતી. તેની ઉંચાઈ મધ્યમ કદની હતી, તેની છાતી પહોળી, માથાના વાળ વળેલા અને સરખી રીતે કતરાવેલી ટૂંકી દાઢી હતી. તેણે જાડી બનાતનો ખૂલતો કોટ અને વેસ્ટકોટ તથા ભૂખરા રંગનું પાટલૂન પહેરેલું હતું. ગળાના કોલર અને હાથના કફ ઉપર એક પણ ડાઘ જણાતો ન હતો. બ્રશ વડે સાફ કરેલી ઉંચા ઘાટની ટોપી તેની પડખે જમીન ઉપર પડેલી હતી. તેણે મૂઠી વાળેલા હાથ ભોંય-પર લાંબા પસારેલા હતા; અને તેની કટીથી નીચેનો ભાગ એવી સ્થિતિમાં હતો કે મૃત્યુ પહેલાં તેણે પુષ્કળ તરફડીયાં મારેલાં હોવાં જોઇએ તથા તેને અત્યંત દુઃખ થયેલું હોવું જોઈએ એવી કલ્પના થઈ શકતી હતી. તેના કઠોર ચ્હેરા ઉપર ભીતિની છાયા પડી રહેલી દશ્યમાન થતી હતી; અને આ પૂર્વે મેં કદી કોઈ પણ મનુષ્યના ચ્હેરાપર જોયું ન હોય એવું દ્વેષનું ચિહ્ન પણ તે ભીતિમાં મળેલું સાફ રીતે જણાતું હતું. ચ્હેરા ઉપર દ્વેષ અને ભીતિની ભયંકર છાપ, સંકુચિત કપાળ, બેઠેલું નાક, અને લાંબા તથા જાડા હોઠને લીધે તેનો દેખાવ અત્યારે મનુષ્યના કરતાં વાંદરાને વધારે મળતો આવતો હતો. મેં ઘણા મનુષ્યોનાં શબને મારા ધંધાને અંગે જોયેલાં છે, અને તેમના ઉપર ઓપરેશન કરેલ છે; પરંતુ આ અંધારા ઓરડામાં જોયેલા શબ જેવું ભીતિપ્રદ પ્રેત મારા જોવામાં કદી પણ આવ્યું ન હતું.

અંગે પાતળો અને શિકારી પ્રાણીના જેવી ચંચળતાવાળો

લીસ્ટ્રેડ પ્રેત પાસે જ ઊભો હતો. તેણે મારા મિત્રને તથા મને આવકાર આપ્યો.

"આ કેસથી મોટો ખળભળાટ થઇ રહેશે, સાહેબ!" મારો પોલિસ ડિટેક્ટિવ તરીકેનો અનુભવ તમારાથી અજાણ્યો નથી જ; એ અનુભવમાં આ કેસ સહુ કરતાં ચડી જાય છે, એમ જો હું કહું તો તેમાં મેં કશી પણ અતિશયોક્તિ કરેલી લેખાશે નહિ"

"આ ખૂન થવાનું શું કારણ હોવું જોઇએ તે જાણવાનું કાંઈ પણ સાધન મળી આવ્યું છે કે નહિ?" ગ્રેગસને પૂછ્યું.

"હજી સુધી તો મળી આવ્યું નથી." નિરાશાસહ લીસ્ટ્રેડ બોલ્યો.

શેરલોક હોમ્સ પ્રેત પાસે ગયો અને ગોઠણભર થઇને બારિકાઈપૂર્વક પ્રેતનો દરેકેદરેક ભાગ તપાસવા લાગ્યો. થોડી વારે તેણે બન્ને ડિટેક્ટિવો તરફ દૃષ્ટિ કરીને પ્રશ્ન કર્યો: "આ માણસને જખમ થયો નથી એમ તમે ખાત્રીપૂર્વક કહો છો?"

"તદ્દન ખાત્રીપૂર્વક." બન્ને ડિટેક્ટિવો એકી સાથે બોલી ઉઠયા.

"તો પછી આ લોહી" તે આસપાસ જમીનપર પડી રહેલાં લોહીનાં ટીપાં અને ડાઘ તરફ આંગળી કરતો બોલ્યો: "બીજા કોઈ માણસનું હોવું જોઇએ; અને જો ખૂન થયું હોય તો તે બીજા માણસે જ આ મનુષ્યનું ખૂન કરેલું હોવું જોઇએ. આ કેસ જોતાં સને-૩૪ માં યુટ્રેક્ટ (હોલાંડ) ખાતે વોન જેન્સનના આવા જ પ્રકારના થયેલા ખૂનનો પ્રસંગ યાદ આવે છે. તમને એ કેસનું સ્મરણ છે, ગ્રેગસન?"

"ના જી!"

"તમે એ કેસની હકીકત વાંચેલી તો હોવી જ જોઇએ. મારી

માનિનતા એવી છે કે દુનિયામાં જે કાંઈ બને છે તેમાં નવીનતા ભાગ્યે જ હોય છે. પૂર્વે આવા પ્રકારના અનેક ગુન્હા બની ગયા હોય એ સંભવિત છે."

એમ બોલતાં બોલતાં શેરલોક હોમ્સે પોતાની આંગળીઓ પેલા પ્રેત ઉપર ચોતરફ ફેરવવા માંડી. તેણે એ પ્રેતના કોટ, વેસ્ટ-કોટ અને ખમીશનાં બટન ખોલી નાંખ્યાં અને તે મનુષ્યનું ખૂન કેવી રીતે થયેલું હોવું જોઇએ એ જાણવાને તેના શરીરની બારિક તપાસ ચલાવી. એ વખતે તેનાં નેત્રો નિશાબાજ મનુષ્યના જેવાં અર્ધ મિંચાયેલાં હતાં. તે એ તપાસ એટલી ઝડપ અને કુશળતાપૂર્વક કરતો હતો, કે તેમાં સમાયેલી ઝીણવટની બીજા કોઇને ભાગ્યે જ કલ્પના આવી શકે. છેવટે તેણે પ્રેતના હોઠ સુંઘી જોયા અને તેણે પગમાં ધારણ કરેલાં પેટન્ટ ચામડાના બૂટનાં તળીયાં તરફ દૃષ્ટિ કરી.

"આ શબને હલાવ્યું તો નથીને ?" શેરલોક હોમ્સે પોતાની તપાસને અંતે પોલિસ ડિટેકિટવને પ્રશ્ન કર્યો.

"માત્ર અમારી તપાસણી વખતે આડું અવળું ફેરવ્યું હતું. તે સિવાય બિલકુલ હલાવ્યું નથી."

"હવે આને દફનાવવાની ક્રિયા કરવી હોય તો હરકત નથી." હોમ્સે કહ્યું: "આ પ્રેતની વિશેષ તપાસ કરવાથી કાંઈ પણ નવીન જાણી શકાય એમ લાગતું નથી."

બહાર એક ખાટલી અને ચાર માણુસો તૈયાર જ હતા. ગ્રેગસને તેમને અંદર બોલાવ્યા. પ્રેતને ઉચકીને તેઓ બહાર લઈ ગયા. જે વખતે શબ ઉંચું કર્યું તે વખતે એક વીંટી નીચે પડી. તેનો રણકારો અમારા સાંભળવામાં આવ્યો. લીસ્ટ્રેડ તુરત જ નીચો

નમ્યો અને તે વીંટી હાથમાં લઈને તેના તરફ રહસ્યમય દૃષ્ટિથી જોવા લાગ્યો.

' અહીંઆ કોઈ સ્ત્રી હોવી જોઇએ." એકાદ ક્ષણ પછી તે બોલી ઉઠયો: " આ વધુને વર તરફથી લગ્નપ્રસંગે પહેરાવવામાં આવે છે તેવી વીંટી છે."

એ શબ્દો બોલતી વેળાએ લીસ્ટ્રેડે તે વીંટી પોતાના પંજામાં ધરી રાખી હતી. અમે બધા તેની આસપાસ ફરી વળ્યા અને વીંટી સામે જોવા લાગ્યા. એ ચોખ્ખા સોનાની હતી, અને તે એક વખતે કોઈ નવવધુના હસ્તની નાજુક આંગળી પર વિરાજેલી હોવી જોઈએ એમાં તો કશો પણ શક ન હતો.

" આ તો કોકડું વિશેષ ને વિશેષ ગુંચવાય છે." ગ્રેગસન બોલ્યો: " ઈશ્વર જાણે હજી પણ કેટલો વધુ ગુંચવારો આવી લાગશે?"

" આ વીંટીની સહાયથી કાંઈ પણ ખુલાસો મળી શકે એમ તમને નથી લાગતું?" શેરલોક હોમ્સે પ્રશ્ન કર્યો: " પરંતુ એની સામે તાકયા કરવાથી કાંઈ વળે તેમ નથી. આ માણસના ગજવામાંથી બીજું કાંઈ મળી આવ્યું છે ખરૂં?"

" હા, એ બધું અમે અહીં જ સાચવી રાખ્યું છે." ગ્રેગસને કહ્યું અને સીડીના નીચલા પગથીયાપર પડેલી ચીજો તરફ આંગળી કરતો તે બોલ્યો: " લંડનની બેરોડ કંપનીએ બનાવેલી સોનાની ઘડિયાળ, જેનો નંબર ૯૭૧૬૩ છે, વજનદાર અને નક્કર સોનાનો અછોડો, ફ્રીમેસનના સાંકેતિક ચિહ્નવાળી સોનાની વીંટી, બુલડોગના માથાવાળી અને તેમાં આંખોની જગ્યાએ માણેકનાં નંગ બેસારેલી સોનાની પીન, રશીયન લેધરનું નાનું પાકીટ અને તેમાં ' ઈનોક જે. ડ્રેબર, કલેવલેન્ડનિવાસી ' એ પ્રમાણે છાપેલું એવાં વિઝિટિંગ કાર્ડો

મળી આવ્યાં છે. તેના ખમીશ ઉપર પણ 'ઈ. જે. ડી.' લખેલું છે. એ ઉપરથી એ નામ આ માણસનું હોવામાં સંશય રહેતો નથી. પૈસા રાખવાનું પાકીટ ન હતું, પરંતુ સાત પાઉંડ અને તેર શીલીંગ જેટલું છૂટું નાણું ગજવામાં હતું. *બોકેસીયોના 'ડીસેમેરોન' નામના પુસ્તકની ગજવામાં સમાઇ શકે એવા નાના કદની આવૃત્તિની એક નકલ પણ ગજવામાંથી મળી આવી છે. તેના આગલા પાના ઉપર જોસફ સ્ટેન્ગરસનનું નામ લખેલું છે. બે પત્રો છે. એકના ઉપર ઇ. જે. ડ્રેબર અને બીજાના ઉપર જોસફ સ્ટેન્ગરસનનું શરનામું કરેલું છે."

"તેમાં ઠેકાણું શું લખેલ છે?"

"'અમેરિકન એક્સચેન્જ, સ્ટ્રેન્ડ—જ્યારે માલિક લેવા આવે ત્યારે તેમને આપવો' એ પ્રમાણે દરેક પત્ર પર લખેલ છે. બન્ને કાગળો એક સ્ટીમર કંપનીના છે અને તેમાં તે સ્ટીમર કંપનીની લીવરપુલથી અમેરિકા જવાને માટે ઉપડતી સ્ટીમરોનાં નામ તથા તેમની ઉપડવાની તારીખ વગેરે વિગતો આપેલી છે. એ ઉપરથી એટલું તો સ્પષ્ટ થઇ શકે કે આ ભાગ્યહિન મનુષ્ય થોડા સમયમાં ન્યુયોર્ક ખાતે પાછો ફરવાનો ઇરાદો રાખતો હોવો જોઇએ."

"તમે આ સ્ટેન્ગરસન નામના માણસના સંબંધમાં કાંઇ પણ

---

* બોકેસીયો (Boccaccio) ઈટાલીનો એક નવલકથાકાર અને કવિ હતો. તે ઈ. સ. ૧૩૧૩ માં જન્મ્યો હતો. તેણે ડીસેમેરોન (Decameron) નામનું પુસ્તક લખીને સારી કીર્તિ સંપાદન કરી હતી એ પુસ્તકમાં ૧૦૦ નાની નાની વાતોનો સમાવેશ કરવામાં આવેલો છે એ પુસ્તકની પહેલી છપાયેલી આવૃત્તિની એક નકલ લંડનમાં સને ૧૮૧૨ માં પોં ૨૨૬૦ એટલે રૂ. ૩૩૯૦૦ ની કીમતે વેચાઈ હતી.

તપાસ ચલાવી છે ખરી ?" શેરલોક હોમ્સે પૂછ્યું.

"એનો પત્તો મેળવવાને માટે મેં તુરત જ પ્રયત્નો આરંભી દીધા છે." ગ્રેગસન બોલ્યો: "મેં તમામ વર્તમાન પત્રોમાં એ સંબંધી જાહેર ખબર મોકલી આપી છે, અને તેની તપાસ કરવાને મારા એક માણસને અમેરિકન એકસચેન્જમાં મોકલ્યો છે, પરંતુ તે હજુ સુધી પાછો ફર્યો નથી."

"તમે કલેવલેન્ડ તાર કર્યો છે ખરો ?"

"ત્યાં પણ આજે સ્હવારે જ અમે તાર કરી દીધો છે." ગ્રેગસને કહ્યું.

"એ તારમાં તમે શું લખ્યું છે ?" શેરલોક હોમ્સે પૂછ્યું.

"અમે તેમાં માત્ર આ બનેલા બનાવનું સવિસ્તર વર્ણન આપેલું છે, અને આ ખૂનીને શોધી કાઢવામાં અમને સહાયક થઇ પડે એવી વિગતો અમને મોકલશો તો અમે તમારો આભાર માનીશું—એ પ્રમાણે લખેલું છે."

"તે ઉપરાંત જે મુદ્દો તમને વધારે મહત્ત્વનો લાગતો હોય તે મુદ્દાને લગતી ખાસ વિગતો જણાવવાની તમે એમાં માગણી કરી નથી ?"

"હા, મેં સ્ટેન્ગરસનના સંબધમાં તેઓ કાંઇ જાણતા હોય તો તે જણાવવાને લખ્યું છે."

"બીજું કાંઇ પણ નહિ ?" શેરલોક હોમ્સ બોલ્યો: "આ ગૂઢ રહસ્યને ખોલનારી ચાવી તમને હાથ નથી લાગી ? તમે બીજો તાર તેમના ઉપર ન કરો ?"

"જે કાંઇ કહી શકાય તેવું હતું તે મેં આપને જણાવ્યું છે." ગ્રેગસને હોમ્સના પ્રસ્તુત પ્રશ્નથી પોતાનું અપમાન થયેલું હોય એવા સ્વરે કહ્યું.



# પ્રકરણ ૭ મું.

## રક્તાક્ષર.



શેરલોક હોમ્સ મનમાં ને મનમાં હસ્યો. તે આ વિષયમાં કાંઇક ટીકા કરવા જતો હોય એમ મને લાગ્યું, પરંતુ એટલામાં લીસ્ટ્રેડ ઓરડામાં દાખલ થયો. જે વખતે અમે આ તપાસ ચલાવતા હતા તે વખતે લીસ્ટ્રેડ બહારના ખંડમાં ગયો હતો. તે અંદર દાખલ થયો ત્યારે તેના ચ્હેરા ઉપર વિજયશ્રી ચમકતી હતી, અને તેણે કાંઇ નવીન અગત્યની શોધ કરી હોય એમ દેખાઇ આવતું હતું.

તે બોલ્યો: " ગ્રેગસન ! મેં એક અતિ અગત્યની શોધ કરી છે. જો મેં આગલા ખંડની દિવાલોનું બારિકાઇથી નિરિક્ષણ કર્યું ન હોત તો હું ધારૂં છું કે એ શોધ કદી પણ થવા પામત નહિ."

વામનજી લીસ્ટ્રેડનો ચ્હેરો આનંદાતિશયથી ચમકતો હતો. આ નવીન શોધ કરવામાં પોતે પોતાના પ્રતિસ્પર્દ્ધી ગ્રેગસન ઉપર જાણે કેવોય મોટો વિજય મેળવ્યો હોય એવા ભાવપૂર્વક તે હસતો હતો.

" મારી પાછળ આવો. " તે બોલ્યો અને ઓરડાની બહાર નિકળ્યો. અમે તેની પાછળ બહારના ખંડમાં ગયા. પછી તે સગર્વ બોલ્યો: " અહીં ઊભા રહો અને સામે ભિંત ઉપર જૂઓ. શું દેખાય છે ? " એમ કહેતાં તેણે દીવાસળીના બાકસમાંથી દીવાસળી કાઢી, સળગાવીને ભિંત સામે ધરી.

જે સ્થળે તેણે અમને જોવાનું કહ્યું તે સ્થળે દૃષ્ટિ કરતાં અમને

જણાયું કે પીળા રંગની દિવાલ ઉપરનો કાગળ થોડાક ભાગમાંથી ઉખાડી નાંખવામાં આવ્યો હતો અને ત્યાં લોહી વડે માત્ર

'રેશ (RACHE)'

એ એક જ શબ્દ લખેલો હતો.

"આ વિષયમાં આપનો શો તર્ક થાય છે?" લીસ્ટ્રેડ કટાક્ષમાં બોલ્યો. બોલતી વેળાએ તેની આંખો હસતી હતી. તેણે આગળ ચલાવ્યું. આ સ્થળ એક બાજુએ આવેલું હોવાથી તથા અહીં અંધારૂં હોવાથી આ તરફ કોઇનું લક્ષ ગયેલું ન હતું, અને તેથી જ અત્યારસુધી આ શોધ થઈ શકી નથી. ખૂનીએ પોતે પોતાના જ લોહી વડે આ શબ્દ લખેલો હોવો જોઇએ. ખૂની કદાચ પુરૂષ હોય કે સ્ત્રી પણ હોય! પરંતુ આ શબ્દની શોધ ઉપરથી એટલું તો સિદ્ધ થઈ જાય છે કે જે મનુષ્યનું શબ આપણને મળી આવ્યું છે, તેણે આત્મહત્યા કરેલી નથી પરંતુ તેનું ખૂન જ થયેલું છે. હવે તેણે આ સ્થળને એ શબ્દ લખવા માટે શા સારૂં પસંદ કર્યું હોવું જોઈએ તેનો વિચાર આપણે કરીએ. હું એનો ખુલાસો કરી શકું તેમ છે. ભોજનગૃહમાં સઘડીની ઉપર મીણબતીનો કકડો ઊભો રાખ્યો છે તે અહીંથી જણાય છે. ખૂન કરતી વેળાએ તે મીણબતી સળગતી હોવી જોઇએ, અને આ ખંડમાં આ સ્થળે જ માત્ર તેનો પ્રકાશ પડતો હોવો જોઇએ. એથી જ તેણે આ સ્થળ પસંદ કરેલું હશે એવું મારૂં અનુમાન છે."

"પરંતુ એમ માનો કે ખૂનીએ પોતે તે શબ્દ લખેલો છે," ગ્રેગસન પોતાના પ્રતિસ્પર્દ્ધીની તુંડાઇથી ક્ષુબ્ધ બનેલા સ્વરે બોલ્યો: "તોપણ એથી આ ખૂનના સંબંધમાં નવીન અને મહત્ત્વનો પ્રકાશ શો પડી શકે છે?"

" મહત્ત્વનો પ્રકાશ ! મારા સાહેબ ! લખનારનો ' રેશલ (Rachel) ' નામક સ્ત્રીવાચક શબ્દ લખવાનો ઈરાદો હોવો જોઇએ. પરંતુ તે અથવા તેણી એ શબ્દ પૂર્ણ કરે તે પહેલાં તેને કાંઈ વિઘ્ન નડયું હશે. મારા કથનનો ભાવાર્થ તો તમે સમજ્યા જ હશો. જ્યારે એ કેસનું રહસ્ય ખુલ્લું થશે ત્યારે તમને જણાઇ આવશે કે આ બનાવમાં રેશલ નામની કોઇ સ્ત્રીનો હાથ હોવો જોઇએ."

એ વખતે શેરલોક હોમ્સને હસતો જોઈને લીસ્ટ્રેડ તેને ઉદ્દેશીને બોલ્યો: "મીસ્તર શેરલોક હોમ્સ ! તમે તમારી મરજીમાં આવે ત્યાં સુધી હસો, પરંતુ આ શોધ મેં જ કરેલી છે. તમને તેની કલ્પના પણ આવી શકત નહિ. તમે ચતુર અને કુશળ હશો, તદપિ આ બુઢ્ઢા ડિટેક્ટિવને કાંઈ કાચોપોચો સમજશો નહિ."

" જો મારા હાસ્યથી તમારૂં અપમાન થયેલું તમને લાગતું હોય તો તે માટે હું અંતઃકરણપૂર્વક તમારી માફી માગું છું." શેરલોક હોમ્સે કહ્યું: ' આ રક્તાક્ષરની શોધ સહુથી પહેલી કરવાનું માન તમને જ ઘટે છે, અને એ શોધ મહત્ત્વની છે એમાંયે કશો પણ શક નથી. વળી તમારા માનવા મુજબ રાત્રીએ અત્રે બનેલા બનાવમાં ભાગ લેનાર મનુષ્યે આ શબ્દ લખેલો છે એ પણ સ્પષ્ટ છે. આ ઓરડાનું નિરીક્ષણ કરવાનો મને અત્યાર સુધી અવકાશ મળ્યો ન હતો, પરંતુ જો હવે તમારી રજા હોય તો એ કામ પણ હું પૂર્ણ કરી લઉં."

એમ કહેતાં તેણે ગજવામાંથી ફૂટપટી અને સૂક્ષ્મદર્શક કાચ કાઢયો. આ બે સાહિત્ય હાથમાં રાખીને તે ઓરડામાં આમતેમ ફરતો આસપાસ તથા ઉપર નીચે નિરીક્ષણ કરવા લાગ્યો. કોઈ વખત તે ઊભો રહી જતો, કોઈ વખત ગોઠણભર થતો અને એક વખત તદ્દન

ભોંય પર લાંબો ઉંધે મસ્તકે સૂઈ ગયો. તે પોતાના કાર્યમાં એટલો બધો ગુંથાઇ ગયો હતો કે તે ખંડમાં અમે ઊભા હતા તેનું પણ તેને ભાન હોય એમ લાગતું નહતું. કેમકે તે આખો વખત મનમાં ને મનમાં એટલો કાંઇક બબડયા કરતો હતો. કોઈ વખત નિ:શ્વાસ નાખતો તો કોઇ વખત બીનજરૂરી ઉદ્ગાર કાઢતો, કોઈ વખત શીટી વગાડતો તો વળી કોઇ વખત કાંઈ સંગીત બબડયા કરતો. પરંતુ તેના એ બધા ચેનચાળા ઉપરથી તેના મનમાં કાંઇક પણ આશા ઉત્પન્ન થયેલી હોવી જોઇએ એટલું તો જણાઈ આવતું હતું ખરૂં. તેની એવી સ્થિતિ જોઇને એકાદી ઇષ્ટ વસ્તુની શોધ માટે નિકળેલા શિકારી કૂતરાનું મને સ્મરણ થયું. શિકારી કૂતરામાં એવી શક્તિ છે કે જો કોઇ પણ વસ્તુની અથવા કોઈ પણ મનુષ્યની એકાદી ચીજની ગંધ આવે, તો પછી તે ગંધને આધારે તે વસ્તુ કે મનુષ્ય ગમે તેવા વિકટ સ્થળે હોય તો પણ ત્યાં પહોંચીને તે કૂતરો પકડી પાડે છે. જ્યારે શિકારી કૂતરો એ પ્રમાણે કોઇ વસ્તુને શોધવાને તેની પાછળ લાગ્યો હોય ત્યારે તે માર્ગમાં જમીન સુંઘતો સુંઘતો આમ તેમ દોડયા કરે છે, કોઈ વખત આગળ વધીને પાછો ફરે છે તો કોઈ વાર એક દિશાએ અને કોઇ વાર બીજી દીશાએ દોડધામ કરી મૂકે છે. શેરલોક હોમ્સનું વર્ત્તન પણ અત્યારે એવા જ પ્રકારનું હોઇને શિકારી કૂતરાની સાથે તેની સરખામણી કરવાનું મને મન થાય, એ સ્વાભાવિક છે. તેણે એ કાર્ય લગભગ વીશ મિનિટ કે તે કરતાં કાંઇક વધુ સમય સુધી ચાલુ રાખ્યું જમીન ઉપર પડેલાં ચિહ્નો જે નરી આંખે દેખી શકાય તેવાં ન હતાં, તેમાંનાં બે ચિહ્નો વચ્ચેનું અંતર બરોબર સંભાળપૂર્વક તેણે પેલી ફુટપટીવડે ભરી જોયું. તે જ પ્રમાણે દિવાલ ઉપર જે સ્થળે પેલો શબ્દ લખેલો હતો તે સ્થળે

દિવાલની ઉંચાઇ પણ માપી જોઇ. એક સ્થળે જમીન ઉપર પડેલી બારિક રાખ એકઠી કરીને એક પરબીડીઆમાં ભરી લીધી. છેવટે દિવાલ ઉપર લખેલા શબ્દના દરેકેદરેક અક્ષરનું બહુ જ ઝીણવટ પૂર્વક સૂક્ષ્મદર્શક કાચ વડે નિરીક્ષણ કરી લીધું. આટલું થયા પછી તેના મુખ ઉપર સંતોષનું ચિહ્ન દેખાયું. હવે તેને કાંઈ વધુ તપાસ કરવાની બાકી રહી હોય એમ લાગ્યું નહિ. કેમકે ફૂટપટી તથા સૂક્ષ્મદર્શક કાચ તેણે પુનઃ ગજવામાં મુકી દાધાં.

" એમ કહેવાય છે કે તર્કશાસ્ત્રની સહાય વિના કોઈ પણ કાર્યમાં કરેલો શ્રમ અફળ જાય છે." શેરલોક હોમ્સ બોલ્યોઃ " એ સિદ્ધાંત સર્વત્ર કદાચ લાગુ ન પણ પાડી શકાય. પરંતુ ડિટેક્ટિવ તરિકે કરવાના કાર્યમાં તો તે આબાદ લાગુ પડે છે ! "

ગ્રેગસન અને લીસ્ટ્રેડ આ પોતાના શોખને ખાતર બનેલા ડિટેક્ટિવની હીલચાલ કાંઈક ઉત્સુકતા અને કાંઈક તિરસ્કારની લાગણી સાથે તપાસતા હતા. તેઓ શેરલોક હોમ્સના કથનનો ભાવાર્થ સમજી શક્યા નહિ. પરંતુ મારી ખાત્રી હતી કે શેરલોક હોમ્સને આ વિષયમાં કાંઈ પણ અગત્યનું અને નવીન જ્ઞાન પ્રાપ્ત થયેલું હોવું જોઇએ. નહિ તો તે પ્રસ્તુત શબ્દો કદી પણ ઉચ્ચારત નહિ. લીસ્ટ્રેડ અને ગ્રેગસન કરતાં શેરલોક હોમ્સનો મને વિશેષ પરિચય હોવાથી તેના સ્વભાવ વિષે હું વિશેષ માહિતગાર હોઉં એ દેખીતું છે.

" આ કેસના વિષયમાં આપનું શું માનવું છે ?" બન્ને પોલિસ ડિટેક્ટિવોએ એ મુદ્દાની બાબતને લગતો પ્રશ્ન કર્યો.

" જો તમને આ કેસમાં મદદ કરવાનું હું સ્વીકારું, તો આ ગુન્હાની શોધનો તમને મળનારો યશ લૂટી લેવામાં હું કારણભૂત થઈશ એમ મને લાગે છે ! " શેરલોક હોમ્સ સ્મિત કરતો બોલ્યોઃ

"તમે તમારી તપાસમાં એટલા બધા આગળ વધી ગયા છો કે વચ્ચે તમને તમારે માર્ગે જતા અટકાવવાથી ઉલટા તમે ઘોંટાળામાં પડી જશો." એ વખતે શેરલોક હોમ્સના અવાજમાં કટાક્ષનો સંપૂર્ણ ભાવ હતો તેણે આગળ કહ્યું: "જો તમે તમારી તપાસની વિગતો તથા એ વિષયમાં તમારો શો અભિપ્રાય પડે છે તે મને જણાવતા રહેશો, તો હું ઘણી ખુશીની સાથે મારાથી બનશે તેટલી મદદ કરીશ. પરંતુ અત્યારે તો જે પોલિસ કોન્સ્ટેબલે પહેલવહેલું આ શબ જોયું તેને થોડાક સવાલો મારે પૂછવા છે. એનું ઠેકાણું તમે મને જણાવશો?"

લીસ્ટ્રેડે પોતાની ડાયરીમાં જોયું અને તે બોલ્યો: "જહોન રેન્સ. પણ અત્યારે તે પહેરા ઉપર નહિ હોય. એટલે તે તમને પોતાને ઘેર મળી શકશે. તે કેનિંગ્સ્ટન પાર્કગેટમાં ઓડલીકોર્ટ નામના મકાનમાં રહે છે. તેની રૂમનો નંબર ૪૬ છે."

હોમ્સે તે ઠેકાણું પોતાની ડાયરીમાં ટપકાવી લીધું.

"ચાલો ત્યારે, ડોકટર!" તે બોલ્યો: "આપણે જઇને એ કોન્સ્ટેબલને પહેલાં મળીએ." એમ કહી પુનઃ પેલા બે ડિટેક્ટિવોની સામે જોઇને તે બોલ્યો: "પણ અહીંથી જતાં પહેલાં એક વાત હું તમને જણાવીશ; અને મારી ખાત્રી છે કે આ કેસમાં તે કદાચ તમને ઉપયોગની થઈ પડશે. જૂઓ, આ માણસનું ખૂન થયું છે એ ચોક્કસ છે. પરંતુ લીસ્ટ્રેડ ધારે છે તેમ એ ખૂન સ્ત્રીએ નહિ પણ પુરુષે કરેલું છે. ખૂની ૭ ફુટથી વધુ ઉંચાઇનો છે. તેણે થોડા વખત પહેલાં જ ભરયુવાનીમાં પ્રવેશ કરેલો હોવો જોઈએ. તેની ઉંચાઇના પ્રમાણમાં તેના પગના પંજા ટુંકા છે. તે પહોળા પંજાના બૂટ પહેરે છે, અને ટ્રીચીનોપલી સીગારનો તેને શોખ છે. તે આ દુર્ભાગી મનુષ્ય સાથે

ચાર પૈડાવાળી ગાડીમાં અહીં આવ્યો હતો. તેને એક ઘોડો જોડેલો હતો. તે ઘોડાના ત્રણ પગમાં જડેલી નાળ જૂની હતી. માત્ર આગલા જમણી બાજુના પગમાં નવી નાળ જડેલી હતી. ખૂનીનો ચ્હેરો લંબગોળ હોય એ સંભવિત છે. તેના જમણા હાથની આંગળીઓના નખ વધેલા છે. અલબત્ત આટલી માહિતી પૂરતી ગણી શકાય નહિ. તો પણ જો તમે તેનો ઉપયોગ કરી શકો તેમ હોય તો જરૂર કરજો."

લીસ્ટ્રેડ અને ગ્રેગસને એક બીજા સામે દૃષ્ટિ કરીને ઉપહાસાત્મક હાસ્ય કર્યું. એ હાસ્ય મારા મિત્રથી કે મારાથી છૂપું તો રહી શક્યું નહિ જ.

"આ માણસનું ખૂન થયું છે એમ તમે કહો છો. પરંતુ તે ખૂન કેવી રીતે થયેલું હોવું જોઈએ? કેમકે તેના શરીરપર કોઈ પણ સ્થળે જખમનું બિલકુલ ચિહ્ન દૃષ્ટિએ પડતું નથી." લીસ્ટ્રેડ બોલ્યો.

"વિષ." શેરલોક હોમ્સે ટુંકો જવાબ આપ્યો અને તે બારણા તરફ આગળ વધ્યો. "એક બીજી વાત, લીસ્ટ્રેડ!" દ્વાર પાસે આવીને તેણે કહ્યું: "'રેશ ( Rache )' એ જર્મન ભાષાનો શબ્દ છે, અને તેનો અર્થ 'વૈર' થાય છે. માટે તમે મીસ રેશલને શોધી કાઢવાની પંચાતીમાં પડીને તમારો કીમતિ સમય નિરર્થક ગૂમાવતા નહિ."

છેલ્લું અમોઘ વાગ્બાણ છોડીને હોમ્સ તથા હું મકાનની બહાર નિકળી ગયા અને એ બન્ને પ્રતિસ્પર્દ્ધીઓ મુખ વિકાસી એક બીજા સામે જોઇ રહ્યા.

---

# પ્રકરણ ૮ મું.

## પોલીસ કોન્સ્ટેબલની મુલાકાત.

જ્યારે અમે લોરીસ્ટન ગાર્ડનમાંથી નિકળ્યા ત્યારે બરોબર એક વાગ્યો હતો. શેરલોક હોમ્સ મને એક નજીકની તારઓફિસે લઇ ગયો. ત્યાંથી એક લાંબો તાર રવાના કર્યો. તારઓફિસમાંથી નિકળીને તેણે એક ગાડી ભાડે કરી અને લીસ્ટ્રેડે જે ઠેકાણું આપ્યું હતું તે ગાડીવાનને જણાવી તે સ્થળે અમને લઇ જવાનું કહ્યું.

"સહુથી પહેલાં જેણે આ મનુષ્યનું પ્રેત જોયેલું છે તે જેવી યથાસ્થિત વિગત આપી શકે તેના જેટલી તો બીજો કોઈ પણ ભાગ્યે જ આપી શકે." ગાડીમાં અમે બેઠા અને ગાડી ચાલુ થઈ ત્યારબાદ શેરલોક હોમ્સ બોલ્યો: "જો ખરૂં કહું તો આ કેસમાં હું તો અમુક નિર્ણય પર આવી ગયો છું. તોપણ હજી આપણને આ પોલિસ કોન્સ્ટેબલ પાસેથી કદાચ કાંઇક વિશેષ જાણવાનું મળશે ખરૂં."

"ખરેખર તમે મને અજાયબીમાં ગરકાવ કરી મેલો છો, શેરલોક હોમ્સ!" હું બોલ્યો: "તેમાંયે પેલા બે ડિટેક્ટિવો પાસે તમે ખૂનીનું કરેલું વર્ણન તથા ખૂનને લગતી બીજી વિગતો જણાવી, એ સાંભળીને તો હું અત્યંત આશ્ચર્યાન્વિત બની ગયો છું. પરંતુ હું નથી ધારતો કે તમોએ જણાવેલી એ વિગત સાચી જ છે એવી તમારી ખાત્રી હોય."

"ત્યારે તમારી એ ધારણા ભૂલ ભરેલી છે." તેણે જણાવ્યું: "એ વિગતો મેં જણાવી તેમાં ભૂલ થવાનો સંભવ જ નથી. આપણે તે સ્થળે પહોંચ્યા ત્યારે પ્રથમ તો બગીચાની દિવાલ પાસે ગાડીનાં પૈડાંના બે લીસોટા પડી રહેલા મારા જોવામાં આવ્યા હતા. હવે છેલ્લા કેટલાક દિવસથી વર્ષાદ પડ્યો ન હતો. માત્ર ગઈ રાત્રે પડ્યો હતો. એ ઉપરથી મેં અનુમાન કર્યું કે એ રસ્તા પર ગઈ રાત્રીએ આવેલી ગાડીનાં પૈડાંના જ એ ચીલા હોવા જોઇએ. વળી તે સાથે ઘોડાની ખરીઓનાં ચિહ્ન પણ તે ચીલાની વચ્ચે દૃષ્ટિગોચર થતાં હતાં. તેમાંથી આગલા જમણી બાજુના પગની ખરીનું ચિહ્ન બીજાં ત્રણ કરતાં વધારે સ્પષ્ટ અને ઊંડું ગયેલું દેખાતું હતું. એ ઉપરથી મેં જાણ્યું કે એ પગમાં નવી નાળ જડાવેલી હોવી જોઇએ. હવે વર્ષાદ થયા પછી ગાડી ત્યાં આવેલી હતી; અને તે પછી બીજી એકે ગાડી આવી હોય એમ માલૂમ પડયું નહિ. તમને સ્મરણ હોય તો મેં ગ્રેગસનને, તે કિંવા લીસ્ટ્રેડ ગાડીમાં આવ્યા છે કે ચાલીને, એવો પ્રશ્ન કર્યો હતો. તેણે જણાવ્યું હતું કે તેઓ ગાડીમાં આવ્યા ન હતા. એ ઉપરથી અનુમાન થઈ શકે કે તે ગાડી રાત્રીએ જ ત્યાં આવેલી હોવા જોઇએ; અને તો પછી ખૂની અને જેનું ખૂન થયું છે એ બે માણસો તેમાં આવેલા હોવા જોઇએ."

"એ વાત તો ખરી;" હું બોલ્યો: "પણ ખૂનીની ઉંચાઈનું ચોક્કસ માપ તમે કેવી રીતે કાઢી શકયા?"

"કોઈ પણ મનુષ્યની ઉંચાઈનું અનુમાન તે માણસનાં બે પગલાંનાં ચિહ્ન વચ્ચેના અંતરના માપ ઉપરથી કરી શકાય છે; અને તે અનુમાન સેંકડે નેવું ટકા ખરૂં જ હોય છે. એ માટેની ખાસ ગણતરી પણ હોય છે. પરંતુ તેની આંકડા બાજીમાં ઉતરવાની અત્યારે

હું જરૂર જોતો નથી. એ માણસના પડેલાં પગલાં બગીચામાં કાદવમાં અને મકાનની અંદર ધૂળમાં મારા જોવામાં આવ્યાં હતાં. એ ઉપરથી મેં ગણતરી કરી લીધી હતી. પરંતુ તે સાથે એક બીજો મુદ્દો પણ હતો. તે હું તમને જણાવીશ. સામાન્ય રીતે એવો નિયમ છે કે જ્યારે કોઇ પણ માણસ દિવાલ ઉપર કાંઈ લખવા લાગે ત્યારે કુદરતી રીતે તે પોતાની સિધાણમાં લખે છે. હવે પેલો શબ્દ જે સ્થળે લખેલો હતો ત્યાંથી જમીન સુધીનું અંતર છ ફૂટનું હતું. તે ઉપરથી પણ મારી પૂરેપૂરી ખાત્રી થઇ કે એ માણસ છ ફૂટથી સ્હેજ વધુ ઉંચાઇનો હોવો જોઇએ. ખરૂં કહું તો એ તો એક છોકરાની રમત જેવું જ હતું."

"મને પણ તમારો ખુલાસો સાંભળ્યા પછી એમ જ લાગે છે. પરંતુ તેની ઉમર?" મેં પૂછ્યું.

"જે માણસ સહજ લીલાથી સ્હાડાચાર ફૂટનું કદમ ભરે તે વૃદ્ધ કિંવા નંખાઈ ગયેલો ન હોવો જોઇએ. બગીચામાં તેનાં બે પગલાં વચ્ચેનું અંતર એટલું હતું. પેટંટ ચામડાના બૂટ રસ્તાની વચ્ચે થઇને ગયેલા છે, જ્યારે પહોળા પંજાવાળા બૂટ બાજુએ થઇને પસાર થયેલા છે. એટલે માત્ર દૃષ્ટિપાત કરતાંજ તેના કદમનું માપ લેવામાં મુશ્કેલી પડે તેમ ન હતું. આ ઉપરથી તમે જોઇ શકશો કે આમાં કાંઇ મોટો ભેદ સમાયેલો નથી. મેં મારા પેલા લેખમાં જે પદ્ધતિની ભલામણ કરી હતી તેજ પદ્ધતિનો આ અવલોકનકાર્યમાં ઉપયોગ કર્યો અને તેથી હું એ વિષયમાં ચોક્કસ નિર્ણય ઊપર આવી શક્યો. હવે તમને કાંઈ પણ ન સમજાય તેવું લાગે છે ખરૂં?"

"હા, હજી એક-બે બાબતનો ખુલાસો બાકી છે. ખૂનીની આંગળીના નખ વધેલા હોવાનું તથા તેને ટ્રિચિનોપલી સીગારનો

શોખ હોવાનું તમે જણાવ્યું તે શા ઉપરથી?"

"તમારો પ્રશ્ન વાજબી છે." હોમ્સ બોલ્યોઃ "એ માણસે લોહીમાં પોતાની આંગળી બોળીને દિવાલ ઉપર પેલો શબ્દ લખ્યો હતો. મેં સૂક્ષ્મદર્શક કાચ ઉપરથી જોયું તો મને જણાયું કે તે સ્થળે ભિંત ઉપરનો ચુનો જરી જરી ઉખડેલો હતો. હવે તે માણસે જમણા હાથની આંગળી વડે લખેલું હોવું જોઇએ. કેમકે અક્ષરનો વળાંક સરલ અને સ્પષ્ટ હતો. તેમ કરતાં જો તેના નખ વધેલા ન હોત તો ભિંત ઉપર તે સ્થળે ઉઝરડો પડત નહિ અને ચુનો ઉખડત નહિ. એ ઉપરથી તેના જમણા હાથના નખ વધેલા હોવાનું કારણ હું કેવી રીતે જાણી શક્યો તે તો તમે સમજ્યા જ હશો. હવે રહી સીગાર. મેં ઓરડામાં પડેલી બારિક રાખની ભૂકી એકઠી કરીને તપાસી જોઈ હતી. તે રંગે કાળી અને ઝીણી ઝીણી કણી વાળી હતી. માત્ર ટ્રિચિનોપલી સીગારની જ એવી રાખ થાય છે. મેં જુદી જુદી જાતની સીગાર અને સીગારેટોની રાખનો ખાસ અભ્યાસ કર્યો છે—એટલું જ નહિ પરંતુ મેં તે વિષયના સંબંધમાં એક પુસ્તક પણ લખેલું છે. હું આત્મશ્લાઘાના ભય સિવાય હિમ્મતથી કહી શકું છું કે જાણીતી કંપનીઓની સીગાર, સીગારેટ કે તંબાકુ તથા તેમની રાખમાં રહેલો ભેદ હું પારખી શકું છું. પચાસ કંપનીઓની જુદી જુદી બનાવટવાળી તંબાકુ કિંવા તેની રાખ મારી સામે મૂકો, અને હું તેમાંની કઈ તંબાકુ કઈ કંપનીએ બનાવેલી છે અથવા કઈ રાખ કઈ કંપનીએ બનાવેલી તંબાકુની છે તે વિનાવિલંબે અને ચોક્કસપણે કહી આપીશ. મારા અને ગ્રેગસન તથા લીસ્ટ્રેડના જેવા ડિટેક્ટિવો વચ્ચે જે ભેદ રહેલો છે તે આજ છે. જો મારી પદ્ધતિનું અનુકરણ કરવાની તેમની શક્તિ હોત તો આ કેસમાં તો મારી મદદની તેમને

જરી પણ જરૂર પડી ન હોત."

"ખરૂં છે. પરંતુ એક વાત હજી રહી ગઈ. તે માણનું મુખ લંબગોળ હતું એ વિષે તમારો ખુલાસો શો છે?" મેં પ્રશ્ન કર્યો.

શેરલોક હોમ્સ હસ્યો અને બોલ્યો: "હું કબૂલ કરૂં છું કે એ અનુમાન કરવામાં હું મારી કલ્પનાશક્તિની સીમાને ઓળંગી ગયો હતો. છતાં મારા એ અનુમાનની સત્યતા વિષે તો મને લેશ પણ શંકા નથી. પરંતુ અત્યારે એ પ્રશ્ન તમે મને ન કરો તો સારૂં. થોડા સમયમાં આપોઆપ તે તમે જાણી શકશો."

મેં મારા કપાળપર હાથ ફેરવ્યો. પછી થોડી વાર મૌન ધારણ કરીને હું બોલ્યો: "હોમ્સ! મારૂં મગજ ચકરભમ બની ગયું છે. જેમ જેમ આ બનાવનો હું વધુ વિચાર કરૂં છું, તેમ તેમ એમાં કાંઈક ઊંડું રહસ્ય સમાયેલું હોય એમ મને લાગે છે. પરંતુ જો આ કેસમાં તમારા કહેવા મુજબ બે જ માણસો હોય તો તે બે માણસો એ ખાલી મકાનમાં શા માટે ગયા? અને તેમને ત્યાં લાવનાર ગાડીવાનનું શું થયું? વળી એક માણસ બીજાને વિષપાન કરવાની ફરજ કેવી રીતે પાડી શકયો? જે લોહી વડે અક્ષરો લખાયેલા છે તે લોહી ક્યાંથી આવ્યું? મરણ પામેલા મનુષ્યની કીમતી ચીજો પણ જેવી ને તેવી સ્થિતિમાં મળી આવેલી હોવાથી ખૂનીનો હેતુ ચોરી કે લૂટ કરવાનો નહોતો જ એમ સિદ્ધ થાય છે. તો પછી આ ખૂન કરવામાં બીજો કયો ગૂઢ ઉદ્દેશ સમાયેલો હશે? ત્યાં વધુને લગ્નપ્રસંગે વર તરફથી પહેરાવવામાં આવતી વીંટી ક્યાંથી આવી પડી? એ બધા કરતાં પણ વધારે મહત્ત્વનો સવાલ તો મને એ લાગે છે કે ખૂનીએ ન્હાસી જતાં પહેલાં ભિંત ઉપર રક્તાક્ષરે જર્મન શબ્દ 'રેચ' શા સારૂ લખ્યો? હું કબૂલ કરૂં છું કે આ બધી

વિગતોનો ભેદ ઉકેલવાની મારામાં બિલકુલ શક્તિ નથી—એ રહસ્યના ગર્ભમાં પ્રવેશ કરવાનો એક પણ માર્ગ મારી દૃષ્ટિએ પડતો નથી."

મારા મિત્રને મારી વિચારસરણી પસંદ પડી હોય એવા ભાવપૂર્વક સસ્મિત વદને તેણે કહ્યું: "વોટસન! તમે આ કેસમાં ઉપસ્થિત થયેલી મુશ્કેલીઓની તારવણી તો યથાર્થ રીતે કાઢી બતાવી છે. હું કબૂલ કરૂં છું કે હજી હું પણ આ કોયડાને પૂરેપૂરો ઉકેલી શક્યો નથી. તદપિ મુખ્ય બિનાઓના સંબંધમાં હું ચોક્કસ નિર્ણય ઉપર આવી શક્યો છું. લીસ્ટ્રેડે કરેલી રક્તાક્ષરની શોધથી તે એવા અનુમાન ઉપર આવ્યો કે આમાં કોઈ 'રેશલ' નામની સ્ત્રીનો હાથ હોવો જોઈએ. જો એ અનુમાનને આધારરૂપ માની લેઇને પોલિસ આગળ તપાસ ચલાવે તો તે એવી કલ્પના કરે કે ખૂન કરનાર કે કરનારાં મનુષ્યો કોઈ ગુપ્ત સંસ્થાનાં સભાસદ હોવાં જોઇએ! એવી કલ્પનાને પરિણામે પોલિસ ઉંધે રવાડે ચડી જાય અને ખરા ખૂનીનો પત્તો કદી પણ મેળવી શકે નહિ. પરંતુ મારી પદ્ધતિ જુદા જ પ્રકારની છે. વારૂ 'રેશ' એટલે વૈરના અર્થમાં એ જર્મન ભાષાનો શબ્દ લખાયો છે એવું મારૂં અનુમાન સત્ય માનીને આપણે આગળ વિચાર ચલાવીએ. જર્મન ભાષાનો શબ્દ લખનાર મનુષ્ય પણ જર્મનીનો વતની જ હોવો જોઇએ એવું પ્રથમ દૃષ્ટિએ વિચાર કરનારને કદાચ ભાસે. પરંતુ મારૂં માનવું એવું છે કે એ શબ્દ લખનાર જર્મન નથી. 'RACHE' શબ્દ માંહેનો A અક્ષર કાંઈક જર્મન શૈલીને અનુસરીને લખાયેલો હોય એમ લાગે છે ખરૂં. પરંતુ જે જર્મનીનો વતની હશે તે તો A અક્ષર લેટિન ભાષાના વળાંકમાં જ લખવાનો. એ ઉપરથી આપણે જરી પણ સંકોચ વિના કહી શકીશું કે એ શબ્દ લખનાર જર્મની નથી.

હા, લખનાર મનુષ્ય જર્મન શૈલીનું અનુકરણ કરવા ગયો છે ખરો, પરંતુ કુશળતાની ખામીને લીધે તે પોતાના યત્નમાં સફળ નિવડી શક્યો નથી. ખૂનીએ એ શબ્દ ઇરાદાપૂર્વક માત્ર પોલિસને ઉંધે માર્ગે દોરવાને ખાતર જ લખેલ છે. પરંતુ, ડોકટર ! હું આ કેસના સંબંધમાં અત્યારે આથી વિશેષ ખુલાસો તમારી પાસે કરવા નથી ઇચ્છતો. તમે જાણો છો કે પોતાના હસ્તકૌશલ્યને પહેલેથી જ સ્પષ્ટ કરી દેનાર હાથચાલાકીના ખેલો કરનાર તરફ પ્રેક્ષકોનું આકર્ષણ રહી શકતું નથી. એ જ પ્રમાણે જો હું ગુન્હાની શોધ કરવાની મારી પદ્ધતિનું વિશેષ સ્પષ્ટિકરણ કરી દઉં તો પછી તમને એમ જ લાગે કે હું તો એક તદ્દન સાધારણ ડિટેકિટવ છું."

"હું એમ કદી પણ ન માનું." મેં કહ્યું: "તમારે મ્હોંયે તમારા વિશેષ વખાણ કરવા એ યોગ્ય નથી. તદપિ એટલું તો હું કહીશ કે તમે સંશોધનશાસ્ત્રને એટલી પૂર્ણતાએ લાવી મૂકેલું છે કે તેટલી પૂર્ણતાએ બીજું એક પણ શાસ્ત્ર આવી શકયું હોય એમ મને લાગતું નથી."

અલબત આ શબ્દો મેં મારા મિત્રની ખુશામદ કરવાના હેતુથી ઉચ્ચાર્યા ન હતા. પરંતુ મારા અંતરને જે લાગ્યું તે જ મેં જણાવ્યું હતું; અને તે શબ્દોની મારા મિત્રના મન ઉપર પણ યોગ્ય જ અસર થવા પામી હતી. તેની સૌમ્ય મુખમુદ્રા ઉપર સ્મિત છવાઇ રહ્યું હતું; એટલું તો હું જોઈ શક્યો કે એક યુવતીને પોતાના સૌંદર્યની પ્રશંસા શ્રવણ કર્યાથી જેટલો આનંદ થાય છે તેટલો જ આનંદ મારા મિત્રને પોતાની અવલોકનશક્તિ અને બુદ્ધિમત્તાની પ્રશંસા કરવાથી થયો હતો. તદપિ પ્રશંસા કરનારનો હેતુ શો છે, એ નહિ જાણી શકે તેટલો તે મૂર્ખ ન હતો.

"હવે એક બીજી વાત હું તમને કહું." પોતાની શક્તિની થયેલી કદરથી આનંદિત બનેલા વદને તે બોલ્યો: "પેટંટ ચામડાના બુટવાળો અને પહોળા પંજાના બુટવાળો, એ બન્ને જણા એક જ ગાડીમાં આવ્યા હતા. તેઓ બગીચા માંહેના રસ્તાપર એકમેકની સાથે એકમેકના હાથમાં હાથ રાખીને બે મિત્રાની માફક ચાલતા હતા. ઓરડામાં ગયા પછી પેટંટ ચામડાના બુટવાળો મનુષ્ય એક સ્થળે ઊભો રહ્યો હતો જ્યારે પહોળા પંજાના બુટવાળો આમતેમ આંટા મારતો હતો. હું એ જમીનપર પડેલી ધૂળપર જોઇ શક્યો હતો. એટલું જ નહિ પરંતુ પહોળા પંજાના બુટવાળો મનુષ્ય આંટા-ફેરા લગાવતો હતો ત્યારે તે અત્યંત ગભરાયેલી હાલતમાં હતો એ પણ હું જાણી શક્યો છું. એ તેનાં બે પગલાં વચ્ચેના વધેલા અંતર ઉપરથી હું કળી શક્યો હતો. એવો નિયમ છે કે જ્યારે એક મનુષ્ય ઉશ્કેરાયલી હાલતમાં હોય છે ત્યારે તે સામાન્ય ચાલ કરતાં ઝડપથી અને જાણે ઠેકતો હોય તે પ્રમાણે ચાલે છે. એથી તેનાં પગલાં વચ્ચેનું અંતર પ્રથમ કરતાં વધે એ સ્વાભાવિક છે. તે એ પ્રમાણે આવેશમાં ભ્રમણ કરતો હતો તે વખતે તેનો બડબડાટ એકસરખો ચાલુ હતો. એટલું બન્યા પછી આ ખૂન થયું હતું. અર્થાત્ મારૂં કહેવું એવું છે કે તેઓ મકાનમાં દાખલ થયા કે તુરત જ ખૂન થયું ન હતું. પરંતુ તેઓ મકાનમાં દાખલ થયા અને ખૂન થયું તેની વચ્ચે થોડોક સમય પસાર થયો હતો. બસ, અત્યારસુધીમાં જેટલું જાણી શક્યો છું તેટલું મેં તમને કહ્યું છે. બાકીનું બધું કલ્પના અને તરંગ માત્ર છે. પરંતુ આપણને ચણતર ચણવાને માટે જે પાયો મળ્યો છે તે મજબૂત છે એમાં તો કશો પણ શક નથી. પણ હવે આપણે ઢીલ કરવી જોઇએ નહિ. કેમકે આજે સ્હાંજે હાલેના

કૉન્સર્ટમાં જવાનો મારો વિચાર છે. ત્યાં એક કુશળ ગાયકના સંગી-
.તનો રસ ચાખવાનું મળનાર છે."

આ વાર્તાલાપ અમારી વચ્ચે થતો હતો તે વખતે અમારી ગાડી કોલસાની રજથી શ્યામ દેખાતા રસ્તાઓ અને નિર્જન જણાતી ગલીઓમાં થઇને પસાર થતી હતી. એમ કરતાં તે એક તદ્દન મનુષ્યશૂન્ય દેખાતી ગલીમાં આવી પહોંચી અને ત્યાં ઊભી રહી ગઈ. ગાડીવાને કહ્યું: "આ સામે દેખાય તે ઓડલીકોર્ટ. હું તમે અંદરથી બહાર આવશો ત્યાં સુધી અહીં જ ગાડી ઊભી રાખીશ."

લંડનનો આ વિભાગ કાંઇ આકર્ષક ન હતો. અમે તે મકાનમાં પેઠા અને ત્યાં રમતાં મેલાં કપડાંવાળાં ગંદાં છોકરાંઓની વચ્ચે થઇને આગળ વધ્યા. અમે ૪૬ નંબરની રૂમ પાસે આવી પહોંચ્યા. તેના બારણા ઉપર 'જે. રેન્સ' નામ કોતરેલી પીતળની નાની ચીપ જડેલી હતી. પૂછગાછ કરતાં અમને માલૂમ પડયું કે કોન્સ્ટેબલ સાહેબ સૂઈ ગયા છે. એટલે અમે તેની ઉઠવાની રાહ જોતાં આગલા ખંડમાં ધામો લગાવ્યો.

## પ્રકરણ ૯ મું.

### કોન્સ્ટેબલ શું કહે છે?

પરંતુ અમારે વધુ વખત ખોટી થઈ રહેવું પડયું નહિ. થોડી વારમાં જ અમે જે ખંડમાં બેઠા હતા ત્યાં તે આવ્યો. તેને કાચી ઉંઘે ઉઠવું પડયું એ વાત ગમતી આવી ન હોય, એમ તેના ચ્હેરાપરથી દેખાઇ આવતું હતું. "ખૂનનો રિપોર્ટ મેં ઓફિ-

સમાં દાખલ કરી દીધો છે." તે સ્હેજ ચિડાયેલા સ્વરે બોલ્યો.

હોમ્સે ગજવામાંથી અર્ધા પાઉંડનો સીક્કો કાઢ્યો. તે હાથમાં પેલો કોન્સટેબલ જોઈ શકે તેવી રીતે રમાડતાં બોલ્યો: "એ રિપોર્ટ અમારા જોવામાં આવ્યો છે. પરંતુ તમે આ ખૂનના કેસ વિષે જે કાંઇ જાણો છો તે બધી હકીકત તમારા મ્હોંયેથી સાંભળવાની અમારી ઈચ્છા હોઇને અમે તમને તસ્દી આપી છે."

"હું જે કાંઈ જાણતો હોઈશ તે તમામ તમને ઘણી ખુશીની સાથે કહી સંભળાવીશ." કોન્સ્ટેબલે મારા મિત્રના હાથમાં રમતા સોનાના સીકકા સામે નજર રાખીને કહ્યું.

"ત્યારે એ બનાવના સંબંધમાં જે જે જાણવામાં આવ્યું હોય તે પહેલેથી તે છેલ્લે સુધી તમામ વિગતવાર અમને કહી સંભળાવો. માત્ર એટલું ધ્યાનમાં રાખજો કે તમને નજીવી જેવી લાગતી હોય એ બાબત પણ રહી જવી જોઇએ નહિ." શેરલોક હોમ્સે સૂચવ્યું.

રેન્સ ત્યાં પડેલા એક સોફા ઉપર બેઠો અને ખૂનના બનાવને લગતી હકીકત યાદ કરતો હોય એવા ભાવપૂર્વક ભ્રમર સંકુચિત કરીને કહેવા લાગ્યો: "હું પ્રથમથી જ પ્રારંભ કરૂં. એ સ્થળે રાત્રીના દશ વાગ્યાથી સ્હવારના છ વાગ્યા સુધી મારે પ્હેરો ભરવો પડે છે. બરોબર અગીયાર વાગતાં ત્યાં નજીકમાં જ આવેલા 'વ્હાઇટ હાર્ટ' નામના પીઠામાં મારામારી થઇ હતી. તે સિવાય જે લત્તામાં મારો પહેરો હતો ત્યાં બધે શૂમશામ અને શાંત હતું. બરોબર એક વાગે વર્ષાદ વરસવો શરૂ થયો. તે વખતે ચક્કર લગાવતાં મને હેરી મર્ચરનો ભેટો થયો. એ પણ મારા જેવો જ કોન્સ્ટેબલ છે. તેનો પ્હેરો હોલેન્ડગ્રોવમાં હતો. અમે બન્ને જણા હેન્રીએટ્ટાસ્ટ્રીટને નાકે

ગપ્પાં સપ્પાં મારતા ઊભા રહ્યા. ત્યારપછી થોડી વારે એટલે આશરે બે વાગે કિંવા તે પછી મને એમ થયું કે હું બ્રિકસ્ટન રોડ ઉપર ચક્કર લગાવું અને જોઈ આવું કે સર્વત્ર શાંતિ તો છે ને! રસ્તામાં કોઈ પણ પ્રાણીનો સંચાર જોવામાં આવ્યો નહિ. વર્ષાદને લઇને કીચડ પુષ્કળ થયો હતો. તે રસ્તે એક કિવા બે ગાડીઓ મારી પડખે થઇને પસાર થઈ ગઈ, તે સિવાય એક પણ મનુષ્ય મારા જોવામાં આવ્યો નહિ. ઠંડી પુષ્કળ લાગતી હતી, અને 'જો અત્યારે બે-ત્રણ પેગ લીધા હોય તો કેવી મજાહ પડે?' એવો મનમાં વિચાર કરતો હું આગળ ચાલતો હતો. એવામાં એકાએક નંબર ૩વાળા મકાનની બારીમાંથી દીવાનો ઝાંખો પ્રકાશ મારી નજરે પડયો. હું જાણતો હતો કે એ તથા એની પડખેનું મકાન ખાલી પડી રહે છે. કેમકે એ મકાનનો છેલ્લો ભાડુઆત ટાઇફોઇડ જાતના ઝેરી તાવથી મરણ પામેલો હોવા છતાંયે મકાનનો માલિક તે મકાનમાં ભેજ ન રહે એ પ્રકારે તેને સુધરાવવાની દરકાર કરતો નથી; અને તેથી એવા ભેજવાળા મકાનમાં કોઇ રહેવા પણ આવતું નથી. એથી એ ખાલી મકાનમાં આટલી મોડી રાત્રીએ દીવો બળતો જોઇને મને કેટલી બધી અજાયબી ઉપજી હશે તેની કલ્પના આપ પોતે જ કરી લ્યો. મેં ધાર્યું કે કાંઇ પણ ઘોટાળો હોવો જોઇએ. એથી હું બગીચામાં ગયો અને તે મકાનના બંધ બારણા પાસે જઇને ઊભો રહ્યો—"

"ત્યાં તમે થોભી ગયા અને પછી પાછા ફરીને બગીચાના દરવાજા પાસે આવ્યા." મારો મિત્ર રેન્સનું અપૂર્ણ રહેલું વાકય પૂરૂં કરતો બોલ્યો: "એ પ્રમાણે ઠેઠ મકાનના બારણા સુધી પહોંચીને તમે પાછા શા માટે ફર્યા?"

કોન્સ્ટેબલ સાહેબ ચમકયા અને સોફા ઉપરથી ઊભા થઈ જઇને

શેરલોક હોમ્સની સામે તાકી રહ્યા. હોમ્સના કથનથી તેને ઉપજેલા આશ્ચર્યની સીમા જ ન હતી.

"હા, એ તદ્દન ખરૂં છે, સાહેબ!" રેન્સ બોલ્યો: "પરંતુ હું બારણા પાસેથી પાછો ફર્યો એ આપના જાણવામાં કેવી રીતે આવ્યું? મેં રિપોર્ટમાં એ વિષે કાંઈ પણ લખ્યું જ નથી. લખવાની જરૂર પણ ન હતી. વારૂ, પાછા ફરવાનું કારણ તો એટલું જ કે એ વખતે સર્વત્ર નિઃસ્તબ્ધતા પ્રસરી રહી હતી, અને તે સ્થળે હું એકલો જ હતો. એટલે મને લાગ્યું કે જો કોઈ બીજાને મદદે બોલાવ્યો હોય તો વધારે સારૂં. કહેવત છે કે 'એક કરતાં બે ભલા.' મને ચોરનો કે બદમાશ મનુષ્યનો ભય તો લેશ પણ નથી. પરંતુ એ વખતે મારા મનમાં એવી કલ્પના આવી કે 'જે મનુષ્ય આ મકાનમાં ટાઇફોઇડ તાવથી મરી ગયો છે તે ભૂત થઇને આવ્યો હોય તો!' મારૂં મન જરીક વ્હેમી છે, અને હું કબૂલ કરૂં છું કે એ ભૂતની કલ્પનાથી મને ડર લાગ્યો. એથી હું બગીચાના દરવાજા પાસે આવ્યો અને મર્ચ-રની બતીનો પ્રકાશ દેખાય તો તેને હાકલ મારવાનો મેં વિચાર કર્યો. પરંતુ મર્ચર કે બીજુ કોઈ પણ મનુષ્યપ્રાણી મારા જોવામાં આવ્યું નહિ."

"રસ્તા ઉપર કોઈ પણ ન હતું એમ તમે ખાત્રીપૂર્વક કહો છો?" શેરલોક હોમ્સે પ્રશ્ન કર્યો.

"અરે, સાહેબ! મનુષ્ય તો શું પરંતુ એક કૂતરૂં સુદ્ધાંત ન હતું. જ્યારે કોઈ પણ મનુષ્ય મારા જોવામાં ન આવ્યું એટલું હું મારી તમામ હિમ્મત એકઠી કરીને તે મકાન તરફ ગયો. બારણા પાસે પહોંચીને મેં તેને ધક્કો માર્યો એટલે બારણું ખૂલ્લું ગયું. જે ઓરડામાંથી બતીનો પ્રકાશ આવતો હતો તે ઓરડામાં હું ગયો. ત્યાં

સઘડીની પેડલી ઉપર એક મીણબતી બળતી હતી. તે રંગે લાલ હતી. તેના પ્રકાશમાં મેં—"

"શું જોયું તે હું જાણું છું. તમે એ ઓરડામાં બે–ચાર વાર આમતેમ આંટા માર્યા. જે મનુષ્યનું શબ ત્યાં પડેલું હતું તે મનુષ્ય જીવતો છે કે મરી ગયો છે તે જાણવાને માટે તમે નીચા નમ્યા. પછી તમે રસોડાનું બારણું ખોલવાનો પ્રયત્ન કર્યો અને તે પછી—"

આ વખત તો જ્હોન રેન્સના ગભરાટનો પાર જ રહ્યો નહિ. તેનો ચ્હેરો ભયગ્રસ્તતાને લીધે ઉજ્જો પુણી જેવો બની ગયો હતો. તે શેરલોક હોમ્સ તરફ શંકાશિલતાપૂર્વક દૃષ્ટિ કરતો બોલ્યો: "હું ધારૂં છું કે તમે એ ઓરડામાં છૂપાઈ રહીને મારી હીલચાલ નજરે જોયેલી હોવી જોઇએ, નહિ તો આમ ચોક્કસપણે કેવી રીતે કહી શકો? પરંતુ તો પછી તમે એ ખંડમાં કયે સ્થળે છૂપાઇ રહ્યા હતા? ત્યાં છૂપાઈ રહેવાનું એક પણ સ્થાન મારા જોવામાં આવ્યું ન હતું."

"અને ત્યાં છૂપાઈ રહેવાનું સ્થાન છે પણ નહિ." શેરલોક હોમ્સ બોલ્યો: "હું આજે સ્હવારે તે મકાનમાં ગયો, એ સિવાય ગઈ રાત્રે તો શું પણ અગાઉ પણ કદી મેં તેમાં પગ મૂકયો નથી."

"તો પછી જે હકીકત મારા સિવાય બીજું કોઈ પણ જાણતું નથી, તે તમે કેવી રીતે જાણી શકયા?" રેન્સે આશ્ચર્યમાં વધારે ને વધારે ગરકાવ થતાં પ્રશ્ન કર્યો.

હોમ્સ હસ્યો અને તેણે પોતાના નામનું કાર્ડ કોન્સ્ટેબલને આપતાં કહ્યું: "મારા કથનથી મેં જ ખૂન કરેલું હોવું જોઇએ કિંવા ખૂનના કૃત્યમાં ભાગ લીધેલો હોવો જોઇએ એવી શંકા તમને કદાચ ઉપજે તો તેમાં નવાઈ નથી. પરંતુ હું આશા રાખું છું કે તે માટે તમે મને પરહેજ કરવાનો યત્ન તો નહિ જ કરો. મારા કાર્ડ ઉપરથી

તમે જોઇ શકશો કે હું ગુન્હેગાર નહિ પણ ગુન્હાશોધક વર્ગનો માણસ છું. મારા સંબંધમાં તમને વિશેષ ખાત્રી જોઈતી હશે તો મીસ્તર ગ્રેગસન કિંવા મીસ્તર લીસ્ટ્રેડ આપી શકશે. માટે બીજો ત્રીજો વિચાર નહિ કરતાં કે કોઈ જાતની શંકા નહિ લાવતાં તમે તે પછી શું કર્યું અને શું જોયું તે મને જણાવો."

રેન્સ પુનઃ સોફા ઉપર બેઠો. પરંતુ હજી પણ તેના મનનો સંશય તદ્દન નાબુદ થયો ન હતો. તે સ્વરક્ષણની તૈયારીમાં રહીને બોલ્યોઃ "તે પછી હું પુનઃ બગીચાના દરવાજા પાસે ગયો. ત્યાં જઇને મેં સીટી કરી એટલે મર્ચર તથા બીજા બે કોન્સ્ટેબલો ત્યાં આવી પહોંચ્યા."

"એ વેળાએ પણ રસ્તા ઉપર બીજું કોઈ માણસ ન હતું ?" અત્યંત આતુરતાપૂર્વક હોમ્સે પ્રશ્ન કર્યો.

"હા, રસ્તામાં એવો કોઈ પણ મનુષ્ય ન હતો કે જેને માટે શંકા લઈ જવાનું કારણ હોય ?" કોન્સ્ટેબલ સાહેબ બોલ્યા.

"એટલે તમારા એ કથનપરથી અમારે શું સમજવું ?" હોમ્સના એ શબ્દોચ્ચારમાં ગુસ્સાનો સ્હેજ આવિર્ભાવ પ્રતિત થતો હતો.

કોન્સ્ટેબલનાં કપાળમાં કરચલીઓ પડી અને તે ત્રાસિક તથા નિશ્ચિત સ્વરે બોલ્યોઃ "મેં આજ સુધીમાં ઘણા દારૂડીઆને જોયા છે. કેટલાકને થોડથાપલી કરી છોડી દીધા છે જ્યારે કેટલાકને વગર ભાડાની કોટડીનું દર્શન પણ કરાવ્યું છે. પરંતુ ગઈ રાત્રીના જેવો છાકટો તો મેં કદી પણ ભાળ્યો નથી. જ્યારે હું દરવાજા પાસે આવ્યો ત્યારે તે બગીચાની દિવાલને અઢેલીને ઊભો હતો. તેને દારૂનો નશો પુષ્કળ ચડયો હોય એમ લાગતું હતું. કેમકે તે ટટ્ટાર ઊભો

પણ રહી શકતો ન હતો. વચ્ચે વચ્ચે તે અશ્લીલ ગાયન ગાતો, નાચતો અને કાંઈક બડબડતો હતો."

"એ કેવા પ્રકારનો મનુષ્ય હતો?" શેરલોક હોમ્સે પૂછ્યું.

હોમ્સના આ પ્રશ્નથી જહોન રેન્સ કાંઈક ગુંચવારામાં પડી ગયેલો દેખાયો. તે બોલ્યો: "તે અસાધારણ છાકટો હતો. અમે જો તે સ્થળે હાજર ન હોત તો જરૂર તે બેભાન બની ગયો હોત, અને તેને પરિણામે તેને પોલિસચોકીમાં કિંવા ઇસ્પિતાલમાં લઈ જવામાં આવ્યો હોત."

"તે છાકટો હતો કે કેમ તે હું જાણવા નથી માગતો." શેરલોક હોમ્સ કાંઈક ત્રાસ અને કાંઈક આવેશપૂર્વક બોલી ઊઠ્યો: "હું પૂછું છું કે તેનો ચ્હેરો કેવો હતો? તેનું મ્હોં તમારા જોવામાં આવ્યું હતું કે નહિ?"

"હા, તેનું મ્હોં તો મારા જોવામાં આવ્યું હતું. કેમકે મેં તથા મર્ચરે તેને ઉચકેલો હતો, તેથી તેના મુખ તરફ મારૂં ખાસ લક્ષ ગયું હતું. તે મારા અને મર્ચર કરતાં ઉંચો હતો. તેનું મ્હોં લંબગોળ હતું અને રંગ સ્હેજ રતાશ પડતો હતો. વળી તેના—"

"બસ, એટલું જ મારે જાણવું હતું" શેરલોક હોમ્સે કહ્યું: "પછી એને તમે શું કર્યું?

"તમે જાણો છો કે અમારે પેલા મકાનમાં અગત્યનું કામ બજાવવાનું હતું. એટલે અમે તેને બરોબર ઊભો કરીને છોડી દીધો. કેમકે તેની પંચાતમાં પડીએ તો અમારૂં બીજું કામ ખોટી થાય એમ હતું. પરંતુ હું ધારૂં છું કે તેને ઘેર પહોંચતાં માર્ગમાં કશી પણ હરકત નડી નહિ હોય."

"વારૂ, તેણે કેવો પોશાક પહેર્યો હતો?"

"તેણે અંગ ઉપર ભૂરા રંગનો ઓવરકોટ ધારણ કર્યો હતો."

"તેના હાથમાં ચાબુક હતો?"

"ચાબુક? ના, ના." કોન્સ્ટેબલે કહ્યું.

"ત્યારે એ ચાબુક તેણે ગાડીમાં જ રાખેલો હોવો જોઇએ." મારો મિત્ર સ્વગત જ ગણગણ્યો: "એને તમે છોડી દીધો તે પછી એક પણ ગાડી પસાર થયેલી તમારા જોવામાં આવી હતી?"

"ના ના, ગાડી વળી કેવી?"

"વારૂ, લ્યો આ હું તમને બક્ષિસ આપું છું." એમ કહીને હોમ્સે પોતાના હાથમાંનો અર્ધો પાઉંડનો સોનાનો સીક્કો ટેબલ ઉપર મૂકયો. પછી તે ઊભો થઇને પોતાની ટોપી હાથમાં લેતાં બોલ્યો: "રેન્સ! તમે કદી પણ સાધારણ કોન્સ્ટેબલ કરતા ઉંચી જગ્યાએ ચડી શકવાના નથી. હું દિલગીર છું કે તમારૂં મગજ તદ્દન જડ છે એમ કહેવાની મને ફરજ પડે છે. ગઈ રાત્રીએ તમારે માટે એવી ઉત્તમ તક હતી કે તમે જો તે ગૂમાવી ન હોત તો કોન્સ્ટેબલના સારજન્ટ બની જાત. જે છાકટા માણસને તમે ગઈ રાત્રે જોયો હતો અને જે તમારા પંજામાં આબાદ રીતે આવી ગયો હતો તેના હાથમાં આ ખૂનના રહસ્યની ચાવી રહેલી છે. અમે તે માણસને જ શોધીએ છીએ. પરંતુ હવે એ વિષે તમારી સાથે વધુ માથાકુટ કરવી નકામી છે. ચાલો ડોકટર! હવે આપણે અહીં વધારે વાર ખોટી થવાની જરૂર નથી."

કોન્સ્ટેબલ તો હોમ્સનું આ કથન શ્રવણ કરીને આભો જ બની ગયો. તેમ એક ભયંકર ગુન્હેગાર પોતાના હાથમાંથી છૂટી ગએલો જાણીને તેના મનમાં ક્ષોભ પણ થયેલો દેખાયો. તે કાંઈ પણ ઉચ્ચાર

નહિ કરતાં અમારી સામે ટીકતો ઊભો રહ્યો. અમે તેને એવી સ્થિતિમાં મૂકીને ત્યાંથી બહાર પડયા.

"તદ્દન મૂરખો!" અમે પુનઃ બહાર ઊભેલી ગાડીમાં બેઠા અને ગાડી અમારા મકાન તરફ ચાલુ થઈ એટલે હોમ્સ બોલ્યો: "હાથમાં આવેલો કોળીયો ગૂમાવ્યો, તે આનું નામ. તેને માટે કેવો ઉત્તમ ચાન્સ હતો? પણ મૂરખાએ હાથે કરીને ગૂમાવ્યો."

"પરંતુ હજી મને આમાં કાંઈ પણ સમજ પડતી નથી? એટલું માત્ર ખરૂં કે તમે ખૂનીનું જે વર્ણન કર્યું હતું તે આ છાકટા મનુષ્યના વર્ણનને આબેહૂબ મળતું આવે છે. પરંતુ તે જો ખૂની હોય તો એક વખત ત્યાંથી ચાલ્યા જવા પછી પાછો ફરી ત્યાં શા માટે આવે? ખરો ગુન્હેગાર એવું કરે એમ હું માનતો નથી." મેં કહ્યું.

"વીંટી, ડોકટર! પેલી વીંટી! એ વીંટીને માટે જ તે પુનઃ ત્યાં આવેલો હોવો જોઇએ. જો બીજી કોઈ રીતે તેનો પત્તો નહિ મળી શકે, તો એ વીંટીની મદદથી હું તેને ફસાવીશ. એ માણસ પકડાવો જ જોઇએ—ડોકટર હું શરત મારૂં છું કે એ હવે મારા પંજામાંથી કદી પણ છૂટી શકશે નહિ. પરંતુ એ માટે મારે ખરી રીતે તો તમારો જ આભાર માનવો જોઇએ. કેમકે જો આ કેસમાં તમે ઉત્કંઠા દર્શાવી ન હોત તો હું કદી પણ આવ્યો ન હોત; અને જો ન આવ્યો હોત તો આ ગૂઢ અને ચમત્કારિક રહસ્યનો અભ્યાસ કરવાની એક ઉત્તમ તક મેં પણ ગૂમાવી હોત. અહાહા! આ અભ્યાસ કેટલો મનોરંજક છે! દુનિયામાં આવા ભયંકર અને ભેદ ભર્યા બનાવો બનતા જોવામાં આવે છે. આપણું કર્ત્તવ્ય છે કે એ ભેદને ખૂલ્લો કરીને દુષ્ટ અને ખૂની મનુષ્યોને યોગ્ય સજાએ પહોંચાડવા જોઈએ. પરંતુ અત્યારે સમય ઘણો થઈ ગયો છે, માટે પહેલાં પેટનું કરીએ. પછી જાશું

કોન્સર્ટમાં. આજે ફ્રાન્સની નેરૂડા નામની નાયકાનો નાચ થનારો છે. અહા! શો તેનો અંગવિક્ષેપ અને શું તેનું સંગીત!"

અત્યારે શેરલોક હોમ્સ પૂર્ણ ઉત્સાહમાં હતો. તેની દૃષ્ટિએ સર્વ જગત્ પ્રસન્નતામય હતું. તે ગાડીમાં આડો પડયો પડયો મનમાં કાંઈક ગાયન ગણગણતો હતો, ગાડી ઝપાટાબંધ ચાલી જતી હતી, અને મારૂં મન મનુષ્યજીવનની વિચિત્રતાના તરંગોપર ઝોલા ખાતું હતું.

## પ્રકરણ ૧૦ મું.

### જાહેર ખબરની અસર.

સવારે જે શ્રમ મેં લીધો હતો, તેની મારા અનારોગ્ય શરીર ઉપર બહુ જ અસર થઈ હતી. હજી મારૂં શરીર બિલકુલ દુરસ્ત બની ગયેલું ન હતું અને નબળાઇની અસર કાંઈ નાબુદ થઈ ન હતી. એથી બપોરના બે વાગ્યા સુધી લંડન શહેરની ગીચ હવામાં ખાધાપિધા વિના રખડવું તે મારે માટે સલાહ ભર્યું તો ન હતું જ. હું બહુ જ થાકી ગયો હતો. એટલે જમ્યા પછી હોમ્સે મને કહેવા છતાં મેં કોન્સર્ટમાં નેરૂડાનો નાચ જોવા અને સંગીત સાંભળવા જવાનો વિચાર માંડી વાળ્યો, અને તે ગયો એટલે થાક ઉતારવાને માટે મારા શયનગૃહમાં જઇને હું પલંગ પર આડે પડખે થયો. મને એમ થતું હતું કે એકાદ-બે કલાક શાંત નિદ્રા આવી જાય તો સારૂં. હું આંખ વિંચીને પથારીમાં પડયો રહ્યો, પરંતુ નિદ્રા

માટેનો મારો પ્રયત્ન ફળદાયક નિવડ્યો નહિ. સ્હવારથી બપોર સુધી-માં જે કાંઈ મારા જાણવામાં આવ્યું હતું; તેના વિચારોથી મારૂં મગજ બહુ જ તપી ગયું હતું. મારા મનમાં ચિત્રવિચિત્ર કલ્પનાના તરંગો ઉછાળા મારી રહ્યા હતા. મારી આંખો ઘેરાતી અને મને ઉંઘ આવ્યા જેવું લાગતું કે તુરત જ જે માણસનું ખૂન થયું હતું તેની ભયંકર મુખમુદ્રા મારી માનસિક દૃષ્ટિ સામે ખડી થતી. તે માણસનો ચ્હેરો મેં જ્યારથી જોયો ત્યારથી જ તેના પ્રત્યે મને કુદ-રતી રીતે કોઇ પણ જાતના કારણ સિવાય તિરસ્કાર છૂટ્યો હતો. મારા વાંચનારા મારી એ મૂર્ખતા જોઇને હસશે. પરંતુ હું ખરેખર કહું છું કે એવા ભયાનક ચ્હેરાવાળા મનુષ્યને દુનિયાથી પાર કરનાર ખૂનીને માટે મારા મનમાં ઉપકારની લાગણી જ સ્ફુરી આવી હતી. કેમકે એ ભયંકર ચ્હેરાવાળો મનુષ્ય પોતે પણ મહાન્ ભયંકર અને અનેક દુર્ગુણોથી ભરેલો હોવો જોઇએ એવી કલ્પના મારા મનમાં ઠસી ગઈ હતી. એટલું માત્ર ખરૂં કે એ કલીવલેન્ડનિવાસી ઈનોક જે. ડ્રેબરનું ખૂન કરનારને માટે સ્ફુરેલી આભારની લાગણી લાંબો વખત મારા મનમાં ટકી શકી નહિ. એ સ્ફુરણની સાથે જ મને વિચાર થયો કે 'ગમે તેમ હોય તો પણ ન્યાયની દૃષ્ટિએ જોતાં ખૂનીનું કાર્ય કોઈ પણ રીતે પ્રશંસવા યોગ્ય ગણી શકાય નહિ. ખૂનીએ જગતને આ ભયાનક મનુષ્યનો વધુ ત્રાસ ભોગવવામાંથી મુક્ત કર્યું, એટલા માટે કાયદો કાંઈ તેના ખૂનના કૃત્ય તરફ દિલસોજી દર્શાવી શકે નહિ!'

જેમ જેમ આ ખૂનના કેસ વિષે હું વધુને વધુ વિચાર કરવા લાગ્યો, તેમ તેમ આ ડ્રેબરને વિષ આપીને મારી નાખવામાં આવ્યો છે, એવા પ્રકારનું મારા મિત્ર શેરલોક હોમ્સનું વિધાન મને વિશેષ

ને વિશેષ ચમત્કારિક લાગવા માંડયું. મારા મિત્રે જમીનપર પડેલા પ્રેતના હોઠ સુંઘી જોયા હતા, એ મને યાદ આવ્યું. એ વખતે તેને આવેલી કોઈ પણ પ્રકારની ગંધથી વિષપ્રયોગની કલ્પના તેના મગજમાં ઉદ્દભવી હશે એમ મને લાગ્યું. વારૂ, વિષનો ઉપયોગ કરવામાં નથી આવ્યો એમ માનીને ચાલીએ તો પાછો પ્રશ્ન ખડો થાય છે, કે તેનું ખૂન કેવી રીતે થયું હશે? ડ્રેબરના શરીર ઉપર કોઈ પણ સ્થળે જખમનું ચિહ્ન ન હતું, તેમ જ તેને ગુંગળાવીને મારી નાખ્યો હોય એવું પણ એકે ચિહ્ન જોવામાં આવતું ન હતું. હવે બીજી બાજુએ એ સવાલ ઉપસ્થિત થાય છે, કે જો ડ્રેબરને જખમ થયો ન હતો તો પછી જમીન ઉપર જમી ગયેલું લોહી કયાંથી આવ્યું? ડ્રેબરના પ્રેત પાસે એવું એકે હથિયાર પણ જોવામાં આવ્યું ન હતું કે જેના વડે તેણે પોતાનું ખૂન કરનારને જખમ કરીને લોહી કાઢયું હોય. આ બધા વિચારોમાં મને બિલકુલ ઉંઘ આવી નહિ અને મેં ધાર્યું કે જયાં સુધી આ ખૂનનું રહસ્ય ખૂલ્લું નહિ થાય ત્યાંસુધી મને કિંવા શેરલોક હોમ્સને નિદ્રા દેવી ભેટી શકવાનાં નથી. હોમ્સની ચર્યા પ્રસન્ન અને આનંદી હતી. તેના ગંભીર વદન ઉપર આત્મ-વિશ્વાસની છાપ સ્પષ્ટ દેખાઈ આવતી હતી. એ પરથી એટલી તો મારી ખાત્રી થઇ હતી કે તેને આ ખૂનનો ચોક્કસ પત્તો લાગેલો છે. પરંતુ એ વિષયમાં હું માત્ર અંધકારમાં ડૂબી રહેલો હતો; અસ્તુ!

રાત્રે હોમ્સ બહારથી મોડો આવ્યો. રાત્રીભોજનનો સમય પણ વીતિ ગયો હતો. એ ઉપરથી હું એવું અનુમાન કરી શકયો કે કોન્સર્ટ પૂર્ણ થયા બાદ તે અન્ય કોઇ પણ સ્થળે રોકાયેલો હોવો જોઇએ, નહિ તો આટલી બધી ઢીલ ન થાય.

" આજના જલસાનો ભપકો ઓર હતો!" ભોજનના ટેબલ

સામે માંડેલી ખુરસીપર બેસતાં તે બોલ્યો : " ડાર્વિન* સંગીતના સંબંધમાં શું કહે છે એ તમે જાણો છો ? તેણે એવું સાબિત કર્યું છે કે આગલા કાળમાં જ્યારે મનુષ્યોને શબ્દનો ઉચ્ચાર કેમ કરવો તેનું જ્ઞાન ન હતું, અર્થાત્ તેઓ લગભગ પશુ જેવી હાલતમાં હતા ત્યારે પણ સંગીત વિષયક જ્ઞાન તેમને અવગત હતું અને સંગીતના માધુર્યનો આસ્વાદ લેવાની તેમનામાં યોગ્યતા હતી! મને લાગે છે કે અત્યારે આબાલવૃદ્ધ સર્વ જનોનું સંગીત પ્રત્યે જે કુદરતી વલણ જોવામાં આવે છે તે ડાર્વિને પ્રતિપાદન કરેલા આગલા જમાનાના સંસ્કારોને જ આભારી હોવું જોઇએ. જે સમયે આ જગત્ પોતાની બાલ્યાવસ્થામાં હતું તે સમયની આપણી અવસ્થાનું અત્યારે પણ આપણા આત્માને ઝાંખું સ્મરણ હોય એ બનવા જોગ છે ! "

" મને તો ડાર્વિનની એ કલ્પના બહુ જ વિશાળ અને તેનો પાર પામી ન શકાય એવી લાગે છે. " મેં મારો અંતર્ગત અભિપ્રાય વ્યક્ત કર્યો.

" અને એ બરોબર છે. " તે બોલ્યો : " જેને કુદરતના ગર્ભનો ભેદ શોધી કાઢવાનો છે તેને પોતાની કલ્પનાને કુદરતના

---

* ચાર્લ્સ ડાર્વિન પ્રકૃતિશાસ્ત્રનો મહાન્ અભ્યાસી ઈ. સ. ૧૮૦૯ માં જન્મ્યો હતો. તે ૧૮૩૧માં બીગલ નામની બાદશાહી નૌકામાં નેચરાલિસ્ટ—કુદરતની શોધખોળનો ઈતિહાસ સંગ્રહનાર તરીકે નિમાયો હતો. એ નૌકામાં તેણે પૃથ્વીપ્રદક્ષિણા કરી હતી. ઈ. સ. ૧૮૮૨માં તે પંચત્વને પામ્યો. તેણે અનેક પુસ્તકો લખ્યાં છે અને પૃથ્વીના જુદા જુદા પ્રાણીવર્ગની ઉત્પત્તિ કેવી રીતે થઈ એ વિષે કરેલાં ઉહાપોહથી સારી વિખ્યાતિ મેળવી છે માનવજાતિની ઉત્પત્તિ વાંદરમાંથી થયેલી છે, એ મતનું તેણે પ્રતિપાદન કરેલું છે. ભા. ક.

જેટલી જ વિશાળ બનાવવી જોઇએ." એકાએક મારી સામે જોઇને તેણે પૂછ્યું : "આમ કેમ ! તમારી પ્રકૃતિ અસ્વસ્થ હોય એમ જણાય છે. બ્રિકસ્ટન રોડના રહસ્યનું પરિણામ તમારા મન ઉપર થયું લાગે છે ?"

"મારી એ નિર્બળતાને માટે મને શરમ આવે છે." હું લજ્જામિશ્રિત હાસ્ય સાથે બોલ્યો: "અફઘાનવિગ્રહના મારા અનુભવ પછી તો મારૂં મન ઉલટું વધારે કઠોર બનવું જોઇએ. એ વિગ્રહમાં મેવાન્ડ ખાતે થયેલા યુદ્ધમાં મેં મારી નજરે મારા સાથી-ઓને શસ્ત્રોના આઘાતથી છુંદાઇ જતા જોયા હતા. તેમ છતાયે એ વખતે મારા મનનાં લેશ પણ ચલવિચલ થતી ન હતી, જ્યારે આજે એક અજાણ્યા મનુષ્યનું પ્રેત જોઇને મારૂં ચિત્ત અસ્વસ્થ બની ગયું છે !"

"એમ થવાનું કારણ જુદું છે. એ અમેરિકનના મુડદાએ તમારા મનને અસ્વસ્થ બનાવી મેલ્યું નથી, પરંતુ તે ખૂનમાં જે ગૂઢ રહસ્ય સમાયેલું છે તેણે તમારી કલ્પનાશક્તિને ઉત્તેજીત બનાવી દીધી છે. એવો નિયમ છે કે જ્યાં કલ્પના ચલાવવાની આવશ્યકતા હોતી નથી ત્યાં ભીતિને પણ સ્થાન મળતું નથી. ભય અને ત્રાસ એ સર્વ કલ્પ-નાનાં જ પરિણામ છે. વારૂ, પણ તમે સાયંકાળનું વર્ત્તમાનપત્ર વાંચ્યું છે ?"

"ના."

"એમાં આ ખૂનના બનાવને લગતી વિગતો યથાયોગ્ય રીતે આપવામાં આવી છે. જ્યારે ડ્રેબરના પ્રેતને ઉચકયું ત્યારે પતિ તર-ફથી પત્નીને લગ્ન વખતે પહેરાવવામાં આવતી વીંટી નીચે જમીન ઉપર પડી હતી, એ બીના માત્ર તેમાં આપવામાં આવી નથી. એક

રીતે એ પણ ઠીક જ થયું છે." હોમ્સે કહ્યું.

"એમ કેમ?" મેં પૂછયું.

"આ જાહેર ખબર વાંચી જૂઓ." તેણે જવાબ આપ્યો: "જ્યારે હું જમીને કોન્સર્ટમાં ગયો, ત્યારે દરેક વર્ત્તમાનપત્ર ઉપર એક્સપ્રેસ તાર મારફતે આ જાહેર ખબર મેં મોકલી આપી હતી."

એમ કહેતાં તેણે પોતાના હાથમાં જે વર્ત્તમાનપત્ર હતું તે મારા તરફ હડસેલ્યું. મેં તેના ટુંકી જાહેર ખબરોના કોલમ તરફ દૃષ્ટિ કરી. તેમાં 'મળી આવેલી ચીજો.' એ મથાળાવાળા કોલમમાં આ જાહેરખબર સહુથી પહેલી મૂકવામાં આવી હતી. એમાં નીચે મુજબ લખવામાં આવ્યું હતું:—

"આજે સ્હવારે બ્રિક્સ્ટન રોડ ઉપર વ્હાઇટહાર્ટ પીઠાની અને હોલેન્ડગ્રોવની વચ્ચે વધુને લગ્ન પ્રસંગે પહેરાવવામાં આવતી વીંટી જડી છે. તેના ખરા માલિકે આજે સ્હાંજે આઠ અને નવ વાગ્યાની વચ્ચે ડો. વોટસનને ૨૨૧ બી., બેકરસ્ટ્રીટ-એ સ્થળે મળવું."

જાહેરખબર વાંચી રહ્યા બાદ તેમાં તેણે મારૂં નામ આપેલું હોવાથી સ્વાભાવિક રીતે જ મેં પ્રશ્નસૂચક દૃષ્ટિએ તેની સામે જોયું. તે મારા અંતરનો ભાવ કળી જઇને બોલ્યો: "તમને પૂછયા સિવાય જાહેરખબરમાં તમારૂં નામ મૂકવા માટે હું ક્ષમા માગું છું. પરંતુ બીજો માર્ગ નહિ સૂજવાથી જ તેમ કરવું પડયું છે. મારૂં નામ આપવામાં મને વાંધો માત્ર એટલો જ હતો કે પેલા પોલિસ ખાતાના જડબુદ્ધિ ડિટેક્ટિવોમાંના કેટલાક જેઓ મને ઓળખે છે, તેઓ આ જાહેરખબર આપવાના મારા હેતુ વિષે અનેક પ્રકારની કલ્પનાના ઘોડા દોડાવતા મારી પાસે દોડયા આવત; અને એ સંબંધમાં સેંકડો પ્રશ્નોની માળા રજુ કરીને મારૂં માથું જ પકવી નાખત."

"એ પણ ખરૂં છે, અને તમે મારૂં નામ આપ્યું તેમાં મને કોઈ જાતનો વાંધો નહિ હોવાથી એ માટે તમારે મારી માફ માગવાની પણ જરૂર નથી." હું બોલ્યો: "પરંતુ તમે આ જાહેરખબર તો આપી, પણ વીંટી કયાં? એમ સમજો કે વીંટીનો ખરો કિંવા ખોટો માલિક આવી લાગ્યો, તો તેને વીંટી વિના હું બતાવીશ શું? પેલી વીંટી તો પોલિસના કબજામાં છે."

"પણ તેના જેવી જ બીજી વીંટી મારી પાસે છે તો!" પોતાના ગજવામાંથી એક નવી વીંટી કાઢીને મને આપતાં હોમ્સ બોલ્યો: "જૂઓ, પેલી અને આ વીંટીમાં તમને કાંઈ ફેર લાગે છે ખરો? હું તો માનું છું કે કુશળ કારિગર પણ એ બે વચ્ચે ભેદ છે એમ કળી શકે તેમ નથી."

હતું પણ તેમ જ. જે વીંટી મેં પેલા મનુષ્યના શરીરપરથી નીચે પડી તે વેળાએ જોઇ હતી તેમાં અને આ વીંટીમાં એક રંચ ભારનો પણ ફરક ન હતો. એ વીંટી મારા વેસ્ટકોર્ડના ગજવામાં મૂકીને મેં તેને પૂછ્યું: "જાહેર ખબર વાંચીને આ વીંટી માટે દાવો કરતું કોણ અહીં આવશે?"

"બીજું વળી કોણ આવે? આપણો લંબગોળ ચ્હેરાવાળો, પહોળા પંજાના બૂટવાળો અને ભૂરા રંગના ઓવરકોટવાળો દોસ્ત! જો એ જાતે અહીં આવવાની હિમ્મત નહિ કરે તો પછી તેનો કોઈ સોબતી આવશે. એટલું માત્ર ખરૂં કે જે કોઈ આવશે તેનો આ ખૂન સાથે સીધો કિંવા આડકતરો સંબંધ તો હોવો જોઇએ જ."

"એ વીંટી માટે દાવો કરતા જવામાં સમાયેલા જોખમની તેને કલ્પના નહિ હોય?" મેં પુનઃ પ્રશ્ન કર્યો.

"જરી પણ નહિ. ખૂનના હેતુ વિષે જે અનુમાન મેં કાઢેલું

છે તે ખરૂં છે એમ માનવાને મારી પાસે સંગીન કારણો છે. અર્થાત્ જો મારૂં અનુમાન ખરૂં હોય તો તે આ વીંટી પાછી મેળવવાના યત્નમાં પોતાના પ્રાણની પણ દરકાર નહિ કરે. મારી કલ્પના એવી છે કે ડ્રેબરના શરીર ઉપર તે વાંકો વળ્યો તે વખતે તેના ખીસામાંથી એ વીંટી પડી ગયેલી હોવી જોઇએ. એ સમયે એ બાબતની ખબર તેને નહિ રહી હોય. બગીચામાંથી બહાર પડયા બાદ વીંટી ગૂમ થઈ ગયાનું તેના જાણવામાં આવ્યું હશે. એટલે તે વીંટીને ખાતર એ મકાન તરફ પાછો આવ્યો હશે. પરંતુ ત્યાં તો મીણબતીને બુઝાવી નહિ નાખવાની પોતે કરેલી મૂર્ખતાને પરિણામે એ સ્થળે પોલિસના માણસોને આવી પહોંચેલા તેણે જોયા હશે. એથી પોતાના ઉપર કોઇ પણ જાતની શંકા આવવા ન પામે એ હેતુથી તેણે છાકટાનો સોંગ ધારણ કર્યો હશે. કેમકે નહિ તો દરવાજા પાસે તેને ઊભેલો જોઇને સ્વાભાવિક રીતે જ કોન્સ્ટેબલે એટલી અપરાત્રીએ ત્યાં આવવાનું કારણ તેને પૂછ્યું હોત. તેનો જો તે સંતોષકારક ખુલાસો ન કરી શકયો હોત તો તેને પરહેજ પણ કરવામાં આવ્યો હોત. હવે જાણે તમે પોતે જ એ મનુષ્ય છો એવી કલ્પના કરો અને પછી વિચાર કરી જૂઓ. તે માણસે પોતાના મકાને જઇને શાંત પડયા પછી વિચાર કર્યો હશે. તે વખતે 'એ મકાનમાંથી નિકળ્યા બાદ રસ્તામાં મેં વીંટી ગૂમાવેલી હોવી જોઇએ' એમ તેને લાગ્યું હોય તો તે અસંભવિત નથી. જો હું ધારૂં છું એવો જ વિચાર તેને આવ્યો હોય તો પછી તે શું કરે? સ્વાભાવિક રીતે જ એ વીંટીની શોધને માટે તેની દષ્ટિ સાયંકાળનાં વર્ત્તમાનપત્રોમાં 'મળી આવેલી ચીજો'ના મથાળાવાળાં કોલમ તરફ જાય. અર્થાત્ આ જાહેરખબર પણ તેના જોવામાં આવી હશે જ. એથી તેના આનંદનો

પાર રહ્યો નહિ હોય—"

"આ જાહેરખબર આપનારનો ઈરાદો વીંટી પાછી આપવાને બોલાવીને પોતાને ફસાવવાનો હશે, એવી કલ્પના તેને નહિ થાય ?" મેં મુદ્દાનો પ્રશ્ન કર્યો.

"એવી કલ્પના થવાનું તેને કારણ જ નથી." શેરલોક હોમ્સ બોલ્યો: "તેની દૃષ્ટિએ ખૂનની સાથે વીંટીનો સંબંધ છે એમ લાગવાનું કશું પણ કારણ નથી. વળી એટલા માટે જ મેં જાહેરખબરમાં વીંટી રસ્તાપરથી મળી આવ્યાનું લખેલ છે. કદાચ એમ માનો કે આપણા હેતુ માટે શંકા આવી; તો પણ એ વીંટી મેળવવાને માટે જે સ્થળે ખૂન થયું હતું તે સ્થળે પુનઃ જવાનું સાહસ તેણે કર્યું હતું, તેમ અહીં આવવાનું સાહસ કર્યા સિવાય પણ તે નહિ રહે. તે ચોક્કસ આવ્યા સિવાય રહેનાર નથી. કલાક અર્ધા કલાકમાં જ તમે તેને અહીં આપણી સન્મુખ જોઈ શકશો."

"વારૂ, એમ માનો કે તે આવ્યો. પછી શું કરવું ?" મેં પૂછ્યું.

"પછી શું કરવું એ કામ મારૂં છે—હું તેને જોઈ લઈશ. પણ તમારી પાસે કાંઈ હથિયાર છે ખરૂં ?"

"હા, મારી પાસે મારી નોકરી દરમિયાન સરકાર તરફથી મળેલી જૂની રિવોલ્વર અને થોડાક કાર્તુસો છે."

"જો તમે હમણાં રિવોલ્વરનો ઉપયોગ ન કર્યો હોય—અને નહિ જ કર્યો હોય—તો તેને સાફ કરીને તેમાં કાર્તુસો ભરી રાખો. એ માણસ સહાસિક અને ભયાનક હોવો જોઇએ. જો કે તેને ખ્યાલ પણ ન આવે તેવી રીતે જ પરહેજ કરવાનો મારો ઈરાદો છે. તો પણ બકરાનો શિકાર કરવાને જઇએ ત્યારે વાઘના શિકારનાં હથિયાર તો પાસે

રાખવાં જ. નહિ તો બકરાને બદલે વાઘ મળી જાય તો સંકટમાં આવવું પડે."

હું મારા શયનગૃહમાં ગયો. ત્યાં જઇને મારી રિવોલ્વર સાફ કરીને તેમાં કાર્તુસો ભરી દીધા. જ્યારે હું મારૂં કામ આટોપી પિસ્તોલ લઇને બહાર આવ્યો ત્યારે શેરલોક હોમ્સ જમીને પોતાના પ્રિય વાજીંત્ર વાયોલીન ઉપર હસ્ત ચલાવતો બેઠો હતો.

હું દિવાનખાનામાં દાખલ થયો એટલે તે બોલ્યો: "આ કેસ વધારે ને વધારે ગહન બનતો જાય છે. મેં આજે બપોરે અમેરિકા તાર કર્યો હતો તેનો જવાબ મને મળી ગયો છે. તે ઉપરથી જણાય છે કે આ ખૂનના ઉદ્દેશના સંબંધમાં જે અનુમાન મેં દોરેલું છે તે તદ્દન સત્ય જ છે."

"પણ તમે શું અનુમાન દોરેલું છે?" મેં આતુરતાપૂર્વક પૂછ્યું.

"મારૂં વાયોલીન બગડી ગયું લાગે છે. તેને નવા તાર નખાવવાની જરૂર છે." મારા પ્રશ્નનો જવાબ ઉડાવતો તે બોલ્યો: "આ પિસ્તોલ તમારા પાટલૂનના ખીસામાં મૂકી દ્યો. જ્યારે એ માણસ તમારી પાસે આવે ત્યારે તેની સાથે સરલતાથી વાતચીત કરજો. મારે જે કાંઈ કરવાનું છે, તે હું કરી લઇશ. પણ તમે તેની સામે એવા ભાવપૂર્વક ન જોતા કે જેથી તેને શંકા કે બીતિ ઉત્પન્ન થાય. નહિ તો બધું કામ કથળી જશે."

"પણ આઠ તો વાગી ગયા!" મારી ઘડિયાળમાં જોતો હું બોલ્યો.

"હા, હવે તે થોડીક મીનિટોમાં જ આવવો જોઇએ. બારણું સ્હેજ ખૂલ્લું રાખો—બસ, એટલું ચાલશે. હવે કુંચી ઉલાળાના અંદ-

રના ખાંચામાં ભરાવી દ્યો.* ઉપકાર થયો! પણ એક જૂનું પુસ્તક તમને બતાવું. ગઈ કાલે હું તે ખરીદતો આવ્યો છું. તેનું નામ 'ડી જુર ઇન્ટરજેન્ટસ (De Jure intergents)' છે. તે લીજ (બેલજીયમ) માં ઇ. સ. ૧૬૪૨માં લેટિન ભાષામાં છપાયેલું છે."

"તેનો પ્રકટકર્ત્તા કોણ છે!" મેં પૂછ્યું.

"તેનું નામ ફીલીપ ડી ક્રોય છે. તેના સંબંધમાં વિશેષ માહિતી મને નથી. પુસ્તકના આગલા પાનાં ઉપર ઝાંખી શાહીથી 'એકસલીબ્રીસ ગુલીઓલ્મી વ્હીટે, એવું નામ લખેલું છે. પણ એ વ્હીટે કોણ હશે? હું ધારૂં છું કે તે સત્તરમા સૈકાનો કોઈ દોઢડાહ્યો ઘમંડી ધારાશાસ્ત્રી હોવો જોઇએ. તેના અક્ષરના વળાંકપરથી તે વકીલ હોવાનું અનુમાન થઈ શકે છે, અને પોતાના પુસ્તક ઉપર પોતાનું નામ લખવામાં પણ જે ફેશનનો તેણે ઉપયોગ કર્યો છે, તે ઉપરથી તેનો ઘમંડ સિદ્ધ થાય છે. પણ ભાઈબંધ પધારતા હોય એમ લાગે છે!"



---

* ઇંગ્લાંડ અને ઠંડા પ્રદેશોમાં મકાનનાં બારીબારણાં બંધ રાખવાનો રીવાજ હોય છે અને ઈસકોત્રા કે ટેબલનાં ખાનાં ઉઘાડવાસ કરવાને જેવી ચાવીને ગોઠવણ રાખેલી હોય છે તેવી જ ચાવી ગોઠવણ ત્યાં ઓરડાના મુખ્ય દ્વારને ઉઘાડવાસ કરવાને માટે કરેલી હોય છે. એથી લાંબી ખાંચાવાળી ચાવીની સહાયથી અંદર કિંવા બહારથી તેને ખોલી કે વાસી શકાય છે. ભા. ક

# પ્રકરણ ૧૧ મું.

## સજ્જડ થાપ.

શેરલોક હોમ્સના એ છેલ્લા વાક્યની સાથે ઘંટડીનો તિક્ષ્ણ અવાજ સંભળાયો. તે ધીમેથી ઊઠયો અને તેણે પોતાનું મુખ બારણા તરફ રહે એવી રીતે પોતાની ખુરસી ફેરવી. અમે કામ કરનારીના પગલાંનો અવાજ સાંભળ્યો. એક પળ પછી નીચેનું બારણું ખૂલતાં થયેલો કચરડાટ પણ સંભળાયો.

"ડૉક્ટર વૉટસન અહીં રહે છે?" આગંતુકે સ્પષ્ટ પરંતુ કર્કશ સ્વરે કામ કરનારીને પૂછ્યું. કામ કરનારીએ ધીમેથી આપેલો જવાબ અમારા સાંભળવામાં આવ્યો નહિ. પરંતુ બારણું બંધ થયું અને કોઈ દાદર ચડતું હોય એમ લાગ્યું. દાદર ઉપર તેનાં પગલાં અચોક્કસ પણે પડતાં હતાં વચ્ચે વચ્ચે પગથીયાંની સાથે પગના ઘસારાનો અવાજ પણ આવતો હતો. કોઈ માણસે ધીમે પગલે દિવાનખાનાના દ્વાર પાસે આવીને તેને હલકે હાથે ટકોરો માર્યો.

"કોણ છે એ? અંદર આવો." હું બોલ્યો.

અમે તો એક ભયંકર મનુષ્યના આગમનની પ્રતિક્ષા કરી રહ્યા હતા. પરંતુ તેને બદલે એક વૃદ્ધ સ્ત્રીએ દિવાનખાનામાં પ્રવેશ કર્યો. તે કેડેથી સ્હેજ વાંકી વળેલી લાગતી હતી. દીપકના પ્રકાશથી તેની આંખો અંજાઈ ગયેલી હોય એમ જણાતું હતું. તે ઘડીમાં મારી સામે તો ઘડીમાં શેરલોક હોમ્સની સામે નજર કરતી, તેના ધ્રૂજતા હાથવડે ગજવામાં કાંઈક ફંફોળતી હતી. એ વખતે મેં મારા મિત્રની

સામે જોયું તો તેના ચ્હેરાપર અસંતોષની લાગણી પ્રસરી ર્‌હેલી ભાસ્યમાન્ થઈ. મને પણ આ અણધારેલી વ્યક્તિને જોઇને નિરાશા તો ઉપજી હતી. તદપિ નિરાશાનો લેશ પણ ભાવ મેં મારા મુખ ઉપર પ્રકટ થવા દીધો નહિ.

એ ડોસીએ પોતાના ગજવામાંથી એક વર્ત્તમાનપત્ર બહાર કાઢ્યું. તેનું પાનું ખોલીને તેમાં અમે આપેલી જાહેરખબર તરફ આંગળી કરીને તે બોલી: "આ જાહેરખબરને લીધે મેં આપને તસ્દી આપી છે, સાહેબ!" પુનઃ જાહેરખબર તરફ દૃષ્ટિ કરીને તે બોલી: "બ્રિકસ્ટન રોડ ઉપર ખોવાયેલી સોનાની વીંટી! એ મારી દીકરી સેલીની છે. હજી પરણ્યાને બાર માસ પણ થયા નથી. તેનો વર એક સ્ટીમરમાં કેશિયર તરીકે નોકરી કરે છે. જો આ વીંટીનો પત્તો લાગ્યો ન હોત, તો એ જ્યારે ઘેર આવત ત્યારે મારી દીકરીને શું નું શું કરી નાખત! અમસ્થો તો એ સારો માણસ છે, પરંતુ જ્યારે પીધેલો હોય છે ત્યારે તેને કશું પણ ભાન રહેતું નથી. ગઈ કાલે રાત્રે મારી દીકરી સરકસ–"

"તમારી દીકરીની ખોવાયેલી વીંટી આ જ છે?" તેને આગળ બોલતાં અટકાવીને મેં પૂછ્યું.

"ઇશ્વર આપનું કલ્યાણ કરો!" એ વીંટી જોઇને તે સ્ત્રી બોલી ઉઠી: "એ જ–એ જ તેની વીંટી! અહા! આ વીંટી પાછી મળેલી જાણીને સેલીને કેટલો બધો આનંદ થશે?"

"તમે ક્યાં આગળ રહો છો?" મેં પેન્સિલ હાથમાં લેતાં તેનું ઠેકાણું લખી લેવાના ઇરાદાથી પૂછ્યું.

"નંબર ૧૩, ડંકનસ્ટ્રીટ, હાઉન્ડસડિચ. અહીંથી બહુ દૂર છે." તેણે જવાબ આપ્યો.

"પણ હાઉન્ડસડિચથી કોઈ પણ સરકસના થીએટરમાં જવું હોય તો વચ્ચે બ્રિકસ્ટન રોડ કેવી રીતે આવે?" શેરલોક હોમ્સે કહ્યું.

વૃદ્ધાએ તેની સામે મુખ ફેરવી તીવ્ર દૃષ્ટિએ જોતાં કહ્યું: "હું સરકસમાં નહોતી ગઈ; મારી દીકરી ગઈ હતી, અને એ તો પેક-હામમાં મેરીલ્ડ પ્લેસમાં નંબર ૩વાળી રૂમમાં રહે છે."

"વારૂ, તમારૂં નામ શું?" શેરલોક હોમ્સે દ્વિતીય પ્રશ્ન કર્યો.

"મારૂં નામ સોયર. મારી દીકરીના વરનું નામ ડેનિસ–ટોમ ડેનિસ છે. જ્યાંસુધી તે નોકરીપર હોય ત્યાં સુધી ચાલાક, હૂશિયાર અને દરેક વાતે લાયક; પરંતુ ઘેર રજા ઉપર આવે ત્યારે દારૂના પીઠામાં અને નાચનારીઓના જલસામાં ભાઈ સાહેબની હાજરી–"

"લ્યો, આ તમારી દીકરીની વીંટી, મીસીસ સોયર!" મારા મિત્રે કરેલી ઈશારત સમજી જઈને હું તેને પેલી વીંટી આપી દેતાં બોલ્યો: "એ વીંટી તમારી દીકરીની હોવામાં શંકા લાવવાનું મને કારણ જ નથી. આ વીંટી તેના ખરા માલિકને પાછી આપવાને હું શક્તિમાન્ થયો એથી મને અત્યંત આનંદ થાય છે."

તેણે મારાપર આશીર્વાદનો વર્ષાદ વરસાવી, મારો અત્યંત આભાર માન્યો. પેલી વીંટી સંભાળપૂર્વક ગજવામાં મૂકીને તે ધીમે પગલે ચાલી ગઈ. દાદરપર તેનાં પગલાંનો અવાજ સંભળાયો કે શેરલોક હોમ્સ ખુરસીપરથી ઉઠયો–ઉઠયો નહિ બલ્કે કૂદ્યો અને પોતાના ઓરડામાં ગયો; અને માત્ર થોડી સેકંડોમાં જ બહાર આવ્યો. એ વખતે શરીરપર તેણે એક લાંબો કોટ અને ગળે ગલ-પટ્ટો ધારણ કર્યો હતો.

"હું એ સ્ત્રીની પાછળ જાઉં છું." તેણે ત્વરિતપણે કહ્યું: "એ પેલા ખૂનીની મદદગાર હોવી જોઈએ. એટલે એનો પીછો પકડવ.થી

કદાચ ખૂનીનો પત્તો મળી શકે ખરો. હું પાછો આવું તે પહેલાં તમે સૂઈ જશો નહિ."

જે વખતે પેલી સ્ત્રી નીચે ઉતરીને મકાનમાંથી બહાર પડી હશે તે જ વખતે હોમ્સ દાદરપરથી નીચે ઉતરવા લાગ્યો. થોડી વારે હોમ્સ પણ મકાનમાંથી બહાર પડયો. બારીમાંથી નજર કરતાં મીસીસ સોયર અમારા મકાનની સામી બાજુની પાયરી ઉપર ધીમે પગલે ચાલતી જોવામાં આવી, જ્યારે મારો મિત્ર તેના ઉપર નજર રાખતો તેની પાછળ થોડે દૂર ચાલતો હતો. "કાં તો આ ગુન્હાને લગતી તેની કલ્પના ભૂલભરેલી હોવી જોઇએ." મેં વિચાર્યું: "અથવા તો તે હવે બરોબર આ ખૂનના રહસ્યના ગર્ભમાં દાખલ થતો હોવો જોઇએ!" તે પોતે પાછો ન ફરે ત્યાં સુધી મારે જાગતા રહેવું, એવી તેણે મને સૂચના કરી હતી. પરંતુ એ સૂચનાની જરૂર જ ન હતી. કેમકે તેના આ સાહસનું પરિણામ જ્યાંસુધી મારા જાણવામાં ન આવે ત્યાંસુધી સુખનિદ્રાનો અનુભવ કરવાનું મારે માટે અશકયવત્ જ હતું.

જ્યારે શેરલોક હોમ્સ ગયો ત્યારે લગભગ નવ થવા આવ્યા હતા. તે કયારે પાછો આવશે તેની કલ્પના થઈ શકે તેમ ન હતું; પરંતુ હું વખત પસાર કરવાને માટે ધૂમ્રપાન કરતો હેનરી મર્ગરનું લખેલું 'વી ડી બોહેમ' નામનું પુસ્તક વાંચવા લાગ્યો. દશ વાગી ગયા. દિવાનખાનાના દ્વાર પાસેથી અમારી કામ કરનારી સૂઇ જવાને માટે પોતાના ખંડ તરફ જતી હોય, એમ તેનાં પગલાંના અવાજ-પરથી મેં જાણ્યું. અગીયાર પણ વાગ્યા અને ઘરની માલિકણ બાઈ પણ સુખવાસી થવાને નીચેથી ઉપર આવી પોતાના શયનગૃહ તરફ પસાર થયાં. લગભગ પોણાબારને પાંચ મીનિટે શેરલોક હોમ્સે

પોતાની પાસેની ચાવીથી નીચેનું બારણું ઉઘાડયું. તે નીચેના મુખ્ય દ્વારની તથા અમારા દિવાનખાનાની ચાવી પોતાની પાસે રાખી જ મૂકતો કે જેથી વખતે બહારથી આવતાં તેને મોડું થાય તો ઘરની માલિકણને, કામ કરનારીને કે મને નિદ્રામાંથી જગાડવાની જરૂર પડે નહિ. જ્યારે તે દિવાનખાનામાં દાખલ થયો ત્યારે હું તેની મુખમુદ્રા ઉપરથી જાણી શક્યો કે તેને પોતાના યત્નમાં યશ મળ્યો નથી. તે પોતાના વદનપરની નિરાશાને દૂર કરીને તેને બદલે પ્રસન્નતાના ભાવને આણવાનો સબળ યત્ન કરતો હોય, એમ ભાસતું હતું. છેવટે તેમાં તે સફળ થયો અને ખૂબ હસી પડ્યો.

"આ બાબત ગ્રેગસન કે લીસ્ટ્રેડના જાણવામાં ન આવે તો સારૂં!" તે પોતાનો ઓવરકોટ ખીટીએ લટકાવી ખુરસીપર ગોઠવતાં બોલ્યો: "આજે સ્હવારે મેં તેમને એટલા બધા બનાવ્યા છે, કે જો તેમના જાણવામાં આવે તો તેઓ મારી મજાક કર્યા સિવાય ન રહે. તો પણ એટલું ખરૂં કે મારી આત્મશ્રદ્ધા હજી ઘટી ગઈ નથી."

"પણ ત્યારે છે શું?" મેં પ્રશ્ન કર્યો.

"છે શું? અરે ઘણુંએ છે! કદાચ તમે પણ મારી હકીકત સાંભળીને મારી મૂર્ખતાપર હસશો. તદપિ ભૂલ કબૂલ કરવામાં શરમ માનવાનો મારો સ્વભાવ નથી. વારૂ ત્યારે સાંભળો, મારા સાહસનો ઇતિહાસ!" એમ કહીને શેરલોક હોમ્સે એ રાત્રીનો પોતાનો અનુભવ મને જણાવવા માંડ્યો: "પેલી ડોકરી થોડેક સુધી ચાલ્યા બાદ, જાણે તેના પગમાં અચાનક પિડા ઉપડી હોય તેવી લંગડાતી લંગડાતી ચાલવા લાગી. તેનાથી આગળ નહિ ચાલી શકાવાને લીધે તે ઊભી રહી ગઈ, અને પસાર થતી એક ખાલી ગાડીને ઊભી

રાખી તેમાં ચડી બેઠી. તે ગાડીમાં બેઠી કે તુરત ઉતાવળે પગલે હું ગાડીની નજીક પહોંચી ગયો. કેમકે તે ગાડીવાનને પોતાનું જે ઠેકાણું કહે તે જાણવાની જરૂર હતી. પરંતુ પાછળથી મને માલુમ પડયું કે મારે એટલી બધી આતુરતા દર્શાવવાની જરૂર ન હતી. તે સ્ત્રીએ ગાડીવાનને પોતાનું ઠેકાણું એટલા મોટા સ્વરે જણાવ્યું કે જો હું દૂર હોત તો પણ તે સાંભળી શકયો હોત; અસ્તુ. તેણે કહ્યું: "મારે નં. ૧૩, ડંકનસ્ટ્રીટ, હુાઉન્ડસડીચ, એ સ્થળે જવું છે. માટે ગાડી ત્યાં લઈ જાઓ." એ ઠેકાણું સાંભળીને હું વિચારમાં પડી ગયો. તમારી પાસે પણ તેણે તે જ ઠેકાણું જણાવ્યું હતું. જો બીજો કોઈ ડિટેકિટવ હોત તો બીજી ગાડી કરીને મારતે ઘોડે અગાઉથી તે સ્થળે જઇને આ ગાડીની રાહ જોયા કરત. પરંતુ એમ કરવું તે મને સલાહ ભરેલું લાગ્યું નહિ. 'કદાચ વચ્ચેથી જ આ સ્ત્રી પોતાનો વિચાર બદલે અને ડંકન સ્ટ્રીટને બદલે બીજે સ્થળે હંકારી જાય તો ? એવી શંકા મારા મનમાં ઉદ્‌ભવી અને આપણા રામ એ જ ગાડીની પાછળ પાટીયા ઉપર સંકડાઇને બેસી ગયા. એટલે જ્યાં ગાડી ત્યાં આપણે! ડોકટર! કોઈ પણ ગાડીની પાછળ પાટીયા ઉપર સંકડાઇને બેસવાની પણ એક કળા છે. તે દરેક ડિટેકિટવે તો ખાસ કરીને જાણવી જોઇએ. વળી એવી રીતે બેસવું જોઇએ કે રસ્તે ગાડી પસાર થતાં રાહદારીઓ આપણને પાટીઆ ઉપર બેઠેલા જૂએ તોપણ તેમને શંકા આવવી જોઇએ નહિ. એ કળા મને પૂર્ણપણે અવગત છે. વારૂ, ગાડી ચાલી—બલ્કે દોડી અને ઠેઠ ડંકનસ્ટ્રીટમાં જઇને જ ઊભી રહી! હું પાટીયાપરથી સરકીને એક બાજુએ ઊભો રહ્યો. ગાડીવાને પોતાની બેઠકપરથી નીચે ઉતરીને ગાડીનું બારણું ખોલ્યું, અને તે અદબ પુરઃસર એક બાજુએ ઊભો રહ્યો. પરં

ગાડીમાંથી કોઈ બહાર આવ્યું નહિ. ત્યારે પેલી સ્ત્રી કયાં? મને શંકા થઈ. હું ગાડીવાનની પાસે ગયો. તે ગાડીની અંદર આભાની પેઠે જોતો પેલી ગૂમ થઈ ગયેલી સ્ત્રીના ઉપર ગાળોનો શેર વર્ષાવતો હતો. પેલી સ્ત્રીનો પત્તો જ ન હતો. બાપડા ગાડીવાનને ભાડું પણ મળ્યું ન હતું–મળશે કે નહિ એ એક પ્રશ્ન જ હતો! હું તથા તે નંબર ૧૩ વાળા બ્લોકમાં ગયા. ત્યાં અમને માલૂમ પડયું કે મીસીસ સોયરને બદલે કેસવિસ નામનો એક ગૃહસ્થ રહેતો હતો. તેને પૂછતાં તેણેજવાબ આપ્યો કે 'સોયર કિંવા ડેનિસ નામના કોઈ પણ કુટુંબને કે માણસને હું ઓળખતો નથી!' બોલો હવે એ સ્ત્રીને માટે મારે શું સમજવું?"

શેરલોક હોમ્સની નિષ્ફળતા અને પેલી સ્ત્રીના ગૂમ થઈ જવા બાબતથી મને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થયું હતું. મેં કહ્યું: "પરંતુ એ ધ્રૂજતા શરીરવાળી લંગડી ડોસી ચાલતી ગાડીએ તમે કિંવા ગાડીવાન ન જાણી શકો તેવી રીતે પસાર થઈ ગઈ હશે, એમ તમને લાગે છે?"

"ડોસી!" શેરલોક હોમ્સ દાંત કચકચાવતો બોલી ઉઠયો: "અરે, મારા મહેરબાન! ડોસીયું તો હું અને તમે બે જણા, કે એ બદમાશ આપણને બનાવીને ચાલ્યો ગયો. હું એટલું તો ખાત્રી-પૂર્વક કહું છું કે આપણી મુલાકાતે આવનાર ખૂની પોતે તો ન હતો જ. કેમકે તેના ચ્હેરા વગેરે સંબંધી કલ્પના મારા મગજમાં એટલી બધી રમી રહેલી છે કે તેણે ગમે તેવો વેષ ધારણ કર્યો હોય તો પણ હું તેને પકડી પાડયા સિવાય ન રહું. પરંતુ વૃદ્ધ સ્ત્રીના સ્વરૂપમાં આપણી પાસેથી સોનાની વીંટી પડાવી જનાર કોઈ પુરુષ જ હોવો જોઇએ; અને તે પણ યુવાન, ચંચળ તથા જેણે જુદા જુદા સોંગ

ધારણ કરવામાં કુશળતા મેળવી હોય, એવો કોઈ ખેલાડી હોવો જોઇએ. તેણે પોતાનો પાર્ટ તો અચ્છી તરેહસેં ભજવ્યો છે, એ વાતની ના કહી શકાશે નહિ. હું તેની પાછળ પડયો છું એમ તે જાણી ગયેલો હોવો જોઇએ. તેથી જ તેણે ગાડીવાનને ડંકન સ્ટ્રીટનું ઠેકાણું જણાવ્યું અને તે માર્ગમાં મને થાપ આપીને ચાલ્યો ગયો. પણ આ ઉપરથી એક બીજી બાબતનો વિચાર કરવાનો છે. મારી ધારણા એવી હતી કે ખૂનીને લંડન શહેરમાં કોઈની સાથે સંબંધ નથી! પરંતુ આપણને બનાવી જનાર આ બદમાશના દૃષ્ટાંતપરથી જણાય છે કે ખૂનીને અહીં પણ મદદગાર છે અને તેઓ તેને માટે જોખમ ખેડવામાં પાછા પડે તેમ નથી. કહો વારૂ, ગ્રેગસન અને લીસ્ટ્રેડ મારો આ પ્રમાણે રકાશ થયેલો જાણે તો કેટલા બધા હસે? ડોકટર! તમે આજ ખૂબ જાગ્યા. તમારી આંખો ઘેરાય છે. માટે નિદ્રાદેવીનું આવાહન કરો."

હું પણ આખા દિવસના શ્રમથી કંટાળી ગયો હતો. એટલે ઉઠયો અને મારા શયનગૃહમાં જઇને પથારી પર પડયો. શેરલોક હોમ્સ દિવાનખાનામાં શઘડી પાસે બેઠો બેઠો વાયોલિન વગાડયા કરતો હતો. વાયોલિનનો તીણો સરોદ મારા સાંભળવામાં આવતો હતો. તે ઉપરથી મેં કલ્પના કરી કે આ ચમત્કારિક ખૂનના રહસ્યનો ભેદ કેવી રીતે પ્રકાશમાં આણી શકાય, એ વિષયના વિચારમાં તે તલ્લીન બની ગયો હોવો જોઇએ. પરંતુ થોડી વારમાં જ મને નિદ્રા આવી ગઈ, અને ચમત્કારિક ખૂન, શેરલોક હોમ્સ, ખૂનીનું વર્ણન, હોમ્સને મળેલી નિષ્ફળતા, એ તમામ હું એટલો સમય વિસરી ગયો.



## પ્રકરણ ૧૨ મું.

### વર્તમાનપત્રો શું કહે છે?

બીજે દિવસે સ્હવારે પ્રકટ થતાં વર્તમાનપત્રોમાં એ કેસના સંબંધમાં પુષ્કળ ચર્ચા કરવામાં આવી હતી. દરેક પેપરમાં 'બ્રિકસ્ટન રહસ્ય' એ મથાળા નીચે આ બનાવને લગતો લાંબો હેવાલ આપ્યો હતો. કેટલાંક પત્રોએ તો એ ઉપરાંત અગ્રલેખમાં પણ એ વિષે ચર્ચા કરી હતી. હજી પણ મારી નોંધપોથીમાં આ કેસના સંબંધમાં વર્તમાનપત્રોએ લીધેલો રિપોર્ટ અને કરેલી ટીકાઓની કાપલીઓ મેં સાચવી રાખી છે. તેમાંથી થોડોક સાર અત્ર રજુ કરવાથી વાચકોને કંટાળો નહિ આવે એવી આશા રાખું છું:—

પ્રથમ 'ડેઇલી ટેલિગ્રાફ' પત્ર લઇએ. તેમાં રિપોર્ટ ઉપરાંત અગ્રલેખમાં લખ્યું હતું કે "ગુન્હાઓના ઇતિહાસમાંથી એવો એક પણ કેસ ભાગ્યે જ મળી આવશે કે જેમાં આ કેસના જેવો ભયાનક અને ચમત્કારપૂર્ણ બનાવ બન્યો હોય. જે મનુષ્યનું ખૂન થયું છે તેનું નામ એક જર્મનીના વતની જેવું લાગે છે. આ ખૂન દ્રવ્યલોભથી કરવામાં આવેલું નથી, તેમ જ ખૂન કરવામાં ખૂનીનો શો હેતુ હોવો જોઇએ તે પણ જણાવ્યું નથી. વળી જે મકાનમાં ખૂન થયેલું છે તેના એક ઓરડાની દિવાલ ઉપર 'વૈર' ના ભાવાર્થમાં લખેલો જર્મન શબ્દ પણ ધ્યાનમાં લેવા જેવો છે. એ સર્વ પરથી એવી કલ્પના થઇ શકે કે જર્મનીના રાજદ્રોહીઓ અને રાજવિપ્લવકારીઓ

આપણા દેશમાં નિવાસ કરી રહેલા છે, તેમાંના કોઇએ આ ખૂન કરેલું હોવું જોઇએ. અમેરિકામાં પણ સોશિયાલિસ્ટોની ઘણી શાખાઓ છે. સ્વર્ગવાસી ડેબર પણ અમેરિકાની એકાદી શાખાનો સભાસદ હશે. તેણે એ રાજદ્રોહી મંડળના અમુક કાયદાનો ભંગ કરેલો હશે. તેને પરિણામે અમેરિકામાં રહેવું તેને માટે જોખમભરેલું છે, એમ માનીને તે અહીં આવ્યો હશે. પરંતુ અહીં પણ એ મંડળના સભાસદોએ તેને પકડી પાડીને તેને આવા ઘાતકી રીતે પહોંચાડેલો હોવો જોઇએ!" ત્યારપછી આ જ પ્રમાણે અગાઉ પણ જુદાં જુદાં મનુષ્યોનાં થયેલાં ખૂનો, તથા તેના અંધકારમાં રહેલા ભેદના સંબંધમાં કડક ભાષામાં વિવેચન કરીને છેવટે તે પત્રના તંત્રીએ સરકારને આ કેસમાં સંડોવાયલા માણસોને ત્વરાથી શોધી કાઢવાની તથા ઇંગ્લાંડમાં આવી વસેલા પરદેશીઓપર ચાંપતી દેખરેખ રાખી, ભવિષ્યમાં આવા બનાવો બનવા ન પામે એ બાબત કાળજી રાખવાની ભલામણ કરી હતી!

એક બીજા સંકુચિત વિચારના વર્તમાનપત્રે આ બનાવના સંબંધમાં આવેશમાં આવી જઇને એવી ટીકા કરી હતી કે "લંડન જેવા રાજનગરમાં આવો બનાવ બનવા પામે એ સરકારની ઉદારમતવાદી રાજ્યનીતિનું જ પરિણામ લેખાવું જોઇએ. મૂર્ખ મનુષ્યો સરકારની ઉદારતાનો ગેરલાભ લે છે, અને સત્તાવાળાઓ તેમને પકડીને સખ્તમાં સખ્ત સજાએ પહોંચાડવામાં નબળાઈ દાખવે છે: એથી આવા કેસોની સંખ્યા વધતી જાય તો તેમાં આશ્ચર્ય જેવું કશું જ નથી. જેનું ખૂન થયું છે તે એક અમેરિકન ગૃહસ્થ હતો. થોડાંક અઠવાડિયાં થયાં તે લંડન શહેરમાં આવીને રહ્યો હતો. તેણે કેમ્બરવેલ વિભાગમાં આવેલા ટોરકવેટેરેસમાં મેડમ કાર્પેન્ટરના

બોર્ડિંગ હાઉસમાં ઉતારો કર્યો હતો. તેણે પ્રવાસમાં મી. જોસફ સ્ટે-ન્ગરસન નામના માણસને પોતાના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે પોતાની સાથે રાખ્યો હતો. ગઈ તા. ૪થી ને મંગળવારે તેઓ મેડમ કાર્પે-ન્ટરને તેનો હિસાબ ચૂકવી દઇને લીવરપૂલ એક્સપ્રેસ ટ્રેન પકડવાને માટે યુસ્ટન સ્ટેશન તરફ જવાને વિદાય થયા. તે પછી સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર પણ એ બન્ને જણા સાથે જોવામાં આવ્યા હતા. તત્પશ્ચાત્ યુસ્ટન સ્ટેશનથી ઘણાં માઇલ દૂર આવેલા બ્રિકસ્ટનરોડ ઉપરના એક મકાનમાં મી. ડ્રેબરનું પ્રેત મળી આવ્યું, ત્યાંસુધીના સમય દરમિયાન આ બે જણાના સંબંધમાં કાંઇ પણ જાણવામાં આવ્યું ન હતું. તે કેવી રીતે અને શા માટે લોરિસ્ટન ગાર્ડનમાં આવ્યો અને ત્યાં તેનું કોણે, શા માટે અને કેવી રીતે ખૂન કર્યું, એ પ્રશ્ન હજીસુધી અંધકારમાં જ રહ્યો છે. પરંતુ આસપાસના સંયોગો-પરથી એમાં કાંઇક ઊંડું રહસ્ય હોવું જોઇએ એવું અનુમાન થઇ શકે છે. સ્વર્ગસ્થનો પ્રાઇવેટ સેક્રેટરી સ્ટેન્ગરસન પણ તે જ વખતથી ગૂમ થઇ ગયેલો છે. તેનો હજી સુધી પત્તો લાગ્યો નથી. સ્કોટલેન્ડ-યાર્ડના સુપ્રસિદ્ધ ડિટેક્ટિવો મી. લીસ્ટ્રેડ અને મી. ગ્રેગસન આ રહસ્યનો ભેદ ખૂલ્લો કરવાના કાર્યમાં યોજાયા છે, એ જાણીને અમને અત્યંત આનંદ થાય છે; અને વિશ્વાસ તથા સંતોષની લાગણી સાથે એમ જણાવવામાં હરકત નથી કે આ બન્ને બાહોશ ડિટેક્ટિવો માત્ર અલ્પાવધિમાં જ આ ભેદભરમથી ભરપૂર અને ભયંકર ખૂનના કેસ ઉપર પ્રકાશ પાડવાને શકિતમાન્ થયા સિવાય રહેશે નહિ. અમે તેમને તેમના પ્રયત્નમાં ફતેહ ઇચ્છીએ છીએ."

એક ત્રીજા ઉદારમતવાદી પત્રે નીચે મુજબ લખ્યું હતું :—

" આ ખૂનના ગુન્હામાં રાજ્યદ્વારી હેતુ સમાયેલો છે, એ

વિષયમાં તો કશો પણ શક નથી. યુરોપનાં કેટલાંક રાજ્યોમાં 'ઝાર-શાહી'–રાજાની મરજી તે કાયદો–એવા પ્રકારની રાજનીતિ ચાલુ છે. ત્યાં રાજ્યદ્વારી બાબતોમાં પ્રજાવર્ગના અવાજનો પૂર્ણ તિરસ્કાર કરવામાં આવે છે. એથી અસંતુષ્ટ બનેલા ઘણા પરદેશીઓ આપણી ઉદારમતવાદી સરકારના આશ્રયે આપણા દેશમાં આવીને વસેલા છે. તેઓ સ્વભાવે સુશીલ અને શહેરી તરીકે નામના કાઢે તેવા છે. પરંતુ પોતાના દેશમાં સરકાર તરફથી જે સંકટો તમને સહન કરવાં પડયાં છે, તેની અસર તેમનાં મન ઉપર રહ્યા કરે અને તેથી એ દેશની સરકારોની વિરૂદ્ધમાં તેઓ કાવતરાં રચવાની હિલચાલો કર્યા કરે તો તેમાં વિશેષ આશ્ચર્ય પામવા સરખું નથી. અર્થાત્ એ ઉદ્દેશથી તેમણે છૂપી મંડળીઓ સ્થાપેલી છે. એ મંડળીઓના સભાસદોએ મંડળીનો ઉદ્દેશ અને હિલચાલ તદ્દન ગુપ્ત રાખવાં એવો એક કડક નિયમ હોય છે. જે તે નિયમનો ભંગ કરે અને મંડળીને બેવફા નિવડે તેને મંડળીના બીજા સભાસદો મોતની સજાએ પહોંચાડે છે ત્યારે જ શાંત થાય છે. કેમકે જો પેલો બેવફા બનેલો મનુષ્ય જીવતો રહે અને મંડળીનો હેતુ પ્રકટ કરી દે તો મંડળીના અન્ય સભાસદોની જાત જોખમમાં આવી પડવાનો તથા મંડળીનો હેતુ નષ્ટપ્રાયઃ થવાનો તેના સભાસદોને ભય રહે છે. મી. ડ્રેબરનું પણ એવા જ કારણને લીધે ખૂન થયેલું હોવું જોઇએ એમ લાગે છે; અને અમને આશા છે કે જો પ્રાઇવેટ સેક્રેટરી સ્ટેન્ગરસનને શોધી કાઢવામાં આવે તથા ડ્રેબરની આગલી કારકીર્દીની વિગતો એકઠી કરવામાં આવે તો અમારા કથનની સત્યતા સાબિત થયા સિવાય રહે નહિ. મી. ડ્રેબરે આ શહેરમાં આવીને જે સ્થળે ઉતારો કર્યો હતો, તેનો પત્તો મેળવવામાં આવેલો હોવાના સમાચાર મળ્યા છે. અમે તેને એક

અગત્યની શોધ લેખીએ છીએ. એ શોધ સ્કોટલેન્ડ યાર્ડના સુપ્રસિદ્ધ ડિટેક્ટિવ મી. ગ્રેગસનના અવિશ્રાંત પરિશ્રમ અને શોધકબુદ્ધિને જ આભારી છે. એ શોધના પરિણામે વિશેષ તપાસપરથી બીજી પણ જાણવા જોગ વિગતો મળી આવશે એમાં શક નથી."

સ્હવારે નાસ્તો કરતી વેળાએ મેં તથા શેરલોક હોમ્સે આ બધી હકીકત વાંચી હતી. વર્તમાનપત્રોએ આ કેસના સંબંધમાં ઉપસ્થિત કરેલી ચર્ચાપરથી હોમ્સને અત્યંત રમુજ ઉપજી હોય એમ તેની મુદ્રાપરથી જણાઈ આવતું હતું.

"મેં તમને પ્રથમથી જ જણાવ્યું હતું કે ગમે તેવું પરિણામ આવશે તો પણ લીસ્ટ્રેડ અને ગ્રેગસનનાં જ યશોગાન થવાનાં!" તે બોલ્યો.

"એ તો આ કેસનું કેવું પરિણામ આવે છે, તેના ઉપર આધાર રાખે છે." મેં મારો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"જરા પણ નહિ. ગમે તેવું પરિણામ આવે તો યે શું થયું? જો ખૂની પકડાશે તો એમ કહેવામાં આવશે કે એ લીસ્ટ્રેડ અને ગ્રેગસને લીધેલા અતોનાત શ્રમ અને ઉઠાવેલી જહેમતને આભારી છે. જો કદાચ ખૂની છટકી જશે તો વર્તમાનપત્રોના ધુરંધર અધિપતિઓ બેધડક લખવાના કે લીસ્ટ્રેડ અને ગ્રેગસને આ કેસમાં ઘણી મહેનત લીધી અને ખૂનીનો પત્તો મેળવીને તેને પકડી પાડવાની અણી પર તેઓ હતા, પરંતુ તેવામાં અકલ્પિત રીતે ખૂની છટકી જવા પામ્યો છે! ન્હાનાં છોકરાંઓ મ્હોરૂં કે છાપની રમત રમે છે, એ તો તમે જાણતા જ હશો. જો સીક્કાને ઉંચે ઉછાળ્યા પછી જમીનપર મ્હોરવાળો ભાગ ઉપર રહે તેવી રીતે સીક્કો પડે તો મ્હોરાવાળો કહેશે કે 'હું જીત્યો!' જ્યારે તેથી ઉલટો એટલે

છાપવાળો ભાગ ઉપર રહે તો મ્હોરાવાળો છાપવાળાને કહેશે કે ' તું હાર્યો ! ' અર્થાત્ છાપ પડે કે મ્હોરૂં, પરંતુ બન્નેમાં હારવાનું તો છાપવાળાને જ. ' કીડી સંચે ને તેતર ખાય ' એવો દુનિયાનો નિયમ છે. મહેનત કરે શેરલોક હોમ્સ, ખૂનીને શોધી કાઢે શેરલોક હોમ્સ અને ખાટી જાય લીસ્ટ્રેડ અને ગ્રેગસનની કંપની—"

" પણ આટલો બધો ઘોંઘાટ શો ? " નીચે અમારા મકાનમાં થયેલા ઘોંઘાટ તથા પગથીયા ઉપર ઝાઝા માણસો ચડતા હોય એવો ધડબડાટ સાંભળીને હું વચ્ચે બોલી ઉઠયો.

" એ તો મારી પોલિસની ટુકડીના માણસો હોવાં જોઇએ. જેમ લીસ્ટ્રેડ અને ગ્રેગસનના તાબામાં પોલિસની ટુકડી છે, તેમ મેં પણ મારી એક ખાનગી પોલિસની ટુકડી ઊભી કરી છે. " શેરલોકે ગંભીર વદને કહ્યું.

તે જ વખતે ગંદાં કપડાંવાળા ભટકતા ભામટા જેવા દેખાતા છ માણસો અમારા દિવાનખાનામાં ધસી આવ્યા. ' આ શેરલોક હોમ્સની પોલિસ ! ' એ લોકોને જોઇને મને આશ્ચર્ય થયું અને મેં મારા મનને જ પ્રશ્ન કર્યો.

" ગડબડાટ નહિ કરો—શાંત ઊભા રહો ! " સત્તાત્મક રવે એ શબ્દો શેરલોક હોમ્સે ઉચ્ચાર્યા અને છએ જણા તત્ક્ષણે જ એક હારમાં સ્થિર થઈ ગયા. તેમને એ પ્રમાણે સ્થિર અને શાંત-પણે ઊભા રહેલા જોઇને પ્રદર્શનમાં આફ્રિકાની વર્ણસંકર જાતિના લોકોનાં ગોઠવેલાં પુતળાંનું મને સ્મરણ થયું.

" હવેથી તમારે બધાએ અહીં નહિ આવતાં વિગીન્સને જ જે હકીકત તમારા જાણવામાં આવી હોય તે કહેવી. એટલે તે અહીં આવીને મને જણાવશે. તમારે માત્ર બહાર રસ્તા ઉપર ઊભા રહેવું.

જો તમારામાંથી કોઈને મારે કાંઈ પૂછવું હશે, તો હું જેને બોલાવું તેણે જ ફક્ત ઉપર આવવું. મેં તને કહ્યું હતું તેનો પત્તો મેળવ્યો, વિગીન્સ ?"

"ના, સાહેબ ! હજી સુધી મેળવી શક્યો નથી." જેને ઉદ્દેશીને હોમ્સે પ્રશ્ન કર્યો હતો તે વિગીન્સ નામનો જુવાનીઓ સંકુચિત સ્વરે બોલ્યો.

"હું ધારતો જ હતો કે એ બાબતમાં તમને એકદમ ફતેહ નહિ મળે. લ્યો, આ તમારો પગાર." એમ કહીને શેરલોક હોમ્સે દરેકને એકેક શીલીંગ આપી. પછી તે બોલ્યો: "હવે તમે તમારા કામપર લાગી જાઓ, પરંતુ બીજી વાર આવો ત્યારે આવી રડતી સુરત કરીને ન આવશો."

તેના હુકમને તાબે થઇને એ લોકો દિવાનખાનાની બહાર નીકળીને આવ્યા હતા તેટલી જ ત્વરાથી નીચે ચાલ્યા ગયા, અને એ પળમાં તો મકાનની બહાર પણ નીકળી ગયા.

"સરકારી પોલિસના બાર માણસો જેટલું કામ ન કરી શકે તેટલું કામ મારી આ પોલિસનો એક માણસ મને બજાવી આપે છે." હોમ્સે જણાવ્યું: "તેનું એક કારણ છે. સરકારી પોલિસને જોતાં લોકો પોતાનું મ્હોં બંધ કરી દે છે. તેની .સાથે ખૂલ્લા દિલથી વાત કરતાં તેઓ સંકોચાય છે; જ્યારે આ છોકરાઓ ગમે તે સ્થળે જઈને ગમે તેવી ખાનગી બાતમી આણી આપે છે. વળી તેમની બુદ્ધિ સોયની અણી જેવી તીવ્ર અને તિક્ષ્ણ છે. માત્ર તેમની પાસેથી કામ લેતાં આવડવું જોઇએ. હું ધારૂં છું કે જો તેમને યોગ્ય કેળવણી આપવામાં આવી હોય તો ભલભલા ડિટેક્ટિવો પણ એમની બરોબરી કરી શકે નહિ."

"તમે આ લોકોને બ્રિક્સ્ટન રહસ્યના સંબંધમાં રોકેલા છે?" મેં પૂછ્યું.

"હા, આ કેસની એક બાબતમાં તેમની મદદ મને અતિ ઉપયોગી થઈ પડે એમ હોવાથી તે કામ ઉપર મેં તેમને ગોઠવ્યા છે. પરંતુ એ કાર્ય સિદ્ધ થવામાં થોડોક સમય લાગશે ખરો." હોમ્સે કહ્યું. બે-ત્રણ પળ મૌન રહ્યા બાદ બારીમાંથી બહાર દૃષ્ટિ કરીને તે બોલી ઉઠ્યો: "અહો! ગ્રેગસન સાહેબ પધારતા દેખાય છે ને શું! સાહેબ બહુ જ ખુશમિજાજમાં હોય એમ લાગે છે. આપણે ત્યાં જ આવતા હોવા જોઈએ. બરોબર છે. આપણા દ્વાર તરફ જ વળ્યા. ત્યારે તો આજે કાંઈક નવીન જાણવાનું મળશે ખરૂં!"

## પ્રકરણ ૧૩ મું.

### ગ્રેગસનની બહાદૂરી.



નીચે ઘંટડીનો તીણો અવાજ સંભળાયો. બે-ત્રણ સેકન્ડમાં તે સીડી ઉપર ત્રણ-ત્રણ પગથીયાં કૂદીને ઉપર ચડી આવ્યો, અને તેટલી જ ત્વરાપૂર્વક અમારા દિવાનખાનામાં ધસી આવ્યો. તેનો ચ્હેરો પ્રફુલ્લ બનેલો હતો. મુખમુદ્રાપર વિજયહાસ્ય ચમકી રહ્યું હતું. ઝપાટાબંધ ચાલવાને લીધે તથા આનંદના આવેગથી તેની છાતી ભરાઈ આવી હતી. એથી શ્વાસોચ્છ્વાસ જોરથી ચાલતો હતો. દિવાનખાનામાં પ્રવેશ કરીને શેરલોક હોમ્સનો હસ્ત જોરથી હલાવતો આનંદ અને વિજયપ્રદર્શક ગદ્ગદ સ્વરે તે

ગર્જી ઉઠયો: "સેવક આપના તરફની મુબારકબાદીનો તલબગાર છે! આ ખૂનના રહસ્યનો તમામ ભેદ મેં સૂર્યપ્રકાશના જેવો ખૂલ્લો અને સ્પષ્ટ કરી દીધો છે!"

મેં શેરલોક હોમ્સ તરફ દૃષ્ટિ કરી તો તેના દિવ્ય વદનમંડળ ઉપર નિરાશા, ઉદ્વિગ્નતા અને મત્સરનું વાદળ છવાઈ રહેલું જોવામાં આવ્યું. તેણે સચિંત સ્વરે પૂછ્યું: "તમે ખૂનીનો પત્તો કયાં લાગી શકશે, એ શોધી કાઢવામાં સફળતા મેળવી છે?"

"એટલું જ કેમ! અરે સાહેબ! અમે તો ખૂનીને પંડને જ પકડયો છે, અને અત્યારે તે વગર ભાડાની કોટડીમાં લ્હેર કરે છે!" ગર્વપૂર્વક ગ્રેગસને પોતાના વિજયની વાર્ત્તા જણાવી.

"તેનું નામ શું?" હોમ્સે પૂછ્યું.

"આર્થર કાર્પેન્ટર. એ દરિયાવર્દી ખાતામાં સબ–લેફ્ટેનન્ટ છે." જાણે પોતે કેવોય મોટો દેશ જીત્યો હોય એવા ભાવપૂર્વક છાતી ફુલાવતો અને ઠંડીથી શિતળ બનેલા હસ્તમાં ગરમી આણવાને મસળતો ગ્રેગસન બોલ્યો.

શેરલોક હોમ્સે છૂટકારાનો દમ ખેંચ્યો. તેના મુખમંડળપરથી ચિંતા, નિરાશા, ઉદ્વેગ, આદિનો ભાવ ઊડી ગયો. તેના ચ્હેરાપર પુનઃ પ્રથમના જેવું હાસ્ય તરવરી રહ્યું.

"આ ખુરસી ઉપર બેસો અને પેલી પેટીમાંથી એક સિગાર લઇને અનુભવ કરી જૂઓ." શેરલોક હોમ્સે ગ્રેગસનને કહ્યું: "પછી શાંતિપૂર્વક તમારી વિજયવાર્ત્તા વિગતવાર જણાવો. વ્હીસ્કી–સોડા મંગાવું, થોડોક લેશો?"

"ઘણી જ ખુશીથી." ડિટેક્ટિવે અનુમતિ દર્શાવી: "છેલ્લા એક–બે દિવસમાં મારાપર કામનો બોજો એટલો બધો આવી પડયો

છે કે હું બહુ જ શ્રમિત બની ગયો છું. જો કે મારે શારીરિક મહેનત વિશેષ કરવી પડી નથી. મગજમારીનું કામ વિશેષ છે. તમે પણ મારા જેવા જ એક ડિટેક્ટિવ હોવાથી આપણને મગજમારી કેટલી બધી કરવી પડે છે અને તેને પરિણામે આપણને માનસિક શ્રમ કેટલો બધો પહોંચે છે, એની કલ્પના તમને આવી શકશે."

"તમારા જેવો સુપ્રસિદ્ધ ડિટેકટિવ મને પણ પોતાની કક્ષામાં મૂકે છે, એથી હું મારૂં બહુ માન થયેલું સમજું છું." શેરલોક હોમ્સ ગંભીર વદને બોલ્યો: "હવે, કૃપા કરીને આ ચમત્કારપૂર્ણ રહસ્યનો સંતોષપ્રદ અંત તમે કેવી રીતે આણ્યો, એ મને જણાવો.'

ડિટેક્ટિવ એક ખુરસીપર બેઠો. પ્રથમ તેણે સિગાર લઇને સળગાવી. થોડી વારે વ્હીસ્કી–સોડા આવતાં એક ગ્લાસ ભરીને તેનું પાન કરતો તથા વચ્ચે વચ્ચે સિગારનું ચુમ્બન કરી મુખમાંથી ધૂમાડાના ગોટા કાઢતો તે બોલ્યો: "મજા તો એ છે કે પેલો બુબખ લીસ્ટ્રેડ જે પોતાને આ વિષયનો અતિ પ્રવીણ અને ગુન્હાશોધક ખાતામાં ધરડો થયેલો માને છે, તે આ કેસમાં તદ્દન ઉંધે જ માર્ગે ચઢી ગયો છે. તેણે ડ્રેબરના સેક્રેટરી સ્ટેન્ગરસનનો પિછો પકડ્યો છે. મારૂં માનવું એવું છે કે આ ખૂનના ગુન્હામાં જેટલા હું અને તમે નિર્દોષ છીએ, તેટલો જ નિર્દોષ પેલો સ્ટેન્ગરસન પણ છે. હું ધારૂં છું કે અત્યારસુધીમાં તો એ બિચારાને લીસ્ટ્રેડ સાહેબે હાથકડી પણ પહેરાવી દીધી હશે!"

લીસ્ટ્રેડની ભૂલ ભરેલી કલ્પના ગ્રેગસનને એટલી બધી વિચિત્ર લાગી હતી કે તે પ્રસ્તુત કથન કરતાં કરતાં હસ્યો. એટલો બધો હસ્યો કે તેની આંખોપર અશ્રુબિંદુ ઝળકયાં.

"પણ તમે આ ખૂનીનો પત્તો કેવી રીતે મેળવ્યો?" શેર-

લોક હોમ્સ લીસ્ટ્રેડની ભૂલ ભરેલી કલ્પના કરતાં ગ્રેગસનની બહાદૂરીનો વૃતાન્ત જાણવાને વિશેષ ઈન્તેજાર હોવાથી તેણે પ્રસ્તુત પ્રશ્ન કર્યો.

"હું તમને એ સંબંધી બધી હકીકત જણાવીશ. પણ ડોકટર વોટસન! જો જો, ભૂલેચૂકે આ વાત બીજા કોઇને કાને જવી જોઇએ નહિ."

મેં માથું હલાવી આ વિષયમાં મૌન રહેવાની સંમતી આપી દીધી એટલે ગ્રેગસન પોતાના વૃત્તાન્તમાં આગળ વધ્યો: "સહુથી પહેલી મુશ્કેલી તો જેનું ખૂન થયું હતું તે મનુષ્ય અહીં કયે સ્થળે રહેતો હતો એ શોધી કાઢવાને લગતી હતી. બીજો કોઈ હોત તો એ માટે વર્ત્તમાનપત્રોમાં જાહેરખબર આપત, તેના જવાબો ફરી વળત કિંવા તેનું બીજું કોઈ ઓળખીતું પોતાની મેળે તેનું ઠેકાણું જણાવવાને આવત ત્યાં સુધી રાહ જૂવત. પરંતુ ટોબિયાસ ગ્રેગસન એવી રીતે કામ લેનારો માણસ નથી. એ અમેરિકનના શબ પાસે તેની ટોપી પડેલી હતી એ તો તમને યાદ હશે જ?"

"બેશક!" શેરલોક હોમ્સે કહ્યું: "એ ટોપી નવી જ હતી અને તેની અંદરના ભાગમાં 'જહોન અંડરવૂડ એન્ડ સન્સ, ૧૨૯, કેમ્બરવેલ રોડ' એ પ્રમાણે ટોપીઓના વેપારીનું નામ અને ઠેકાણું પણ છાપેલું હતું."

શેરલોક હોમ્સના કથનથી ગ્રેગસન તો આભો જ બની ગયો. તે બોલ્યો: "તમે પણ ટોપીના વેપારીનું નામ જોઇને સ્મરણમાં રાખી લીધું હશે એવી તો મને કલ્પના પણ નહોતી! તમે એ વેપારીની દુકાને ગયા હતા?"

"ના, ના."

હૉમ્સનો નકારદર્શક ઉત્તર મળતાં ગ્રેગસનનો જીવ કાંઈક હેઠે બેઠો. તે, એક શિક્ષક વિદ્યાર્થીને ઉપદેશ આપતો હોય તેવા ભાવપૂર્વક બોલ્યો: "આવા પ્રસંગોમાં કોઈ પણ બાબત ગમે તેવી ક્ષુલ્લક જણાય તો પણ તેના તરફ દુર્લક્ષ કરવું તે કામનું નહિ."

"મોટા મગજવાળા મનુષ્યોની દૃષ્ટિએ કોઈ વસ્તુ નજીવી નથી." શેરલોક હોમ્સે કુત્સિતપણે જવાબ આપ્યો.

"ટોપીઓના વેપારીનું નામ જોવાથી હું અન્ડરવૂડપર ગયો. ત્યાં એ વેપારીને પૂછ્યું કે તેણે એવા ઘાટની ટોપી થોડાક દિવસપર કોઇને વેચી છે. તેણે પોતાની બીલબૂકો તપાસી જોઈ. એ ઉપરથી માલૂમ પડયું કે એવી એક ટોપી તેણે ટોરકવે ટેરેસમાં આવેલા કાર્પેન્ટર બોર્ડિંગ હાઉસમાં રહેતા મી. ડ્રેબર નામના ગૃહસ્થને મોકલાવી હતી. અર્થાત્ મારા યત્નને પરિણામે ડ્રેબર અહીં કયે સ્થળે રહેતો હતો એ હું જાણી શકયો."

'તમારી શોધક બુદ્ધિ અને કાર્યકુશળતાને માટે તમને ધન્યવાદ ઘટે છે." શેરલોક હોમ્સે ઉત્તેજક સ્વરે ગ્રેગસનનું અભિનંદન કર્યું.

"એ ઠેકાણાનો પત્તો મળવાથી પછી મેં મીસીસ કાર્પેન્ટરની મુલાકાત લીધી." ડિટેક્ટિવે પોતાનું કથન આગળ ચલાવ્યું: "હું જ્યારે એ બાઇને મળ્યો ત્યારે તેનો ચ્હેરો ફીક્કો પડી ગયેલો હતો અને તેનાપર મનોવ્યગ્રતાનું ચિહ્ન સ્પષ્ટ રીતે જણાઈ આવતું હતું. તેની દીકરી પણ તે વખતે ત્યાં જ હતી. એ યુવતી તો જાણે સૌંદર્યની પ્રતિમા જ હતી. મેં જ્યારે મીસીસ કાર્પેન્ટર સાથે આ વિષયને લગતી વાતચીત શરૂ કરી ત્યારે એ વૃદ્ધાનું શરીર ભયને લીધે ધ્રૂજવા લાગ્યું અને તેનો ચ્હેરો ઉજળો ફક્ક બની ગયો. તેની

સ્થિતિમાં થયેલો ફેરફાર મારા ધ્યાન બહાર જવા પામ્યો નહિ, અને એ પરથી મને શંકા થઈ કે અહીંઆં પાણી કાંઈક મરેલું લાગે છે. અહા! એ વખતે મારા મનમાં કેટલો બધો આનંદ થયો હશે તેની કલ્પના તમે જ કરી લ્યો. મી. શેરલોક હોમ્સ! તમે પોતે ડિટેકિટવ હોવાથી, જ્યારે કોઈ પણ ગુન્હાનો ભેદ કાઢવાનું ચોક્કસ અને મજબૂત સાધન તમને હાથ લાગે, ત્યારે તમારા અંતરમાં ઉછળતા આનંદનો તમને અનુભવ હશે જ! 'તમારે ત્યાં ક્લેવલેન્ડનિવાસી મી. ઇનોક જે. ડ્રેબર નામના ગૃહસ્થ રહેતા હતા, તેમનું ચમત્કારિક રીતે ખૂન થયાની હકીકત તમારા જાણુવામાં આવી છે?' મેં તે બાઇને પ્રશ્ન કર્યો.

"મીસીસ કાર્પેન્ટરે મારા પ્રશ્નના ઉત્તરમાં માત્ર હકારદર્શક ડોકું ધૂણાવ્યું. તેના મ્હોમાંથી એક પણ શબ્દ નિકળી શકયો નહિ, જ્યારે તેની દીકરી તો ધ્રુસકે ને ધ્રુસકે રોઈ પડી! અત્યારસુધી મારા મનમાં જે શંકા હતી તે વધારે ને વધારે મજબૂત થતી ગઈ કે આ લોકો એ બાબતના સંબંધમાં કાંઈ પણ જાણે છે ખરાં.

"'મી. ડ્રેબર લીવરપૂલ જવાને માટે તમારે ત્યાંથી કેટલા વાગે વિદાય થયા હતા?' મેં બીજો પ્રશ્ન કર્યો.

"'રાત્રીના આઠ વાગે.' મીસીસ કાર્પેન્ટરે પોતાના ભયથી ધ્રૂજતા શરીરને સ્થિર કરવાનો મિથ્યા યત્ન કરતાં જવાબ આપ્યો: 'તેના સેક્રેટરી મી. સ્ટેન્ગરસને કહ્યું હતું કે લીવરપૂલ જવાને માટે બે ટ્રેનો ઉપડે છે. એક સવાનવ વાગે અને બીજી અગીયાર વાગે. પરંતુ મી. ડ્રેબરનો વિચાર પહેલી જ ટ્રેનમાં જવાનો હોવાથી તેઓ આઠ વાગે ત્યાંથી નિકળ્યા હતા.'

'વારૂ, ત્યારપછી એ રાત્રીએ તમે તેમને પુનઃ જોયા હતા?

એટલે કે મી ડ્રૂબર એકલા અથવા તો તે અને સ્ટેન્ગરસન પાછા અહીં આવ્યા હતા?' મેં બીજો પ્રશ્ન કર્યો.

"મારો એ પ્રશ્ન શ્રવણ કરતાં એ સ્ત્રીનું મુખ એકદમ લેવાઈ ગયું. જાણે તે પોતે જ ગુન્હેગાર હોય એવો ભાવ તેના ચ્હેરાપર જણાઈ આવતો હતો. કેટલીક પળ સુધી વિચારગ્રસ્તામાં મૌન રહ્યા બાદ છેવટે ઘણા જ ધીમા અને અસ્પષ્ટ સ્વરે 'હા!' એ એક જ શબ્દ તેણે ઉચ્ચાર્યો.

પુનઃ એકાદ–બે પળ મૌન્ય પથરાઈ ગયું. પછી તેની દીકરી મૌન્યનો ભંગ કરતી શાંતિપૂર્વક મધુર અને સ્પષ્ટ સ્વે તેની માતાને ઉદ્દેશીને બોલી: "બા! હવે એ બાબતપર ઢાંકપિછેડો કરવામાં કાંઈ પણ લાભ નથી. આ ગૃહસ્થ પાસે આપણે ખુલ્લા દિલથી તમામ હકીકત જણાવી દેવી એ જ મને વધારે વાજબી લાગે છે." પછી તે મારી સામે જોઇને બોલી: 'હા, અમે તે પછી પુનઃ મી. ડ્રૂબરને જોયા હતા.'

"'દીકરી! દીકરી! તેં ગજબ કર્યો!'" મીસીસ કાર્પેન્ટર વિલાપ કરતી હતાશ વદને બોલી: 'તારૂં કથન તારા ભાઇને ફાંસીને લાકડે ચઢાવશે–તું જ તેની ઘાતક બનીશ!'

"'મારા સત્ય કથનનું ગમે તે પરિણામ આવો; પરંતુ મારી એટલી તો ખાત્રી છે કે આર્થર ભાઇ પણ આપણને અસત્યવાદી બનેલા જોવાનું પસંદ કરે નહિ.' એ યુવતિએ નિશ્ચયાત્મક સ્વરે કહ્યું.

"પછી મીસીસ કાર્પેન્ટરને ઉદ્દેશી મેં દિલસોજ સ્વરે કહ્યું: 'બાઇ! તમે મારાથી કાંઈ પણ બિના નહિ છૂપાવતાં, તમામ હકીકત મને પૂર્ણપણે જણાવો. તમને ગેરવાજબી રીતે હેરાન કરવાનો મારો લેશ પણ ઇરાદો નથી. હું સરકારી પોલિસખાતાનો ડિટેકિટ-

છું. અમે લોકો ગમે તેવી ગુપ્ત બાતમી મેળવી શકીએ છીએ. એટલે આ બાબતમાં તમે કાંઇ ન કહો, તોપણ કેટલીક બાતમી અમે મેળવી છે અને બીજી અમે મેળવી શકીએ તેમ છીએ. માટે હું તમને એટલી સલાહ આપું છું કે તમે મારાથી જે કાંઈ છૂપાવશો, તે તમારા હક્કને ગેરફાયદો કરનારૂં નિવડશે.'

"'એલિસ! આનું બધું જોખમ તારે શિર છે.' મીસીસ કાર્પેન્ટર તેની દીકરીને ઉદ્દેશીને બોલી. પછી તેણે મારી તરફ ફરીને કહ્યું: 'સાહેબ! તમે ડિટેક્ટિવ હો કે ગમે તે હો, પરંતુ હું હવે તમારાથી કાંઇ પણ હકીકત છૂપાવવા ઇચ્છતી નથી. તમને કદાચ એમ લાગ્યું હશે કે મારા દીકરા આર્થરનો આ ભયાનક બનાવમાં હાથ છે એમ હું જાણતી હોઇશ અને તેથી તે ફસાઇ જવા ન પામે એટલા ખાતર હું મૌન રહેવાનું પસંદ કરતી હોઇશ! પરંતુ એવી કલ્પના તમારે કરવાની જરૂર નથી. કારણ કે મારી ખાત્રી છે કે મારો દિકરો આ બાબતમાં તદ્દન નિર્દોષ છે—તે મનુષ્યનો ઘાત કરવાની હદે પહોંચે એવો નીચ નથી. તેનો સુશીળ સ્વભાવ, અત્યાર સુધીનું તેનું ઉત્તમ વર્ત્તન, જે ખાતામાં તે નોકર છે ત્યાં બધા માણસોની સાથે તેની સમભાવવૃત્તિ, તેણે પોતાના ઉપરીનો તથા પોતાના મિત્રનો મેળવેલો ચાહ, એ બધાપરથી પણ આપને મારા કથનની પ્રતીતિ થશે. તદ્યપિ મને ભય માત્ર એ છે કે જ્યારે તમે મારી હકીકત સાંભળશો ત્યારે તમારી દષ્ટિને તથા તે હકીકત અન્ય મનુષ્યોના જાણવામાં આવતાં તેમની દષ્ટિને મારો પુત્ર આ બનાવમાં સંડોવાયેલો છે એવો ભાસ થયા સિવાય રહેશે નહિ. એ કારણથી જ મૌન્ય ધારણ કરવામાં ડહાપણ છે એમ હું સમજતી હતી.'

"હું બોલ્યો: 'બાઈ હું તમને ખાત્રી આપું છું કે જો તમારો

દીકરો ખરેખર નિર્દોષ જ હશે તો મારા તરફથી તેને રંચ ભાર પણ ઈજા આવવાની નથી. પરંતુ તમારે માટે તો ઉત્તમ માર્ગ એક જ છે, અને તે એ કે જે હકીકત તમારા જાણવામાં હોય તે જરી પણ સંકોચ રાખ્યા સિવાય ખૂલ્લા દિલે મારી પાસે કહી દેવી.'

"'એલિસ! તું હમણાં થોડીવાર બહાર જા, બ્હેન!' મીસીસ કાર્પેન્ટરે સૂચવ્યું. તેની દીકરી બહાર ગયા બાદ તે બોલીઃ સાહેબ! આમાં કેટલીક એવી નાજુક બાબત સમાએલી છે કે જે તમને કહેવાનો મારો ઈરાદો ન હતો. પરંતુ મારી દીકરીએ શરૂઆત કરી દીધેલી હોવાથી હવે મારે માટે બીજો ઉપાય જ રહ્યો નથી. એક વખત તમારી કને હૃદય ખૂલ્લું કરવાનો નિશ્ચય કર્યા પછી એક અક્ષર પણ હું છૂપાવીશ નહિ. મારી આપને માત્ર એટલી વિનતિ છે કે હું જે આપને કહું તેમાંથી જેટલી વિગત આપને ઉપયોગની હોય તેટલી જ બહાર મૂકજો. બાકીનીને આપના હૃદયના ઊંડાણમાં છૂપાવી દેજો.'

"'તમે મારા પર મૂકેલા વિશ્વાસનો હું કદી પણ ભંગ કરનાર નહિ.' મેં તેને ખાત્રી આપી.

"પછી તે કહેવા લાગીઃ 'મી. ડ્રેબર અમારે ત્યાં ત્રણ અઠવાડીયાં રહ્યો હતો. તે તથા તેનો સેક્રેટરી મી. સ્ટેન્ગરસન યુરોપના પ્રવાસે નીકળ્યા હતા. તેમના દરેક ટ્રંક ઉપર 'કોપનહેગન' નું લેબલ મારા જોવામાં આવ્યું હતું. એ પરથી હું સમજી શકી હતી કે આ લોકો કોપનહેગનથી અહીં આવેલા હોવા જોઇએ. સ્ટેન્ગરસન શાંત વૃત્તિનો અને ગંભીર સ્વભાવનો માણસ હતો. પરંતુ તેના શેઠનો સ્વભાવ તેના કરતાં બિલકૂલ ઉલટા જ પ્રકારનો હતો. તેનું વર્તન તદ્દન અસભ્ય હતું, અને ખૂલ્લા શબ્દોમાં કહું તો તે પાશવવૃત્તિને

માણસ હતો. જે દિવસે તે અમારે ત્યાં આવ્યો તે રાત્રીએ તેણે એટલો બધો દારૂ પીધો હતો કે તે તદ્દન છાકટો બની ગયો હતો. ત્યારપછી પણ હમેશાં બપોરના બાર વાગે કે તેના છાકટપણાની માત્રા ચઢવા લાગતી, તે રાત્રીના બાર એક વાગ્યા સુધી ચાલુ રહેતી. અમારા બોર્ડિંગહાઉસમાં કામ કરતી ચાકરડીઓની સાથે તે એક ગૃહસ્થને ન છાજે એટલી બધી છૂટ લેતો. તેમની ઠઠ્ઠામશ્કરી કરતો અને બિભત્સ ચેનચાળા કરવાને પણ ચૂકતો નહિ. એટલું કરીને જ જો તે બંધ રહ્યો હોત તો તો કાંઈ વાંધો ન હતો. પરંતુ એ અસભ્ય માણસ મારી દીકરી એલિસ સાથે પણ વધારે છૂટ લેવા લાગ્યો અને તેની મશ્કરી કરવા લાગ્યો. મારી નિર્દોષ પુત્રીને સંસારનો વા બિલકુલ વાગ્યો નથી. એટલે પ્રથમ તો તે એ દુષ્ટનો હેતુ કળી શકી નહિ. પરંતુ એક દિવસે તે બહુ જ છાકટો બનેલો હતો તે વખતે તેણે મારી દીકરીને પકડી પોતાની તરફ ખેંચી અને બાથ ભરી! તેની એ અસભ્ય વર્ત્તણુંક માટે પાછળથી તેના સેક્રેટરી સ્ટેન્ગરસને તેને સખ્ત ઠપકો આપ્યો હતો અને એ બાબત તેની વતી અમારી માફી પણ માગી હતી '

"'પરંતુ એ બધુ તમે શા માટે સહન કરી લીધું?' હું બોલ્યો: "જો તમે ધારત તો તેને નોટિસ આપીને એક કલાકમાં તમારા મકાનમાંથી ચાલ્યા જવાની ફરજ પાડી શકત.'

"મારી એ સૂચનાથી મીસીસ કાર્પેન્ટરનો ચ્હેરો શરમને લીધે મ્લાન બની ગયો. તે બોલી: 'અત્યારે મને એમ થાય છે કે તે આવ્યો તે જ દિવસે મેં જો તેને નોટિસ આપીને બહાર ધકેલી કાઢ્યો હોત તો સારૂ પરંતુ પૈસાની લાલચને લીધે એવું કરવાનું મને મૂર્ખીને ન સૂઝયું. એ લોકો બન્નેના રોજના બે પાઉન્ડ અમને

આપતા હતા. એટલે એક અઠવાડિયાના ચૌદ પાઉન્ડ થયા. વળી અત્યારે મોસમ પણ મંદી છે. એવા સમયે અઠવાડિયાના ચૌદ પાઉન્ડ ગૂમાવવાનું મન કેવી રીતે થાય? હું ઘણા વખતથી વિધવા થયેલી છું. મારી પાસેની મૂડીનો મોટો ભાગ મારાં છોકરાંઓને કેળવણી આપવામાં મેં ખર્ચી નાખ્યો છે. તેમ જ મારા દીકરાનો પગાર પણ એટલો બધો નથી કે જેમાં અમારૂં—આખા કુટુંબનું ગુજરાન નભી શકે. એ કારણથી જ બોર્ડિંગહાઉસ ખોલવાની મને ફરજ પડી છે. એ બધાં કારણોને લઇને લાચારીની સાથે તેની અસભ્ય વર્તણુક મેં ચલાવી લીધી. પરંતુ આ છેલ્લા પ્રસંગથી મને બહુ જ માઠું લાગ્યું અને મેં તેને મારા બોર્ડિંગહાઉસમાંથી ચાલ્યા જવાની નોટિસ આપી. તેમનું અહીંથી જવાનું એ જ કારણ હતું.'

"'વારૂ, પછી?'

"'જ્યારે તે મારા મકાનમાંથી વિદાય થયો ત્યારે મારૂં હૃદય હલકું થયું. હાલમાં મારો દીકરો રજા ઉપર આવેલો છે. પરંતુ તેનો સ્વભાવ તામસી છે, અને તે પોતાની બ્હેનને એટલો બધો ચાહે છે, કે જો હું તેને ડ્રેબરના એલિસ પ્રત્યેના અસભ્ય વર્તનની હકીકત જણાવીશ, તો એ કાંઇક ઉંધુંચતું કરી નાખશે, એવા ભયથી મેં આર્થરને આમાંનું કશું પણ જણાવ્યું ન હતું. જ્યારે એ બન્ને જણા મારે ત્યાંથી ગયા ત્યારે મારા મગજ ઉપરનો મોટો બોજો ઓછો થયેલો લાગ્યો. મેં ધાર્યું કે હવે એ દુરાત્મા તરફથી વિશેષ સંકટ સહન કરવું પડશે નહિ! પરંતુ અફસોસ! મારી ધારણામાં હું ઠગાણી. લગભગ એકાદ કલાક વીતી ગયા બાદ નીચે ઘંટડીનો અવાજ સંભળાયો અને મારા જાણવામાં આવ્યું કે ડ્રેબર એકલો પાછો આવ્યો છે. એ વખતે તે અત્યંત ઉશ્કેરાઇ ગયેલો દેખાતો હતો

અને તેના મ્હોંમાંથી દારૂ પણ પુષ્કળ છાકયા કરતો હતો. જે ઓરડામાં હું અને મારી દીકરી બેઠેલાં હતાં ત્યાં તે ગાંડાની માફક ધસમસ્યો આવી લાગ્યો અને સવાનવ વાગ્યાની ટ્રેન ચૂકી જવાથી પોતે પાછો આવ્યો છે, એવી મતલબનો ખુલાસો ગલ્લાંતલ્લાં કરતાં તેણે કર્યો તત્પશ્ચાત્ તે એલિસની તરફ ફર્યો અને મારી પણ શરમ નહિ રાખતાં તેને પોતાની સાથે ચાલી આવવાનો આગ્રહ કરવા લાગ્યો. તે બોલ્યોઃ—તું ઉમર લાયક થયેલી છે. એટલે કાયદેસર મારી સાથે આવતાં કોઈ પણ તને અટકાવી શકે તેમ નથી. મારી પાસે પૈસા પુષ્કળ છે. ગમે તેટલું ખર્ચ આપણે કરીશું તો પણ આપણને વાંધો આવે તેમ નથી. આ ડોકરીનો જરા પણ ડર રાખ્યા વગર તું તૈયાર થઈ જા, એટલે આપણે અહીંથી ચાલ્યા જઇએ. મારી સાથે એક રાજરાણી કરતાં પણ વધારે સુખ તને મળશે.— બાપડી એલિસ એટલી બધી ભયભીત બની ગઈ હતી કે તે એ બદમાશથી દૂર ન્હાસવાનો પ્રયત્ન કરતી હતી. પરંતુ એ દુષ્ટે તેનું કાંડું પકડીને જોરજૂલ્મથી તેને બારણા તરફ લઇ જવા માંડી. એ જોઇને મેં ચિત્કાર કર્યો અને બીજી જ પળે મારો દીકરો આર્થર ઓરડામાં દાખલ થયો. ત્યારપછી શું બન્યું તે મારા જોવામાં આવ્યું ન હતું. કારણ કે હું ભયની મારી ટેબલપર માથું નાખી દઇ, ડુસકા ભરતી ખૂરસીપર બેઠી હતી. માત્ર એકબીજા વચ્ચે થતી બોલાચાલી મારા સાંભળવામાં આવી હતી. જ્યારે મેં માથું ઉચું કર્યું ત્યારે આર્થરને હાથમાં લાકડી ઝાલીને હસતો બારણા વચ્ચે ઊભેલો જોયો. તે બોલ્યોઃ ‘હવે એ બેટો ફરીથી આ મકાનના ઉમરામાં પગ મૂકવાની હિમ્મત કરશે નહિ! હું તેની પાછળ જઉં છું અને મારી લાકડીના ઝપાટાનો પૂરનો સ્વાદ ચખાડું છું.’ એમ

કહીને તે ટેબલપર મૂકેલી પોતાની ટોપી લઇને હું તેને અટકાવી શકું તે પહેલાં તો બહાર ચાલ્યો ગયો. બીજે રોજ સ્હવારે મી. ડ્રેબરના ચમત્કારિક રીતે થયેલા ખૂનની હકીકત અમારા સાંભળવામાં આવી.'

"આ બધી વિગત જણાવતી વખતે મીસીસ કાર્પેન્ટરે વચ્ચે વચ્ચે કેટલીયે વાર વિસામો લીધો છે. કોઇ કોઇ વાર અટકીને તે વિચારનિમગ્ન બની જતી, અને કોઇ વાર એટલા ધીમા સ્વરે બોલતી કે હું બરોબર સાંભળી પણ શકતો નહિ. મેં મિતાક્ષરી (Short-hand) પદ્ધતિથી તેના કથનની નોંધ કરી લીધેલી હોવાને લીધે તેમાંની કાંઇ પણ વિગત ભૂલાઇ જવાનો સંભવ નથી."

"તમે જો એક નવલકથાકાર હો તો તમારા વાચકોનું દિલ ઉશ્કેરી મેલે એવો ચિત્તાકર્ષક પ્લોટ રસિક બાનીમાં રજુ કરી શકો ખરા." શેરલોક હોમ્સે સ્મિત કરતાં કહ્યું: "વારૂ, પછી તમે શું કર્યું?"

"જ્યારે મીસીસ કાર્પેન્ટર બોલતી બંધ પડી ગઇ," ડિટેકિટવ ગ્રેગસને પોતાના કથાનકના ઉપસંહારનો પ્રારંભ કર્યો: "ત્યારે તેણે જણાવેલી વિગત પુનઃ સાદ્યાન્ત મારા મગજમાં હું યાદ કરી ગયો. એ પરથી મને જણાયું કે માત્ર એક જ મુદ્દાનો ખુલાસો થાય તો આ કેસનો ભેદ ખૂલી શકે તેમ છે. એટલે તે મુદ્દાનું સ્પષ્ટિકરણ કરવાના હેતુથી તેની આંખો સામે દૃષ્ટિ રાખીને મેં તેને પ્રશ્ન કર્યો:

'તમારો દીકરો ટોપી પહેરીને બહાર ગયો એમ તમે હમણાં જણાવ્યું. તે પછી પાછો ઘેર કેટલા વાગે આવ્યો?'

"'એની મને યાદ નથી.' તેણે જવાબ આપ્યો.

"'તમને ખબર નથી!' મેં આશ્ચર્ય વ્યક્ત કર્યું.

"'હા, હું ખરૂં જ કહું છું. બારણાના ઉલાળાની એક ચાવી

તેની પાસે પણ રહે છે. એથી તે ગમે તે વખતે વ્હેલો મોડો આવે તો પણ પોતાની મેળે બારણું ઉઘાડીને પોતાના ઓરડામાં ચાલ્યો જાય છે.' તેણે ખુલાસો કર્યો.

"'પરંતુ એટલું તો ખરૂં કે તમે સૂઈ ગયા તે પહેલાં તો આવેલો નહિ જ. કેમકે જો તમે જાગતાં હો તો તેના આવ્યાની ખબર તમને પડયા સિવાય ન રહે.' મેં બીજો માર્ગ પકડયો.

"'હા, મારા સૂઈ ગયા પછી જ તે આવેલો.' મીસીસ કાર્પેન્ટર બોલી.

"'તમે તે રોજ કેટલા વાગે સૂઈ ગયેલાં?' મેં પૂછયું.

"'આશરે અગીયાર વાગે!'

"'એ હિસાબે તમારો દીકરો બે કલાક બહાર રહેલો હોવો જોઇએ?'

"'હા!'

"'કદાચ એને બદલે ચ.ર કે પાંચ કલાક બહાર રહ્યો હોય અને રાત્રીયે એક કિંવા બે વાગ્યા પછી બહારથી ઘેર આવ્યો હોય તો પણ બનવાજોગ ખરૂં?' હું મારા મુદ્દાને અનુલક્ષીને બોલ્યો.

"'હા!'

"'એટલો સમય તે કયાં હતો અને શું કરતો હતો?'

"'એ મારા જાણવામાં નથી.' તે બોલી. પરંતુ એ વખતે તેનો ચ્હેરો ઉજળો પુણી જેવો બની ગયો હતો અને તેના હોઠ ધ્રૂજતા હતા.

"એ વૃદ્ધા પાસેથી વિશેષ કાંઈ પણ જાણવાનું મળી શકે તેમ ન હતું: હવે મારે માટે એક જ માર્ગ રહ્યો હતો અને તે વિના વિલંબે લેફ્ટેનન્ટ કાર્પેન્ટરને પરહેજ કરવાનો. કેમકે જો તેને મારી

હિલચાલની તેની માતા કે બ્હેનદ્વારા જાણુ થઈ જાય તો તે છટકી જવાનો સંભવ હતો. લેફ્ટેનન્ટ કાર્પેન્ટર એ વખતે જે સ્થળે હતો તે સ્થળનો પત્તો મેં મેળવ્યો અને બે પોલિસ કોન્સ્ટેબલોની સાથે ત્યાં જઇને તેને ગીરફ્તાર કરી દીધો. તેના ખભાપર હાથ મૂકી મેં તેને કશા પણુ વિરોધ વગર અમારે તાબે થવાની સૂચના કરી. તે વખતે તે બોલ્યો: 'હું ધારૂં છું કે પેલા પાજી ડ્રેબરના ખૂનમાં મારો હાથ છે, એવી શંકાપરથી તમે મને પહરેજ કરો છો!' અમે તેને એ વિષયમાં એક શબ્દ સરખો અગાઉથી કહ્યો ન હતો. તેમ છતાં પણુ તે અમારો હેતુ કળી ગયો; એ પરથી પણુ તેણે જ ડ્રેબરનું ખૂન કરેલું હોવાની અમારી શંકા મજબૂત થાય છે."

"શંકાને સ્થાન તો ખરૂં જ!" શેરલોક હોમ્સે કહ્યું.

"મીસીસ કાર્પેન્ટરના ઓરડામાં તેને ડ્રેબરની સાથે બોલાચાલી થયેલી તે વખતે તેના હાથમાં જે લાકડી હોવાનું તેની માએ જણાવ્યું હતું તે લાકડી અમે તેને પકડયો ત્યારે પણુ તેની પાસે હતી. તે ઑાક જાતના લાકડાની જાડી અને લંબાઇમાં સાધારણુ લાકડીઓ કરતાં સ્હેજ ટુંકી પરંતુ વજનદાર છે."

"પરંતુ ખૂની એ જ છે, એવું અનુમાન કરવાને તમારી પાસે કાંઇ આધાર છે ખરો?" હોમ્સે ગ્રેગસનને પ્રશ્ન કર્યો.

"જે બધી હકીકત મારા સાંભળવામાં આવી, એ ઉપરથી હું જે નિર્ણયપર આવ્યો છું તે તમને જણાવીશ. મારી કલ્પના એવી છે કે આર્થરે ડ્રેબરનો પીછો પકડયા બાદ તે બન્ને પુનઃ ક્લિફ્સ્ટન-રોડ ઉપર એકઠા થઈ ગયા હશે. ત્યાં ફરીથી એ બે જણા વચ્ચે વાગ્યુદ્ધ થયું હશે. તે દરમ્યાન આર્થરે ડ્રેબરને તેના પેડુમાં લાકડીનો ફટકો લગાવ્યો હશે. એથી તેને કળ ચઢવાથી તે જમીનપર પડી

ગયો હશે અને તેને જ પરિણામે મરણ પામ્યો હશે. વળી એથી મરનારના શરીરપર જખમનું કાંઈ ચિહ્ન રહેવાનો પણ સંભવ નથી. રાત્રીએ વર્ષાદ હોવાથી એ રસ્તાપર કોઈ મનુષ્ય હોવાનો પણ સંભવ ન હતો. એટલે કાર્પેન્ટરનું એ કૃત્ય કોઈ જોઈ શક્યું નહિ. પછી તે ડ્રેબરના શબને ઘસડીને પેલા ખાલી મકાનમાં લઈ જઇને ત્યાં મૂકી આવ્યો હશે. સળગતી મીણબતી, ઓરડામાં જમીન ઉપર લોહીનાં પડેલાં ટીપાં, દિવાલ ઉપર લખેલો શબ્દ અને પેલી વીંટી—એ બધી બનાવટ ખૂનીએ પોલિસને ખોટે રસ્તે દોરવાને ખાતર કરેલી હોવી જોઇએ એવું મારૂં માનવું છે."

"શાહબાશ!" હોમ્સ ઉત્તેજક સ્વરે બોલ્યો: "ખરેખર, ગ્રેગસન! તર્કપ્રણાલિમાં ઊંડા ઉતરવાની તમારી શક્તિ ઉત્તરોત્તર વિકસતી જાય છે. હું ધારૂં છું કે ભવિષ્યમાં તમે તમારી શોધક બુદ્ધિ અને તર્કશક્તિનો તમારા કાર્યમાં સારો ઉપયોગ કરી શકશો."

"આત્મશ્લાઘાની દરકાર કર્યા સિવાય હું કહીશ કે આ શોધ મેં અતિ કૌશલ્યપૂર્વક કીધેલી છે." ડિટેકિટવ આત્મભિમાનપૂર્વક બોલ્યો: "જ્યારે અમે આર્થર કાર્પેન્ટરને પોલિસચોકીએ લઈ ગયા ત્યારે અમે પૃચ્છા કર્યા સિવાય તેણે સ્વેચ્છાથી અમને જણાવ્યું હતું કે 'થોડીક વાર સુધી હું ડ્રેબરની પાછળ પાછળ ગયો ત્યારબાદ તે મને જોઈ ગયો; એટલે તેણે પુનઃ મારો ભેટો ન થાય એવા ઈરાદાથી પસાર થઈ જવાનો વિચાર કરીને એક ગાડી ભાડે કરી લીધી. તેની ગાડી પસાર થઈ ગઈ એટલે હું પણ તેની પાછળ પડવાનું છોડી દઇને પુનઃ ઘર તરફ આવવાને નિકળ્યો. માર્ગમાં મને એક મારો જૂનો લાગઅંધ મળી આવ્યો. એટલે અમે બન્ને ફરવા નિકળી પડયા. એથી મને ઘેર આવતાં વાર લાગી હતી.' તેના એ ખુલાસાથી એ

ભાઈબંધનું ઠેકાણું જણાવવાનું તેને મેં કહ્યું. પરંતુ મારા એ પ્રશ્નનો કાર્પેન્ટર સંતોષકારક ઉત્તર આપી શકયો નહિ. મને તો આ કેસમાં હમણાં જે તર્કપ્રણાલિ હું જણાવી ગયો તે તદ્દન વાસ્તવિક અને બંધ બેસતી લાગે છે. લીસ્ટ્રેડનો વિચાર આવતાં મને ખરેખર રમુજ ઉપજે છે. તે તદ્દન ઉંધે રસ્તે દોરવાઈ ગયો છે. મને નથી લાગતું કે તે કાંઈ નવીન શોધ કરી શકયો હોય. અરે! આ કોણ? લીસ્ટ્રેડ! અમે હમણાં તમારી જ વાત કરતા હતા!"

હા, એ લીસ્ટ્રેડ જ હતો. અમે વાતોમાં રોકાયલા હોવાથી સીડીપર ચડતાં તેના પગના ધબકારાનો અવાજ સાંભળી શકયા ન હતા. તે દિવાનખાનામાં દાખલ થયો ત વખતે તેની મુખમુદ્રા ઉપર નિરાશા અને ઉદ્વેગનું ચિહ્ન જણાતું હતું. તેમ જ તેનો પોશાક પણ અવ્યવસ્થિત અને ચોળાયેલો હતો. તે પોતાની તપાસના સંબંધમાં શેરલોક હોમ્સની સલાહ લેવાને માટે આવેલો હોય એમ લાગતું હતું. પરંતુ ગ્રેગસનને જોતાં તેના મનમાં કચવાટ પેદા થયેલો દેખાયો. તે દિવાનખાનાના મધ્ય ભાગમાં ઊભો રહ્યો અને હાથમાં પકડેલી ટોપીને આમતેમ હલાવતો બોલ્યો: "આ એક અપૂર્વ અને વિચિત્ર પ્રકારનો કેસ છે! આપણે તેમાં જેમ જેમ ઊંડા ઉતરીયે છીએ, તેમ તેમ વધુ ને વધુ ગુંચવારો ઉપસ્થિત થાય છે!"



## પ્રકરણ ૧૪ મું.

### લીસ્ટ્રેડની કહાણી.

"તમને આ કેસમાં ગુંચવારો વધતો જણાય છે?" વિજયશ્રી ચમકાવતો ગ્રેગસન મશ્કરીની ઢબથી બોલ્યો: "એવા નિર્ણયપર તમે આવવાના, એમ મેં પ્રથમથી જ ધાર્યું હતું. તમે ડ્રેબરના સેક્રેટરી જોસફ સ્ટેન્ગરસનને શોધી કાઢ્યો?"

"બિચારા જોસફ સ્ટેન્ગરસનનું હાલીડેની ખાનગી હોટેલમાં આજે સ્હવારના આશરે છ વાગે ખૂન થયું છે!" લીસ્ટ્રેડે દીલગીરીભર્યા સાદે કહ્યું.

તેણે જણાવેલા આ અણધારેલા આકસ્મિક વર્તમાનની અમારા ત્રણેનાં મન ઉપર એટલી બધી અસર થઈ કે થે ડીક વાર સુધી તો અમે મૂંગા જ બની ગયા. તેમાંયે એ સમાચારે સહુથી વધારે અસર તો ગ્રેગસન ઉપર કરેલી હતી. તે ખૂરસીપરથી ઉઠયો—કુદ્યો એમ કહુ તો પણ ચાલે, અને તેના હાથમાંનો વ્હીસ્કીસોડાનો ગ્લાસ જમીનપર પડીને ફૂટી ગયો. શેરલોક હોમ્સ કાંઇક ઊંડા વિચારમાં ગુંથાઇ ગયો હોય, એવું તેના ચ્હેરાપરથી માલૂમ પડતું હતું. તે દાંત વચ્ચે નીચલા હોઠને દબાવતો, નેત્રોને અર્ધવટ ખુલ્લાં રાખી ખૂરસીપર અઢેલાઇને પડયો.

"સ્ટેન્ગરસનનું પણ ખૂન થયું!" હોમ્સે મૌનનો ભંગ કર્યો: "કેસ ઘટ બનતો જાય છે!"

"બનતો જાય છે શું, પ્રથમથી જ ઘટ બનેલો છે." લીસ્ટ્રેડ

ખુરસીપર બેસતાં બોલ્યો: "જ્યારે આ કેસમાં સમાયેલા રહસ્યનો હું વિચાર કરૂં છું, ત્યારે મને એમ લાગે છે કે બે સરખા બળવાળા પક્ષો વચ્ચે ચાલતા યુદ્ધને સમાવી બન્ને વચ્ચે સુલેહ કરાવવામાં જેટલા કૌશલ્યની જરૂર પડે, તેટલી કુશળતાની આ ખૂનના રહસ્યને પ્રકટ કરવામાં જરૂર છે."

"પણ-પણ સ્ટેન્ગરસનનું ખૂન થયાની તમને ચોક્કસ ખાત્રી છે? ગ્રેગસને તૂટક સ્વરે પ્રશ્ન કર્યો.

"ખાત્રી? અરે જે ઓરડામાં તે પડેલો છે ત્યાંથી જ હું ચાલ્યો આવું છું ને!" લીસ્ટ્રેડે આશ્ચર્ય વ્યક્ત કરતાં કહ્યું: "તેનું ખૂન થયેલું છે, એ બાબતની શોધ મેં જ પહેલવહેલી કરી."

"અત્યારસુધી આ કેસના સંબંધમાં ગ્રેગસનનો અભિપ્રાય અમે સાંભળતા હતા." શેરલોક હોમ્સ પોતાની સ્વભાવસિદ્ધ શાંતિપૂર્વક બોલ્યો: "હવે જો તમને હરકત ન હોય તો તમે તમારી તપાસ કેવી રીતે ચલાવી અને તેમાં કયાં સુધી આગળ વધ્યા છો તે જણાવો."

"ઘણી જ ખુશીથી-એટલા માટે જ હું તમારી પાસે આવ્યો છું." લીસ્ટ્રેડ બરોબર સ્વસ્થ થતો બોલ્યો: "હું વિનાસંકોચે કબૂલ કરૂં છું કે ડ્રેબરના ખૂનમાં સ્ટેન્ગરસનનો હાથ હોવો જોઇએ એવો મારો અભિપ્રાય હતો. પરંતુ જ્યારે તેનું ખૂન થયાનું મારા જાણવામાં આવ્યું ત્યારે એ અભિપ્રાય બાંધવામાં મેં ભૂલ કરી હતી એમ જણાઈ આવ્યું. વારૂ, હવે મારો વૃત્તાન્ત જણાવું. સ્ટેન્ગરસનને માટે મને શક હોવાથી સ્વાભાવિક રીતે જ તેનો પત્તો મેળવવાના કામ તરફ મેં લક્ષ આપ્યું. ગયા પરમ રોજ એટલે તા. ૩જી માર્ચના રોજ સ્હાંજના આઠ વાગે તેઓ બન્ને સાથે યુસ્ટન સ્ટેશન

ઉપર જોવામાં આવ્યા હતા. ત્યારપછી રાત્રીના બે વાગે બ્રિકસ્ટન રોડ ઉપરના મકાનમાં ડ્રેબરનું ખૂન થયું ! હવે મારા મગજમાં એક પ્રશ્ન રહ્યો હતો. સ્હાંજના સ્હાડાઆઠથી રાત્રીના બે વાગ્યા સુધી સ્ટેન્ગરસન કયાં હતો અને ત્યારપછી તેનું શું થયું એ શોધી કાઢવામાં આવે તો કેસનો નિવેડો જલ્દી આવી જાય. મેં લીવરપુલની પોલિસ ઉપર તાર કર્યો. તેમાં સ્ટેન્ગરસનનું બની શકયું તેટલું વર્ણન આપીને સૂચના કરી હતી કે અમેરિકા તરફ જતી દરેક બોટ ઉપર પાકી તપાસ રાખવી કે તે એ બોટમાંની એકાદીમાં પસાર થઇ જવા પામે નહિ. ત્યારપછી યુસ્ટન સ્ટેશનની નજીકમાં જેટલી હોટેલો અને નિવાસગૃહ હતાં તે દરેકમાં મેં તપાસ ચાલુ કરી. કેમકે મેં એવો વિચાર કર્યો કે જો ડ્રેબર અને સ્ટેન્ગરસન યુસ્ટન સ્ટેશન ઉપરથી જુદા પડયા હોય તો સ્વાભાવિક રીતે જ સ્ટેન્ગરસનનું વલણ સ્ટેશનની નજીકની હોટેલમાં રાત્રી પસાર કરવા તરફ થાય, કે જેથી તે સ્હવારે વ્હેલો સ્ટેશન ઉપર આવી શકે.”

“ કદાચ તેમણે બન્ને જ અમુક સ્થળે પુનઃ મળવું, એવો નિશ્ચય સ્ટેશનપરથી છૂટા પડતા પહેલાં કર્યો હોય એ બનવાજોગ છે.” હોમ્સે સૂચવ્યું.

“ તમારૂં કહેવું તદ્દન ખરૂં છે, એ જ પ્રમાણે બન્યું હતું. ગઈ કાલે સ્હાંજે અને મોડી રાત્રી સુધી ચલાવેલી તપાસનું કાંઇ પણ ફળ નિષ્પન્ન થયું નહિ; પરંતુ એથી કાંઇ હું નિરાશ બની ગયો નહિ. આજે સ્હવારે હું વ્હેલો ઉઠયો અને મેં પુનઃ તપાસનો પ્રારંભ કર્યો. લગભગ આઠ વાગે હું લીટલ જયોર્જ સ્ટ્રીટમાં આવેલી હાલીડેની ખાનગી હોટેલમાં જઈ પહોંચ્યો.

મી. સ્ટેન્ગરસન નામના ગૃહસ્થ અહીં રહે છે, એવા મારા

પ્રશ્નનો મને હક્કારમાં જવાબ મળ્યો.

"તે હોટેલનો એક માણસ બોલ્યો: 'જે ગૃહસ્થની મી. સ્ટે-ન્ગરસન રાહ જૂએ છે, તે આપ પોતે જ હશો. બે દિવસથી તેઓ આપના આગમનની પ્રતીક્ષા કર્યા કરે છે.'

" 'તે અત્યારે હોટેલમાં જ છે?' એ માણસની ભૂલ ભાગ-વાની દરકાર નહિ કરતાં મેં તેને પ્રશ્ન કર્યો.

" 'હાજી! મેડા ઉપર તેમના ખંડમાં સૂતા હશે. તેમણે પોતાને નવ વાગે ઉઠાડવાનુ જણાવ્યું હતું.'

" 'કાંઈ ચિંતા નહિ. હું જાતે જ તેમની પાસે જઇને તેમને જગાડીશ.' મેં કહ્યું.

"મારી એવી કલ્પના હતી કે તે અચાનક મને જોઇને ગભ-રાઈ જશે અને ગભરાટમાં અમુક શબ્દો એવા બોલી નાખશે કે જે શબ્દો કદાચ માર્ગદર્શક થઇ પડશે. હોટેલનો માણસ સ્ટેન્ગરસનનો ઓરડો બતાવવાને આગળ થયો. તે ઓરડો બીજા માળપર આવેલો હતો; અને દાદરાથી તે ઓરડા સુધી જવાને એક લાંબી ચાલ હતી. હોટેલના માણસે મને સ્ટેન્ગરસનનો ઓરડો બતાવ્યો અને તે પાછો નીચે જતો હતો તે પહેલાં બારણા પાસે જે દેખાવ મારી દૃષ્ટિએ પડયો, તેથી હું ચમકી ગયો. તે દ્વાર પાસેથી એક લાલ રંગનો લીસોટો ચાલમાં પડી રહેલો દેખાયો. એ લીસોટો રક્તનો જ હતો અને લોહી પણ તદ્દન સૂકાઇ ગયું ન હતું. એ દૃશ્ય જોતાં મારા મુખમાંથી ચિત્કાર નિકળી ગયો. તે સાંભળીને પેલો માણસ નીચે ઉતરતો હતો તે પાછો ફર્યો અને મારી પાસે આવ્યો. તેણે જ્યારે પેલો લોહીનો લીસોટો જોયો ત્યારે એ બિચારો તો હેબતાઈ જ ગયો. બારણાં બંધ હતાં અને અંદરથી ચાવી દીધેલી લાગતી હતી.

પરંતુ અમે બન્ને જણાએ જોરપૂર્વક હડસેલા મારવાથી બારણાં ખૂલી ગયાં. ઓરડાની એક બારી ખૂલ્લી હતી અને એ બારી પાસે એક મનુષ્ય પડેલો હતો. તેનાપર રાત્રે સૂતી વખતે ધારણ કરેલો પોશાક હતો. એ મનુષ્યનાં ઠંડાગાર બની ગયેલાં અવયવોપરથી એવો ભાસ થયો કે તે કેટલાક સમય પહેલાં મૃત્યુ પામેલો હોવો જોઇએ. તેનું મુખ જમીન તરફ હતું. અમે બે જણાએ થઈને તેને ફેરવ્યો એટલે પેલો તુરત તેને ઓળખી ગયો અને બોલ્યોઃ "આ તો મી. જોસફ સ્ટેન્ગરસન! જે આપની રાહ જોતા હતા તે જ!' એ શબને તપાસતાં તેની ડાબા પડખાની પાંસળીમાં કોઇ તિક્ષ્ણ હથિયારવડે ઊંડો ઘા કરેલો હોય, એમ લાગ્યું. એ ઘા હૃદય સુધી પણ પહોંચ્યો હોય તો ના નહિ. પરંતુ વિચિત્ર અને આશ્ચર્યકારક ઘટના તો હજી હવે આવે છે. એ ચમત્કારિક ઘટના શી હશે, તે વિષયમાં તમે કાંઇ કલ્પના કરી શકો છો, મી. શેરલોક હોમ્સ ?"

લીસ્ટ્રેડના કથનથી મારા મનમાં એમ થયું કે સ્ટેન્ગરસનના ખૂન કરતાં પણ કાંઇક વિશેષ ભયંકર બનાવના સંબંધમાં તે કહેવા ઇચ્છતો હશે. એ કલ્પનાથી મારા અંગપરના વાળ ખડા થઈ ગયા અને ભીતિની આગાહીથી મારૂં શરીર કમકમવા લાગ્યું. પરંતુ તે જ વેળાએ હોમ્સે પોતાને કરવામાં આવેલા પ્રશ્નનો જવાબ આપ્યોઃ "લોહીવડે 'રેશ (RACAE)' શબ્દ હિવાલપર લખેલો તમારા જોવામાં આવ્યો, ખરૂંને ?"

"હા, એ જ!" લીસ્ટ્રેડ નરમ અને આશ્ચર્યપૂર્ણ સ્વરે બોલ્યો. જે ઘટનાને પોતે આશ્ચર્યકારક અને ચમત્કારિક વિશેષણો લગાડયાં હતાં, તે ઘટનાની કલ્પના શેરલોક હોમ્સને આવી શકશે નહિ, એવા હેતુથી જ તેણે પ્રસ્તુત પ્રશ્ન કર્યો હતો. પરંતુ તેનો એ

હેતુ બર આવી ન શકયો. એથી તે સ્હેજ ઝંખવાણો પડી ગયેલો દેખાયો. થોડીક પળ અમે સર્વ મૌન રહ્યા.

આ નહિ જણાયેલા ખૂનીએ એકેક દિવસને અંતરે બે ખૂનો કર્યાં હતાં, એ બન્ને બનાવોમાં કેટલીક બાબતોની એકવાક્યતા જણાઈ આવતી હતી.

પ્રથમની માફક બીજી વખત પણ 'રેશ' શબ્દ રક્તાક્ષરે લખવામાં ખૂનીનો ખાસ હેતુ હોવો જોઇએ એમ સ્પષ્ટ થતું હતું. પરંતુ તેનો એ હેતુ કળી શકતો ન હતો, અને તેથી જ આ ખૂનોની ભિષણતા અમારી દૃષ્ટિએ વૃદ્ધિંગત થતી હતી. યુદ્ધના મેદાનમાં તોપોના ધડાકાથી કે જખમાયેલા સૈનિકોના આર્ત્તનાદથી કદી પણ મને ધ્રુજરી છૂટી ન હતી. પરંતુ આ બનાવના વિચાર માત્રથી જ મારૂં મન ભયભીત બની જતું અને મારા શરીરમાં ઉકરાંટા આવવા લાગતા.

લીસ્ટ્રેડે પોતાનો વૃતાંત ચાલુ કરતા કહ્યું: "પરંતુ સદ્‌ભાગ્યે એ ખૂની જોવામાં આવ્યો હતો. એક દુધ વેચનારો છોકરો પોતાની ડેરી તરફ પાછો ફરતો હતો, ત્યારે તે આ હોટેલની પાછળની ગલીમાં થઇને પસાર થતો હતો. તે વખતે હોટેલના બીજા માળની એક બારી ખોલેલી તેના જોવામાં આવી હતી અને તે બારીની અડોઅડ એક લાંબી નિસરણી ઊભી કરેલી હતી. તેણે એ નિસરણી પાસેથી પસાર થઈ ગયા બાદ પાછળ ફરીને જોયું તો એ નિસરણીપરથી એક માણસ નીચે ઉતરતો તેના જોવામાં આવ્યો. તે એટલી શાંતિ અને નિઃસંકોચપણે નીચે ઉતરી આવ્યો કે જેથી એ દુધ વેચનારના મનમાં સ્હેજ પણ શંકાનો ઉદ્‌ભવ થવા પામ્યો નહિ. તેણે તો તેને સુતાર કે એવો જ કોઈ બીજો કામદાર ધારી લીધો, અને એ હે.૧૭

લમાં રિપેર કામને માટે આવેલો હોવો જોઈએ એવી કલ્પના કરી લીધી. તદપિ એના મનમાં એટલું તો થયું કે એ આટલો બધો વ્હેલો કામપર શા માટે આવ્યો હશે? તે માણુસ કેવો હતો અને તેણે શું પહેર્યું હતું એ સંબંધમાં કરેલા પ્રશ્નના જવાબમાં દુધ વેચનારે જણાવ્યું હતું કે 'તે ઉંચો અને કદાવર દેખાતો હતો. તેનું મુખ ઘઉંવર્ણું હતું અને તેણે ભૂરો ઓવરકોટ પહેર્યો હતો.' ખૂન કર્યા પછી ખૂની થોડોક સમય તે ઓરડામાં રોકાયો હશે. કેમકે ત્યાં એક તબકમાં ભરેલું પાણી લોહીના ભેગવાળું જણાતું હતું. એ પરથી એવી કલ્પના કરી શકાય છે કે તેણે ખૂન કર્યા બાદ પોતાના લોહીથી ખરડાયેલા હાથ એ તબકમાં ધોયા હશે. તેજ પ્રમાણે બિછાનાની ચાદર વડે છરી ઉપરના લોહીના ડાઘ સાફ કર્યાનું ચિહ્ન પણ દેખાય છે."

ખૂનીનું વર્ણન શ્રવણ કરતી વેળાએ મેં શેરલોક હોમ્સની સામે જોયું. કેમકે એ આબેહૂબ શેરલોક હોમ્સે કરેલા વર્ણનની સાથે મળતું આવતું હતું. પરંતુ તેના ચ્હેરાપરથી સંતોષ કિંવા નિરાશા બેમાંથી એક પણ ભાવ દશ્ય થતો ન હતો. તેની મુખમુદ્રા કેવળ પ્રશાંત અને ગંભીર હતી.

તેણે લીસ્ટ્રેડને પ્રશ્ન કર્યો: "ખૂનીનો પત્તો લગાડવામાં સાધનભૂત થાય એવી એક પણ ચીજ તમને એ ઓરડામાંથી મળી આવી નથી?"

"એક પણ નહિ. સ્ટેન્ગરસનના ગજવામાં ડ્રૂબરના નામવાળું પાકીટ હતું. પરંતુ તે પોતે જ બન્નેનો હિસાબ ચૂકવતો હોવાથી અને ડ્રૂબરનો સક્રેટરી હોવાથી, એમાં આશ્ચર્ય પામવા સરખું કશું નથી. તે પાકીટમાં ૮૦ પાઉંડ હતા. પરંતુ તેમાંથી એક પણ પાઉંડ

ઓછો થયેલો દેખાતો ન હતો. સ્ટેન્ગરસનની હિસાબની ચોપડીમાં સીલીક મૂકેલી હતી. તે મેળવી જોતાં બન્ને બરોબર છે એમ માલૂમ પડયું હતું. આ ચમત્કારિક ખૂનમાં ખૂનીનો ગમે તે ઉદ્દેશ હોય, પરંતુ તે ચોર કે લૂટારો તો નથી જ. સ્ટેન્ગરસનનાં તમામ ગજવાં તપાસતાં એક તાર મળી આવ્યો હતો. તે કલેવલેન્ડથી કોઈએ કર્યો હોય એમ લાગતું હતું. તેમાં માત્ર એટલું લખેલું હતું કે 'જે. એચ. ( J. H. ) યુરોપમાં છે.' નીચે મોકલનારનું નામ જોવામાં આવતું ન હતું.

"બસ, બીજું કાંઈ પણ ન મળ્યું ?" હોમ્સે પૂછ્યું.

"મહત્ત્વ આપી શકાય એવું કાંઈ પણ નહિ. રાત્રે સૂતી વેળાએ સ્ટેન્ગરસન જે નવલકથા વાંચતો હતો તે તેના બિછાનામાં પડી હતી અને તેની હોકલી બિછાના પાસે મૂકેલી ખુરસીપર પડેલી જોવામાં આવી હતી. ટેબલ ઉપર પાણી ભરેલો પ્યાલો હતો અને બારી ઉપર એક નાની મલમની ડાબડી પડી હતી. પરંતુ એ ડાબડીમાં મલમને બદલે બે ગોળીઓ હતી."

લીસ્ટ્રેડનું છેલ્લું વાક્ય શ્રવણ કરતાં તે આનંદના ઉદ્ગાર સાથે ખુરસીપરથી ઊભો થઈ ગયો.

"સાંકળની છેલ્લી કડી બાકી હતી તે મળી આવી." તે આવેશપૂર્વક બોલ્યો: "હવે મારો કેસ પૂરો થઈ ગયો છે."

પેલા બન્ને ડિટેક્ટિવો બળુચક્રની માફક તેની સામે તાકી રહ્યા.

## પ્રકરણ ૧૫ મું.

### અંધકારમાં પ્રકાશ.

"આ ગુંચવાયેલા કોકડાના તમામ છેડા હવે મારા હાથમાં આવી ગયા છે." મારો મિત્ર આત્મવિશ્વાસપૂર્વક કહેવા લાગ્યો: "અલબત, હજી પણ તેમાં કેટલીક વિગતો ઉમેરવાની બાકી છે. તો પણ ડ્રેબર સ્ટેશન પરથી સ્ટેન્ગરસનથી છૂટો પડયો ત્યારથી તે સ્ટેન્ગરસનનું શબ આજે સ્હવારે લીસ્ટ્રેડના જોવામાં આવ્યું ત્યાં સુધીની મુખ્ય મુખ્ય બીનાના સંબંધમાં, જાણે એ બધો બનાવ મેં મારી નજરે જોયો હોય એવી રીતે, હું ચોક્કસ કલ્પના કરી શકયો છું. હું જે કાંઈ જાણું છું તેની સાબિતી આપવાને પણ તૈયાર છું. તમે પેલી ગોળીઓ મને લાવી આપો ખરા?"

"એ મારી પાસેજ છે." લીસ્ટ્રેડે એક ન્હાની સફેદ રંગની ડાબડી કાઢતાં કહ્યું: "આ ડાબડી, ડ્રેબરનું પાકીટ અને પેલો તાર એ ત્રણે વાનાં પોલિસ સ્ટેશનમાં સલામતીભર્યા સ્થળે મૂકવાના ઇરાદાથી હું મારી સામે જ લેતો આવ્યો છું. મી. હોમ્સ! હું નિરભિમાનપણે કબૂલ કરૂં છું કે આ ગોળીઓને મેં જરી પણ મહત્વ આપ્યું ન હતું અને તે લેવાની હું દરકાર પણ કરત નહિ. પરંતુ આ ડાબડી ઉઘાડી બારીપર પડેલી અને તેમાંની ગોળીઓ ચળકતી હતી એ પરથી તેના તરફ મારૂં ધ્યાન ગયું, એટલે સ્વાભાવિક રીતે તે ઉપાડીને મારા ગજવામાં મૂકી દીધી."

"વારૂ વારૂ, લાવો—આપો મને!" શેરલોક હોમ્સે એક પળની પણ ઢીલ સહન થઈ શકતી ન હોય એવા ભાવપૂર્વક કહ્યું. પછી તે મારી તરફ ફરીને બોલ્યો: "ડોકટર! જૂઓ જોઇ, આ બીજી સાધારણ ગોળીઓના જેવી જ છે કે આમાં કાંઈ વિશેષતા છે ખરી?"

મેં તે ગોળીઓને તપાસવા માંડી તે મોતીના જેવી રહેજ ભૂરાશ પડતા સફેદ રંગની, ગોળ, ન્હાની અને તદ્દન પારદર્શક હતી; એ પ્રમાણે તપાસ કરીને મેં કહ્યું: "આ ગોળીઓ વજનમાં અત્યંત હલકી છે, તેમજ પારદર્શક છે. એ ઉપરથી હું કલ્પના કરી શકું છું કે તેમને જો પાણીમાં નાખીએ તો તુરત ઓગળી જાય."

"બરોબર છે. તદ્દન ખરૂં." શેરલોક હોમ્સ બોલ્યો: "ડોકટર! હવે નીચે જઇને આ મકાનની માલિકણ બાઇના પેલા મરવા પડેલા કૂતરાને લેઇ આવો. એ બિચારો ઘણા દિવસથી પિડાય છે અને સાજો થાય એવી આશા નથી. ગઈ કાલે માલિકણ બાઇએ પણ એને પિડાથી રીબાતો બચાવવાને પાર કરી નાખવાની તમને વિનતિ કરી હતી. એટલે તેના ઉપર આ ગોળીઓનો પ્રયોગ આપણે કરી જોઇએ. કદાચ તે મરણ પામશે તોયે એથી આપણને પાપને બદલે પૂણ્ય જ થશે."

હું નીચે ગયો અને કૂતરાને મારા હાથમાં ઉપાડીને ઉપર આવ્યો. શ્વાસોચ્છ્વાસ લેતાં તેને પડતો શ્રમ તથા તેના ખીલા જેવી સ્થિર આંખોપરથી જણાઈ આવતું હતું કે તે બીચારો હવે થોડા વખતનો મહેમાન છે. તેનું બરફના જેવું ધોળું મુખ પણ વિકૃતિને પામી ગયું હતું. મેં તેને બનુસ ઉપર મૂકયો.

"હવે આ બે ગોળીઓમાંથી એક ગોળીના હું બે કકડા કરૂં

છું." હોમ્સે કહ્યું અને ગજવામાંથી ચપ્પુ કાઢીને પોતાના કથનને આચારમાં મૂકયું. પછી તે બોલ્યો: "આ બે કકડામાંથી એક કકડો આપણે પાછો ડાબડીમાં મૂકી દઇએ. કેમકે કદાચ ભવિષ્યમાં તેની જરૂર પડે હવે આ બીજો કકડો હું ગ્લાસમાં નાખું છું. તેમાં એક ચમચો પાણી રેડું છું. જૂઓ, ડોકટરે સત્ય જ કહ્યું છે. એ કકડો ઓગળવા લાગ્યો–ઓગળી ગયો."

"એ બધું તો ઠીક, પરંતુ તમારા આ પ્રયોગની સાથે મી. જોસફ સ્ટેન્ગરસનના મૃત્યુનો શો સંબંધ છે તે હું સમજી શકતો નથી." લીસ્ટ્રેડ બોલ્યો. તેના સ્વરમાં તેની દુઃખાયેલી લાગણીનો ભાસ થતો હતો. એ પરથી સમજી શકાતું હતું કે શેરલોક હોમ્સ પોતાની મજાક કરે છે, એમ તેને લાગતું હતું.

"ધીરા, બિરાદર, ધીરા થાઓ! ઉતાવળે આંબો પાકતો નથી. જ્યારે વખત આવશે ત્યારે તમે જોઇ શકશો કે મારા આ પ્રયોગ સાથે સ્ટેન્ગરસનના મૃત્યુને અતિ અગત્યનો અને નજીકનો સંબંધ છે! આ મિશ્રણને સ્વાદીષ્ટ બનાવવાને તેમાં હું થોડું દુધ રેડું છું. હવે તેને આ કૂતરાની સામે મૂકતાં તે વિના વિલંબે તેનું પાન કરી ગયા સિવાય રહેશે નહિ."

એમ કહેતાં તેણે એ ગ્લાસ માંહેનું મિશ્રણ એક રકાબીમાં રેડયું અને તે રકાબી કૂતરા પાસે ધરી. કૂતરો ઝડપથી તેમાંનું દુધ ચાટી ગયો. શેરલોક હોમ્સના કથનની અમારા મન ઉપર એટલી બધી અસર થઈ હતી કે અમે મૌન્ય ધારણ કરીને કૂતરા સામે જોઈ રહ્યા હતા તથા કાંઇક ચમકાવનારા પ્રસંગની પ્રતીક્ષા કર્યા કરતા હતા. પરંતુ અમારી એ આશા ફળી નહિ. કૂતરો લાંબો થઇને બનુસ ઉપર પડયો પડયો શ્રમપૂર્વક શ્વાસોચ્છ્વાસ લેતો હતો.

પરંતુ તેણે કરેલા દુગ્ધપાનનું સારૂં કિંવા માઠું કશું પણ પરિણામ દષ્ટિગોચર થયું નહિ.

શેરલોક હોમ્સે પોતાની ઘડિયાળ હાથમાં ધરી રાખી હતી. એક પછી એક મિનિટો પસાર થવા લાગી. પરંતુ જ્યારે કાંઈ પણ પરિણામ જોવામાં ન આવ્યું ત્યારે તેના ચ્હેરાપર અત્યંત નિરાશા અને ઉદ્વિગ્નતા પ્રસરી રહી. તે દાંતવડે હોઠ ભીંસતો અને ટેબલપર આંગળીઓ વડે અવાજ કરતો તીવ્ર અધીરાઈનું ચિહ્ન દાખવવા લાગ્યો. મને પણ તેની વધી પડેલી નિરાશા જોઇને સ્હેજ દિલગીરી થઇ. પેલા બે ડિટેક્ટિવો મનમાં ને મનમાં હસવા લાગ્યા. શેરલોક હોમ્સની નિરાશાથી તેમને આનંદ થાય એ સ્વાભાવિક જ હતું.

"શું એ કાકતાલીય ન્યાય હશે? નહિ, કદી પણ નહિ—એમ તો બની શકે જ નહિ." શેરલોક હોમ્સ ઉઠયો અને ઓરડામાં આમતેમ આંટા મારતો બોલવા લાગ્યો: "ડ્રેબરના કેસમાં આ ગોળીઓનો જ ઉપયોગ થવાનો મને વહેમ હતો. તે જ ગોળીઓ સ્ટેન્ગરસનનું ખૂન થયું તે સ્થળે મળી આવી! તેમ છતાં તેનો જો આ કેસ સાથે સંબંધ ન હોય, તો પછી તેનો અર્થ શો? મારી ખાત્રી છે કે મારી વિચારશ્રેણી ખોટી હોય જ નહિ. એ તો તદ્દન અસંભવિત! તેમ છતાં પણ આ કૂતરો હજી જેવો ને તેવો બેઠેલો છે! એનું કારણ શું? હા! હા! એ જ—નક્કી એ જ! હવે મારી ભૂલ થવાનો સંભવ નથી."

આનંદના ઉછાળા સાથે તેણે પેલી ડાબડી માંહેથી આખી ગોળી કાઢી અને તેના બે કકડા કરી તેમાંનો એક કકડો પાણીમાં ઓગાળી, તેમાં થોડું દુધ રેડીને તે મિશ્રણ પેલા કૂતરા સામે ધર્યું. એ દુર્ભાગી પ્રાણીની જીભને એ મિશ્રણનો સ્પર્શ થયો ન થયો

એટલામાં તો તેનું આખું શરીર ખેંચાવા લાગ્યું અને એક પળ માત્રમાં તો જાણે વિજળી પડવાથી તેનું મૃત્યુ નિપજ્યું હોય એવી તેની સ્થિતિ થઈ પડી. અર્થાત્ તે મરણને શરણ પામી ગયો અને કેટલાક દિવસો થયા જે પિડાથી તે રિબાતો હતો તેમાંથી તેનો છૂટકારો થયો !

હવે શેરલોક હોમ્સે દીર્ઘશ્વાસ લીધો, અને કપાળપર તરી આવેલાં પ્રસ્વેદબિન્દુને લૂછતો તે બોલ્યો: "થોડીક પળો પહેલાં નિરાશા અને ઉદ્વિગ્નતાને વશ થઇને મેં મારી શોધકબુદ્ધિ તથા તર્કશાસ્ત્ર પ્રત્યે અણવિશ્વાસ દર્શાવ્યો એ માટે મને બહુ લાગી આવે છે. તો પણ આ પ્રસંગે મને નવીન શિક્ષણ આપ્યું છે. કોઇ પણ બાબતની પૂરેપૂરી તપાસ કર્યા સિવાય એ સંબંધમાં આશા કે નિરાશા દર્શાવવી નહિ. આ ડાબડી માંહેની બે ગોળીઓમાંથી એક અત્યંત વિષારી અને બીજી કેવળ નિર્દોષ હતી. જો એ વિષયમાં મેં પુખ્ત વિચાર કર્યો હોત તો આ ડાબડીમાં બે ગોળીઓ હોવાનું તમે મને જણાવ્યું તેજ વખતે પ્રસ્તુત કલ્પના હું કરી શકયો હોત."

શેરલોક હોમ્સનું એ કથન મને એટલું બધું વિચિત્ર લાગ્યું કે તે આ બધું નશામાં તો નહિ બોલતો હોય, એવો એક પળવાર મને વિચાર થઈ આવ્યો. પરંતુ તેનું કથન સર્વાંશે સત્ય હતું એ વાતની સાબિતી આપનારૂં કૂતરાનું શબ હજી ત્યાં જ પડેલું હતું. મારા મન ઉપરથી ધીમે ધીમે અંધકારનો પડદો દૂર ખસતો હોય અને સત્યરૂપી પ્રકાશનું ઝાંખું કિરણ તેમાં પ્રવેશ કરતું હોય એમ મને લાગ્યું.

"આ બધું તમને આશ્ચર્યજનક અને વિચિત્ર ભાસે છે." શેરલોક હોમ્સ અમને ત્રણેને ઉદ્દેશીને બોલ્યો: "તેનું કારણ એ

છે કે આ તપાસના પ્રારંભ વખતે જે એક અગત્યનો મુદ્દો તમારી સન્મુખ રજુ થયો હતો તેને ગ્રહણ કરવાની તમે દરકાર ન કરી. સદ્ભાગ્યે એ મુદ્દાનો તમારી માફક મેં ત્યાગ કર્યો નહિ; અને ત્યાર પછી જે જે બનાવ બન્યો તે મારી મૂળ કલ્પનાની યથાર્થતાને સિદ્ધ કરતો ગયો. જે બાબતથી તમે ઘોંટાળામાં પડી ગયા અને તમને આ કેસ ગહન થતો જણાયો, તે જ બાબત મારા મન ઉપર પ્રકાશ પાડનારી અને મારી કલ્પનાને મજબૂત બનાવનારી નિવડી. કોઈ પણ બનાવ ચમત્કારપૂર્ણ લાગે માટે તેનું રહસ્ય ગૂઢ હોવું જ જોઇએ, એ પ્રકારની માનિનતા ભૂલભરેલી ગણાય. મોટે ભાગે સામાન્ય દેખાતા ગુન્હાઓમાં જ ગૂઢત્વ સમાયેલું હોય છે. કેમકે તેમાં કોઈ પણ જાતનો નવીન કિંવા વિશિષ્ટ પ્રકારનો મુદ્દો દૃષ્ટિગોચર થતો નહિ હોવાથી એ ગુન્હાઓના સંબંધમાં અમૂક નિર્ણય ઉપર આવવાનું કામ અતિ મુશ્કેલ થઈ પડે છે. જો ડ્રૂબરનું શબ ભર રસ્તા ઉપરથી મળી આવ્યું હોત અને તે શબ મળી આવવા સાથે બીજું જે જે આપણા જોવામાં આવ્યું તે કાંઈ ન જોઈ શકાયું હોત તો તેનો ખૂની કોણ છે તથા ખૂન કરવામાં તેનો શો હેતુ છે એ જાણવાનું કામ ઘણું જ કઠણ, બલ્કે કદાચ અશકયવત્ પણ થઇ પડયું હોત. જ્યારે આ ખૂનના કેસની સાથે સંકળાયેલી બીજી સામાન્ય દૃષ્ટિએ વિચિત્ર લાગતી બિનાઓથી, તેના રહસ્યની ગહનતા વધવાને બદલે ઉલટી ઘટવા જ પામી છે. મારૂં એમ માનવું છે કે એ વિચિત્ર બાબતોએ જ અંધકારમાં પ્રકાશ પાડયો છે. જે 'રેશ' શબ્દથી લીસ્ટ્રેડને અત્યંત આશ્ચર્ય થયું હતું અને તેના પરથી અવનવી કલ્પના કરવાને તે લલચાયા હતા, એ જ શબ્દ મને માર્ગદર્શક થઈ પડયો હતો. એ જ શબ્દથી ખૂનીનો હેતુ હું કળી ગયો

હતો. અલબત ત્યાર પછી મને મળેલી બીજી વિગતોથી મારી કલ્પનામાં પૂરતી થઇ."

## પ્રકરણ ૧૬ મું.

### ખૂની કોણ?

મી. ગ્રેગસન અત્યારસુધી શાંતિપૂર્વક શેરલોક હોમ્સનું ભાષણ શ્રવણ કરતો હતો. પરંતુ હવે તે વધુ વખત ધીરજ રાખી શક્યો નહિ. તે બોલ્યો: " મી. શેરલોક હોમ્સ! તમે એક ચતુર અને ચચળ ડિટેકિટવ છો અને તમારી શોધકબુદ્ધિ અપૂર્વ પ્રકારની છે એ અમે કબૂલ રાખીએ છીએ. પરંતુ માત્ર અમુક સિદ્ધાંત રજુ કરવાથી કે એ વિષયમાં અમને ઉપદેશ આપવાથી તમારૂં કાર્ય પૂર્ણ થઇ શકતું નથી. તમે ખરા ખૂનીને પકડી આપો કિંવા તેનો ચોકસ પત્તો લગાડી આપો તો જ તમારા સર્વ કથનનો સ્વીકાર થઈ શકે. મેં મારી તપાસનો વૃતાંત તમને જણાવ્યો છે. અત્યારે મને લાગે છે કે મારી કલ્પના ભૂલભરેલી હતી. આર્થર કાર્પેન્ટરે આ બીજા મનુષ્યનું ખૂન કરેલું હોવાનો સંભવ જ નથી. લીસ્ટ્રેડને સ્ટેન્ગરસન ઉપર વહેમ હતો, તેથી તે તેની પાછળ પડયો હતો. પરંતુ સ્ટેન્ગરસનના થયેલા ખૂન પછી લીસ્ટ્રેડનો વહેમ પણ નિર્થક હતો એમ જણાઈ આવ્યું. તમે આ કેસમાં પ્રસંગોપાત કેટલીક સૂચનાઓ કરેલી છે અને અમારા બન્નેના કરતાં કાંઇક વિશેષ જાણતા હો એમ લાગે છે. પરંતુ હવે એ વિષયમાં મૌન્ય નહિ

રાખતાં તમારે ખૂલ્લી રીતે અને સ્પષ્ટપણે તમે જે કાંઈ જાણતા હો તે અમને કહી દેવું જોઈએ. આ કૃત્ય કરનાર મનુષ્યનું નામ તમે આપી શકો તેમ છે ?"

"મને પણ એમ લાગે છે કે ગ્રેગસનની માગણી વાજબી છે." લીસ્ટ્રેડે ગ્રેગસનના કથનને અનુમોદન આપતાં કહ્યું: "અમે બન્નેએ પ્રયત્ન કર્યો અને તેમાં અમને નિષ્ફળતા મળી. હું અહીં આવ્યો ત્યારપછી એક-બે વાર તમે બોલી ગયા છો કે બધી વિગતો તમને મળેલી છે. જો તેમ જ હોય તો હું આશા રાખું છું કે તે હવે વધુ વાર અમારાથી છૂપી રાખવાનું તમે વાજબી નહિ જ ધારો."

"અને જો ખૂનીને પકડવામાં ઢીલ કરવામાં [redacted] તો વળી તે કદાચ કોઈ ત્રીજાનું ખૂન કરવાને પણ લલચાશે!" મેં મારો અભિપ્રાય વ્યક્ત કર્યો.

આ પ્રમાણે અમારા તરફથી થયેલા દબાણને લીધે શેરલોક હોમ્સનો નિશ્ચય ડગમગતો જણાયો. તે છાતીમાં માથું ઘાલીને અર્ધવટ ખૂલ્લાં નેત્રો સહિત આમતેમ ભ્રમણ કરવા લાગ્યો. જ્યારે તે કાંઈ પણ ઊંડા વિચારમાં ઉતરી ગયો હોય ત્યારે એ પ્રમાણે કરવાની તેની ટેવ જ હતી.

"હવે આથી વિશેષ ખૂન થનાર નથી." છેવટે અચાનક અટકી જઈ, અમારી સામે જોઈને તે બોલ્યો: "એ પ્રશ્નનો વિચાર કરવાની તો જરૂર જ નથી. ખૂનીનું નામ હું જાણું છું કે નહિ, એવો પ્રશ્ન તમે મને કર્યો છે. હા હું તેનું નામ જાણું છું. પરંતુ તેનું નામ જાણ્યાથી બસ થતું નથી. જ્યારે આપણે તે મનુષ્યને કેદ કરી શકીએ ત્યારે જ આપણે આપણું કર્તવ્ય પૂર્ણ કર્યું લેખાય. એ પણ થોડા જ વખતમાં બની શકશે એવી હું આશા રાખું છું. મારી પોતાની

ગોઠવણોને અનુસરીને એ કાર્ય હું નિર્વિઘ્ને પાર પાડી શકીશ એવી મારી ખાત્રી છે. પરંતુ તેમાં બહુ જ ચંચળાઇ અને સાવધાનતાની જરૂર છે. કારણ કે આપણે એક ચાલાક અને ભયંકર મનુષ્ય સાથે કામ લેવાનું છે. વળી તે મનુષ્યને તેના પોતાના જેવો એક મદદગાર પણ છે, જેની ચાલાકીનો મને ગઇ કાલે રાત્રે જ અનુભવ થયેલો છે અને તે ડોકટર પણ જાણે છે. જ્યાંસુધી આપણી પાસે કોઈ પણ જાતનો સજ્જડ પૂરાવો હોવાની કલ્પના ખૂનીને આવી નથી, ત્યાંસુધી તેને પરહેજ કરવાની સંભાવના છે. પરંતુ જો તેને સ્હેજ પણ વહેમ પડયો, તો પછી તે તુરત પોતાનું નામ બદલી બનાવટી નામ ધારણ કરી લેશે અને આ ચાળીશ લાખ મનુષ્યોની વસતિવાળા વિશાળ નગરમાં અદૃશ્ય થઈ જશે. લીસ્ટ્રેડ અને ગ્રેગસન! તમને માઠું લાગે એવી મારી લેશ પણ ઇચ્છા નથી. તેમ છતાં દિલગીરીની સાથે કહેવાની મને ફરજ પડે છે કે સરકારી પોલિસમાં આ ખૂનીને પકડવાની તાકાદ હોય એમ હું ધારતો નથી. જો ધારતો હોત તો તેની મદદ માટે મેં તમારી પાસે જરૂર માગણી કરી હોત. મારા હાથમાંથી જો ખૂની ન્હાસી જશે તો તેની તમામ જવાબદારી હું મારે માથે લેવાને તૈયાર છું. પરંતુ મારૂં કામ મને પોતાને મારી ઇચ્છા પ્રમાણે કરવા દ્યો. હા, હું તમને એટલું વચન આપું છું કે મારા તંત્રને હાની નહિ પહોંચતાં હું જેટલી બાતમી તમને આપી શકું તેમ હશે, એટલી બાતમી જરૂર વિના સંકોચે આપીશ."

શેરલોક હોમ્સે આપેલી ખાત્રીથી લીસ્ટ્રેડ અને ગ્રેગસનને સંતોષ થયો નહિ. તેમ જ સરકારી પોલિસ ઉપર હોમ્સે કરેલા આ કોપથી તેમનું દિલ સ્હેજ દુઃખાયું પણ ખરૂં. બન્નેનાં નેત્રોમાં જીજ્ઞાસા અને તિરસ્કારના ભાવનું મિશ્રણ સ્પષ્ટ થતું હતું. પરંતુ એ બેમાંથી

એકને પણ બોલાવાનો સમય મળી શક્યો નહિ. હોમ્સનું કથન પૂર્ણ થયું કે દિવાનખાનાનું દ્વાર ઉઘડયું અને શેરલોક હોમ્સની ખાનગી છૂપી પોલિસનો મુખી વિગીન્સ અંદર દાખલ થઇ લશ્કરી ઢબે સલામ કરીને બોલ્યો: "સાહેબ ! આપના હુકમ મુજબ ગાડી લાવ્યો છું."

"શાહબાસ ! બહુ જલ્દી લાવ્યો." શેરલોક હોમ્સે તેને ઉત્તેજન આપ્યું. પછી તે કબાટના ખાનામાંથી લોઢાની બે બેડીઓ કાઢીને પેલા બે ડિટેક્ટિવોની સામે જોઇને બોલ્યો: "તમે આવી જાતની બેડીઓ સ્કોટલેન્ડ યાર્ડમાં કેમ વાપરતા નથી ? જુઓ તેની ચાંપ કેવું કામ કરે છે. એક પળમાં તો તે ચપ કરતીને બેસી જાય છે."

"અરે, હાથકડી કરવાને યોગ્ય માણસ અમને મળી આવે તો અમારી જૂની બેડી પણ બસ છે." લીસ્ટ્રેડે કહ્યું.

"ભલે, ભલે !" હોમ્સે કહ્યું: "વારૂ, વિગીન્સ ! ગાડીવાનને કહેને કે તે ઉપર આવે. આ પેટીઓ વજનદાર છે, એટલે તે નીચે ઉતારવામાં મદદગાર થઇ પડશે."

મારો મિત્ર બહારગામ જવાનો છે, એવું તેણે મને જણાવ્યું ન હતું. તેથી બહારગામ જવા માટેની તૈયારી જોઇને મને અચંબો લાગ્યો. અમે જ્યાં બેઠા હતા તે ખંડમાં એક નાની ચામડાની ટ્રંક હતી. એ ટ્રંકને તે ખૂણામાંથી ખસેડીને દિવાનખાનાના મધ્યમાં લાવ્યો અને તેને પેક કરતો હોય એવો દેખાવ કરવા લાગ્યો. જ્યારે ગાડીવાન દિવાનખાનામાં આવ્યો ત્યારે શેરલોક હોમ્સ પોતાના કાર્યમાં અત્યંત ગુંથાઇ ગયેલો જણાતો હતો.

તેણે પોતાનું મસ્તક ગાડીવાન તરફ ફેરવ્યા સિવાય ચામડાની ટ્રંક સામે જ મુખ રાખીને કહ્યું: "ગાડીવાન ! આ ટ્રંકની ચાંપ

કટાઇ ગયેલી લાગે છે. તમે આવીને તેને બંધ કરો તો."

ગાડીવાન તેની પાસે ગયો. તેના ચ્હેરાપરથી તે માણસ હિમ્મતવાન પરંતુ લૂચ્ચો હોવો જોઇએ એમ લાગતું હતું. તે ટ્રંકની ચાંપ ભીડવા લાગ્યો, તે જ પળે ધાતુના રણકારાનો તીણો અવાજ સંભળાયો અને શેરલોક હોમ્સ એકદમ ઊભો થઇ ગયો.

"ગૃહસ્થો!" નેત્રોમાં વિજયશ્રીને ચમકાવતો તે બોલ્યો: "જેની તમે રાહ જોઇ રહ્યા હતા અને જેને માટે પૃચ્છા કર્યા કરતા હતા તેજ આ ગૃહસ્થ–મી. જેફરસન હોપ, ઇનોક ડ્રેબર અને જોસફ સ્ટેન્ગરસનનો ખૂની!"

આ બધું એક પળ માત્રમાં બની ગયું હતું—એટલી ત્વરાથી કે તે ક્યારે બન્યું અને કેવી રીતે બન્યું તેનો મને ખ્યાલ સુદ્ધાંત આવી શક્યો નહિ. પરંતુ તે સમયે શેરલોક હોમ્સના ચ્હેરાપર પથરાયેલી વિજયશ્રી અને પોતાના હાથમાં કોઇ જાદુઇ શક્તિથી આવી પડેલી ચમકારા મારતી હાથકડી તરફ નજર નાખતાં ખૂનીનાં મુખ ઉપર છવાઇ રહેલી ભીતિ અને ઘાતકવૃત્તિની મારા મન ઉપર થયેલી અસર હું કદી પણ ભૂલી શકું તેમ નથી. એક–બે સેકન્ડ તો અમે સર્વ મૂર્તિમંત પુતળાની માફક કશી પણ હીલચાલ કર્યા સિવાય સ્થિર ઊભા રહ્યા. પરંતુ પછી મોટા આવેશપૂર્વક કેદીએ શેરલોક હોમ્સના પંજામાંથી છટકવાનો યત્ન કર્યો અને તે બારીની તરફ ધસ્યો. તેની એક જ લાતથી બારીનું બારણું ધડાક લઈને ખૂલી ગયું. પરંતુ બારીમાંથી તે બહાર કૂદકો મારે તે પહેલાં ગ્રેગસન, લીસ્ટ્રેડ અને હોમ્સ તેના ઉપર શિકારી કૂતરાની માફક કૂદી પડયા. તેને ઘસડીને તેઓ દિવાનખાનાની મધ્યમાં લાવ્યા અને ત્યાં ખરેખરા ભયપ્રદ યુદ્ધનો પ્રારંભ થયો. ખૂનીના જોરનો અમને યથાર્થ અનુભવ થયો.

અમે ચાર જણા પણ તેને અમારા સંપૂર્ણ કાબુમાં લઇ શકતા ન હતા. તે અમાનુષીય બળપૂર્વક અમારાથી છૂટો થવાનો યત્ન કરતો હતો. બારીમાંથી બહાર કૂદકો મારવાના કરેલા યત્ન વખતે તેનો કાચ તેના હાથ અને મ્હોંપર વાગ્યો હતો અને તેમાંથી લોહી નિકળતું હતું. તદપિ એની તેની શારીરિક શકિત ઉપર લેશ પણ અસર થઈ ન હતી. છેવટે લીસ્ટ્રેડે પાછળથી તેનું ખમીશ પકડીને ખેંચ્યું એટલે સ્હેજ ગુંગળાઈ જવાને લીધે તે નરમ પડી ગયો અને પોતે એકલો આ ચાર જણાની સામે કશું પણ કરી શકે તેમ નથી, એવી તેની ખાત્રી થઇ. તો પણ જ્યાંસુધી અમે તેના હાથ અને પગ દોરી વડે કચકચાવીને બાંધી લીધા ત્યાંસુધી અમને પૂરતો સંતોષ થયો નહિ. એ પ્રમાણે તેને બરોબર જકડી લીધો ત્યારે અમારા જીવમાં જીવ આવ્યો અને 'હાશ!' કરીને અમે છૂટકારાનો દમ ખેંચ્યો.

"આ માણસની ગાડી નીચે તૈયાર છે." શેરલોક હોમ્સ બોલ્યોઃ "તેમાં તેને બેસારીને સ્કોટલેન્ડયાર્ડમાં પહોંચાડી શકાશે." તે પછી મુખ ઉપર સ્મિતને વિલસાવતો તે કહેવા લાગ્યોઃ "ગૃહસ્થો આપણે આપણા આ રહસ્યનો ભેદ ઉકેલી શકયા છીએ. હવે તમારે આ કેસના સંબંધમાં જે પ્રશ્ન મને કરવો હોય તે તમે ખુશીથી કરો. તેનો તમને સંતોષકારક જવાબ આપવામાં હવે હું કોઇ પણ જાતનો ભય જોતો નથી."



## પ્રકરણ ૧૭ મું.

---

### વેરાનમાં હેરાન !

પ્રિય વાચક ! ડો. વોટસનનું કથાનક આપણે શ્રવણ કર્યું. શેરલોક હોમ્સની ચતુરાઈ અને ચાલાકીને પરિણામે ખૂનીને પોલિસને સ્વાધીન થયલો પણ આપણે જોયો. તે ખૂનીએ ખૂન કરવામાં ઉપયોગમાં લીધેલા વિષનો પણ હોમ્સે આપણને અનુભવ કરાવ્યો. પરંતુ ખૂન કરવામાં જેફરસન હોપનો શો હેતુ હોવો જોઈએ, તે હજી આપણે જાણવાનું બાકી છે. એ વિષયમાં ડો. વોટસન આપણને કાંઈ પણ હકીકત જણાવે તે પહેલાં આપણે જેફરસન હોપ અને ઇનોક ડ્રેબર તથા સ્ટેન્ગરસનને લગતો આગલો ઈતિહાસ જાણવાની જરૂર છે. તેનું જ્ઞાન થયાથી ખૂની જેફરસન હોપનો હેતુ વાચકો સરલતાથી કહી શકશે. તે જાણ્યા પછી ડો. વોટસનના વૃતાંત તરફ આપણે નજર કરીશું. એટલે શેરલોક હોમ્સની માફક આપણને પણ આ ચમત્કારિક ખૂનના કેસની સાંકળમાં તમામ કડીઓ પરોવાઇ ગયેલી માલૂમ પડશે; અસ્તુ !

પશ્ચિમ ગોળાર્ધમાં આવેલો ઉત્તર અમેરિકાનો જે પ્રદેશ હાલમાં યુનાઈટેડ સ્ટેટસના નામથી સુપ્રસિદ્ધ છે, તેમાં એક મોટું, વિશાળ, શુષ્ક અને કેવળ નિર્દયતાની પ્રતિમૂર્તિરૂપ વેરાન જંગલ આવેલું છે. ઘણાં વર્ષો પર્યંત આ ભિષણ જંગલ ઉલ્લંઘી તેની પાર જવાનો સુધરેલી દુનિયાનો કોઇ પણ મનુષ્ય હિમત ચલાવી શકયો નહતો. તેની ઉત્તરે યલોસ્ટોન નદી, દક્ષિણે કોલોરેડો પરગણું, પૂર્વે નેબ્રાસકા પરગણું અને પશ્ચિમે સીજરા નેવેડા નામક પરગણું આવેલું

છે. એ વેરાન જંગલમાં કોઇ સ્થળે ઉંચા અને સીધા બરફથી ઢંકાયેલાં શિખરોવાળા પર્વતો તો કોઈ સ્થળે ઊંડી ઊંડી ખાહીઓ આવેલી છે. કોઈ સ્થળે બે પર્વતોની હાર વચ્ચે થઈને ખળખળાટ કરતી વહી જતી નદીઓ દશ્યમાન્ થાય છે, તો શિયાળામાં બરફને લીધે શ્વેતવરણાં જણાતાં અને ઉન્હાળામાં ક્ષારયુક્ત વેળુથી ભૂરો રંગ પકડતાં ખુલ્લાં વિશાળ મેદાનોની પણ એ નિબિડ અરણ્યમાં કમિના નથી. આ પ્રમાણે કુદરતના ભિન્ન ભિન્ન પ્રકારના એક-બીજાથી વિરૂદ્ધ જતા ગુણોથી યુક્ત એ પ્રદેશ હોવા છતાં માત્ર એક બાબતમાં સર્વત્ર સામ્ય જણાતું હતું. ઉજ્જડ વેરાન, સંકટપરંપરા અને ઘાતક વૃત્તિ એ વિશાળ અરણ્યમાં સર્વત્ર નજરે પડતાં હતાં.

માનવજાતિ એ પ્રદેશમાં નિવાસ કરવાનું પસંદ કરતી નહિ. કોઈ કોઈ વાર પોની જાતિના કિંવા બ્લેકફીટ જાતિના અમેરિકાના મૂળ વતનીઓ શિકાર અર્થે એક સ્થળેથી બીજે સ્થળે જવાને માટે તે પ્રદેશમાં થઈને પસાર થતા હતા. માત્ર મોટાં કદનાં બાજ પક્ષીઓ આકાશમાં પાંખો ફફડાવતાં કે ભૂરા રંગનાં રીંછ એક ખડકપરથી બીજા ખડકપર કૂદતાં દષ્ટિએ પડતાં હતાં. તે સિવાય બીજાં પણ વિકરાળ ઘાતક પ્રાણિઓ દષ્ટિગોચર થતાં હતાં.

એ પ્રદેશમાં આપણે એક સ્થળે ઊભા રહીને ચોતરફ દષ્ટિ નાખીએ તો ક્ષિતિજ સુધી લંબાયલું ક્ષારમિશ્રિત માટીવાળું મેદાન અને ન્હાના ન્હાના જંગલી છોડવા નજરે પડવા સિવાય બીજું કાંઈ પણ દેખાય તેમ ન હતું. એ પ્રદેશ ઉંચા ઉંચા પર્વતોની હારોથી ઘેરાયેલો હતો. જે સમયની અમે વાત કરીએ છીએ તે સમયે એ પ્રદેશમાં એક પણ જીવન્ત પ્રાણી દષ્ટિએ પડતું નહિ કિંવા ત્યાં જીવન્ત પ્રાણી હોવાનું ચિહ્ન પણ જણાતું નહતું. નિરજ

આસમાની આકાશમાં એક પણ પક્ષી ઊડતું દેખાતું નહતું કે ભૂરા રંગની નિસ્તેજ ભૂમિ ઉપર કોઇ પણ પ્રકારની હિલચાલ થતી ન હતી. સર્વત્ર શુમશુમાકાર બની રહેલું હતું. તમે તમારા કાનને ગમે તેટલા તીવ્ર બનાવો તદપિ એક ધીમો રવ પણ શ્રવણ થઈ શકે તેમ ન હતો. મૌન્ય–હૃદયને ભયત્રસ્ત બનાવનારૂં મૌન્ય સર્વત્ર વિસ્તરી રહ્યું હતું.

અમે ઉપર કહી ગયા કે ત્યાં જીવન્ત પ્રાણી હોવાનું ચિહ્ન પણ જણાતું ન હતું. પરંતુ એ કથન સર્વાશે સત્ય નથી, એમ અમારે કબૂલ કરવું જોઇએ. સીએરા બ્લેન્કાની ઉંચી ટેકરીપર ઊભા રહીને નીચે દૃષ્ટિ નાખતાં આ વિશાળ અરણ્યમાં એક પગરસ્તો દૃષ્ટિએ પડતો હતો. તે આગળ આગળ વધતાં ક્ષિતિજમાં ડૂબી જતો હતો. તે રસ્તાપર પૈડાંના ચીલા તથા સહાસિક મનુષ્યોનાં પગલાંનાં ચિહ્ન દૃષ્ટિગોચર થતાં હતાં. અહીં તહીં વિખરાયેલી સફેદ વસ્તુઓ સૂર્યના પ્રકાશથી ચળકતી દૃશ્યમાન્ થતી હતી. ત્યાંની જમીનના રંગથી એ વસ્તુઓનો રંગ જુદો પડી જતો હતો. તમે તેની પાસે જાઓ અને જૂઓ કે તે શું છે! એ હાડકાં છે! કેટલાંક લાંબાં અને પહોળાં જ્યારે બીજાં ન્હાનાં અને નાજુક! લાંબાં હાડકાં બળદોનાં તથા ન્હાનાં હાડકાં મનુષ્યોનાં છે એમ બારિક તપાસ કરનારને સહજ જ માલૂમ પડી શકે તેમ હતું. લગભગ પંદરસો માઇલના એ લાંબા રસ્તા પર થઈને તમે પસાર થાઓ; અને સર્વત્ર તમને પ્રસ્તુત દૃશ્ય નજરે પડશે અને એ રસ્તે થઈને અગાઉ પસાર થયેલા સહાસિક મનુષ્યો અને તેમનાં પ્રાણીઓના આવેલા કષ્ટમય અંતની કલ્પના તમારા મગજમાં ઉપસ્થિત કરી તમને શોકના અગાધ સમુદ્રમાં ઝોકાં ખાતા મૂકી દેશે.

આ નિર્જન અરણ્યમાં એ ભયંકર દૃશ્યને નિહાળતો એક પ્રવાસી ઇસવી સન અઢારસો સુડતાળીશના મે માસની ચોથી તારિખે ઊભો હતો. બારિક નિરીક્ષણ કરનાર પણ એ પ્રવાસીના બાહ્યાંગના અવલોકનથી તે ચાળીશ વર્ષનો યુવાન હતો કે સાઠ વર્ષનો વૃદ્ધ હતો, તે ચોક્કસપણે કહી શકે તેમ ન હતું. તેનાં લમણાં બેસી ગયાં હતાં અને ગાલમાં ખાડા પડયા હતા. તેની ચામડી તેનાં હાડકાંની સાથે ચોંટી ગઈ હતી. અર્થાત્ લોહી કે માંસનો તેના શરીરમાં અંશ પણ ન હતો, એમ કહેવામાં વિશેષ અતિશયોક્તિ કરેલી લેખાશે નહિ. તેના મસ્તકપરના લાંબા વાળ તથા તેની દાઢીના વાળ ધોળા બની ગયા હતા. તેનાં નેત્રો ઊંડાં ઉતરી ગયેલાં અને તેમાંથી અમાનુષીય તેજ ચમકતું હતું. તેના શરીરપરનાં કપડાં કાઢી નાખવામાં આવે તો તેના શરીરનું દૃશ્ય આપણને હાડપિંજરનું સ્મરણ કરાવે તેમ હતું. તેણે પોતાના એક હાથમાં લાંબી નળીવાળી બંધૂક પકડેલી હતી. તે એ બંધૂકને ટેકાવીને ઊભો હતો. તેના શરીરપર લોહી કે માંસનો અંશ ન હતો એ વાત ખરી હતી, તો પણ તેનું ઉંચું કદ, ભવ્ય બાંધો અને કસાયેલા શરીરપરથી એવી કલ્પના થઈ શકતી હતી કે અગાઉ તે મજબૂત બાંધાનો સહાસિક પુરુષ હોવો જોઈએ. જો કે અત્યારે તેનો એ મજબૂત બાંધો અદૃશ્ય થઈ ગયો છે, એ બાબતનો ખ્યાલ તેનું નિસ્તેજ મૂખ અને તેના શરીરપર તેણે પહેરેલાં કપડાં ખુલતાં પડી ગયાં હતાં તેપરથી આવી શકતો હતો. આ મનુષ્ય મૃત્યુની સમીપમાં હતો. ક્ષુધા અને તૃષાએ તેને મૃત્યુના દ્વારપર્યંત પહોંચાડી દીધો હતો.

ક્યાંય પાણીનો વ્હેળો દૃષ્ટિએ પડે છે કે કેમ, એ હેતુથી તેણે આસપાસ નજર ફેરથી. પરંતુ કોઈ પણ સ્થળે જળની આશા

આપનારૂં વૃક્ષ કે એક ન્હાનો સરખો છોડવો પણ નજરે નહિ પડતાં માત્ર ઉજ્જડ મેદાન અને દૂર પર્વતોની હારો તેના જોવામાં આવી એ વિશાળ અરણ્યમાં આશાનું એક પણ ચિહ્ન તેની દૃષ્ટિએ પડ્યું નહિ. ઉત્તર, પૂર્વ અને પશ્ચિમમાં તેણે આતુર અને આશાપૂર્ણ નજરે નિહાળ્યું, પરંતુ કોઇ પણ સ્થળે જળનું એક બિંદુ પણ મળી શકે તેમ લાગ્યું નહિ. તૃષાથી તેનો કંઠ સૂકાતો હતો. તેણે વિચાર્યું કે 'હવે દીર્ઘ સમય હું જીવી શકીશ નહિ. આ વેરાન જંગલ જ મારી કબર બનશે.' થોડી વાર મૌન રહી તે બોલી ઉઠ્યો: "તો પણ શું થયું ? અહીં મૃત્યુ થાય કે સુંદર બિછાનામાં પડ્યા પડ્યા મોત આવે એ બન્ને સરખું જ છે!"

તે 'હાશ' કરીને એક ખડકની ઓથે બેઠો. બેસતાં પહેલાં તેણે પોતાના હાથ માંહેની અત્યારે નિરુપયોગી લાગતી બંધૂક એક તરફ ફેંકી દીધી અને ખભા ઉપર ઉચકેલો એક વીંટો જાળવીને નીચે મૂક્યો. પરંતુ તેમ કરતાં તેને અતિશ્રમ પડ્યો હોય એમ લાગતું હતું. કેમકે એ ભૂરા રંગની શાલમાં લપેટેલા વીંટાને નીચે મૂકતાં સ્હેજ ધબકારો થયો. તે સાથે જ એ વીંટામાંથી એક તીણો અવાજ આવ્યો અને તેમાંથી બે આસમાની રંગની ચળકતી આંખોવાળું સુંદર પરંતુ મ્લાન બની ગયેલું વદન અને બે ન્હાના, પાતળા અને ફીકકા હસ્ત દેખાયા.



## પ્રકરણ ૧૮ મું.

### એક અપૂર્વ દૃશ્ય.

"તમે મને વગાડયું !" એ બાળક સ્હેજ ઠપકાના ભાવપૂર્વક બોલ્યું.

"તને વાગી ગયું ?" પેલો મનુષ્ય શોકપૂર્ણ સ્વરે બોલ્યો. તે સાથે તેણે એ બાળકની આસપાસ લપેટાએલી શાલને ઉખેળતાં અંદરથી પાંચ વર્ષની ઉમરની ન્હાની બાળકી બહાર નિકળી આવી. તેના સુંદર અને નાજુક બૂટ ગુલાબી રંગનું ફરાક અને તેના ઉપર મૂકેલી સફેદ કોર, વગેરે તરફ નજર કરતાં એ બાળાને ઉછેરવામાં તેની માતા કેટલી બધી કાળજી લેતી હશે, તેની કલ્પના થઈ શકતી હતી. તેનું વદન અત્યારે ફીકકું અને ગ્લાન દેખાતું હતું ખરૂં તદપિ તેના અંગનાં અન્ય અવયવો તરફ દૃષ્ટિ કરતાં તેની સાથેના પુરુષ કરતાં તેને ઓછું કષ્ટ સહન કરવું પડયું હશે એમ સ્પષ્ટ થતું હતું.

"હવે કેમ છે ?" પેલા પુરુષે ચિંતાતુર વદને પ્રશ્ન કર્યો. કારણ કે હજી પણ તે બાળા પોતાના માથાપર પંપાળતી હતી.

"તમે અહીં ચુમી કરો એટલે મટી જાય." જે સ્થળે પોતાને ઈજા થઈ હતી તે બતાવતાં એ બાળા ગંભીરાઈપૂર્વક બોલી: "મને જ્યારે લાગતું ત્યારે બા પણ એમ જ કરતી હતી. પણ મારી બા કયાં ?"

"તારી બા જતી રહી, પણ હું ધારૂં છું કે તું પણ થોડા દિવસમાં જ તેની પાસે પહોંચી જઈશ."

"જતી રહી !" નાની બાલિકા બોલી: "પણ એ ગઇ ત્યારે મને ચૂમી કેમ ન કરતી ગઇ ? જ્યારે તે કાકીને ત્યાં ચહા પિવાને જતી ત્યારે દર વખત મને ચુમી લેતી; અને એને ગયાને આજ તો ત્રણ દિવસ થઈ ગયા ! તાપ બહુ જ પડે છે. ખરૂંને ? મને ભૂખ લાગી છે. તરસ તો બહુ જ લાગી છે. કાંઈ ખાવાનું કે પિવાને પાણી નથી ?"

"ના, બેટા ! કાંઈ જ નથી. તું થોડીક વાર આરામ લે એટલે તને ઠીક લાગશે. મારા ખોળામાં માથું રાખીને સૂઇ જા. હં, હવે બરોબર. જ્યારે કંઠે સોસ પડતો હોય ત્યારે ઝાઝું બોલ બોલ ન કરીએ. પણ મને લાગે છે કે હવે આપણી ખરી સ્થિતિ તારાથી વધુ વાર છૂપી રાખવી જોઇએ નહિ. વારૂ, તારા હાથમાં આ શું છે ?"

"બહુ જ સુંદર, બહુજ મજાનાં છે, ખરૂંને ?" એ બાળકી પોતાના હાથમાં અબરખનાં એ ચળકતાં પાનાંને ઉંચાં કરતી આવેશ-પૂર્વક બોલી: "જ્યારે આપણે ઘેર જઇશું ત્યારે હું એ મારા ભાઇ બોબને આપીશ."

"એથી પણ સારી સારી ચીજો થોડા વખતમાં જ તારા જોવામાં આવશે." પેલા પુરુષે ચમત્કારપૂર્ણ સ્વરે કહ્યું: "પણ રહે, હું હમણાં તને શું કહેવા જતો હતો ? આપણે પેલી નદીને કિનારે પહોંચી ત્યાં ભાતુ ખાઇને પાણી પિધું હતું એ તને યાદ છે ?"

"હા-હા; બધુંય યાદ છે. હું નદીમાં રમતાં માછલાંને જોતી હતી, એ પણ યાદ છે."

"બરોબર. પછી અમે ધાર્યું હતું કે બીજી નદીએ થોડા વખતમાં આપણે બધાં પહોંચી જઈશું. પરંતુ અમારી ગણતરીમાં

અમે ભૂલ્યા. ક્યાં તો કંપાસ ખોટો હોય કે પછી નકશો બરોબર ન હોય, પરંતુ બીજી નદી આવી નહી. અમે જે પાણી ભરી લીધું હતું તે ખલાસ થવા આવ્યું. માત્ર તારા જેવાં બાળકોને માટે અમે થોડુંક રાખી મૂક્યું—અને—અને પછી ?"

"અને પછી તમે પાણી વિના તમારૂં મ્હોં પણ નથી ધોયું !" એ નિર્દોષ બાલિકા પેલા પુરુષના પ્રેતવત્ ચ્હેરા તરફ તાકતી ગંભીરપણે બોલી.

"હા, મ્હો ધોયું નથી તેમ મેં પાણી પિધું પણ નથી. એથી પાણી વિના ટળવળી ટળવળીને સૌની પહેલાં મી. બેન્ડર મરણ પામ્યા. તે પછી આપણો નોકર પીટ ગયો. મીસીસ મેક ગ્રેગરનો પણ એ જ સ્થિતિમાં અંત આવ્યો અને જાહોની હોન્સની પણ એ જ દશા થઈ. તે પછી, બેટી ! તારી બા—"

"મારી બા પણ મરી ગઇ ?" એ શબ્દોની સાથે બાલિકા પોતાની છાતીમાં મસ્તક છૂપાવી ડુસકાં ભરવા લાગી.

"હા, એ બધાં ચાલ્યાં ગયાં. માત્ર હું અને તું બે જણાં જ રહ્યાં છીએ. પછી આ દિશામાં આગળ વધતાં કદાચ પાણી મળશે ખરૂં, એવી આશાથી તને મારા ખભા ઉપર ઉચકીને હું આ તરફ આવ્યો. પરંતુ હજી સુધી કોઈ પણ સ્થળે પાણીનું એક ટીપું પણ દેખાયું નથી, અને હવે પાણીવાળા સ્થળે આપણે પહોંચી શકીએ એવી આશા પણ નથી. હવે આપણે માટે એક જ માર્ગ રહ્યો છે !"

"એટલે ? શું આપણે પણ મારી બાની માફક મરી જઈશું ?" બાલિકાએ કાંઈક શાંત બનીને અશ્રુપૂર્ણ નેત્રે પુરુષની સામે જોતાં પ્રશ્ન કર્યો.

"હા, હું ધારૂં છું કે પરિણામ એવું જ આવશે."

"પણ, તો પછી એ વાત તમે મને પહેલેથી જ કેમ ન કરી?" તે મુખ મલકાવતાં પ્રસન્ન વદને બોલી: "જો આપણે મરી જઇએ તો તો ઘણું જ સારૂં. કેમકે મારી બાની પાસે આપણે પહોંચી જઇએ. મને મારી બા પાસે જવું બહુ જ ગમે છે!"

"એમ? ત્યારે તો તું થોડા સમયમાં જ ત્યાં પહોંચી જઈશ."

"અને તમે પણ મારી સાથે જ આવશો ને? તમે મારી સંભાળ લીધાની વાત હું તેને કહીશ એટલે એ તમારા ઉપર ઘણી જ ખુશ થશે– તમારો ઘણો જ આભાર માનશે. આપણે શરત લગાવશું? આપણે તેની પાસે જઇએ, એટલે તે પાણીનો એક મોટો ઘડો અને તળેલા ગરમ પાંઉ લઇને સ્વર્ગના દ્વારમાં આપણી રાહ જોતી ઊભી હોય તો તમારે એક પાઉંડ મને આપવો. તળેલા પાંઉ મને ને બોબને બહુ ભાવે છે. પણ આપણે મારી બા પાસે ક્યારે પહોંચીશું?"

"એ તો મને ખબર નથી– પણ ઝાઝા દિવસ નહિ લાગે?" પેલા પુરુષે જવાબ આપ્યો. એ સમયે તેની દૃષ્ટિ ઉત્તર દિશામાં ક્ષિતિજ તરફ હતી. ઘણે દૂર ઉંચે આસમાની વાદળમાં ત્રણ ન્હાની કાળી વસ્તુઓ નજરે પડી. પરંતુ તે ત્વરિત ગતિએ આ તરફ આવતી હોવાથી ઉત્તરોત્તર તેમનું કદ મોટું થતું હતું. થોડા સમયમાં જ માલૂમ પડી આવ્યું કે એ ભૂરા રંગનાં મોટા કદનાં ત્રણ પક્ષીઓ છે. પ્રથમ તેઓ આ બે ભૂલાં પડેલાં પ્રવાસીઓના મસ્તક ઉપર ઉંચે ચક્કર મારવા લાગ્યાં, અને પછી છેવટે એક ખડક ઉપર જઇને બેઠાં. એ ગીધ પક્ષી હતાં. એ સમયે પશ્ચિમવાસીઓમાં તેમનું આગમન મૃત્યુની આગાહી આપનારૂં મનાતું હતું.

"મરઘાં અને બતકાં!" એ કદરૂપા દેખાવનાં પ્રાણીઓને

જોઇને બાલિકા આનંદપૂર્વક બોલી ઉઠી; તથા તેમને ખડક ઉપરથી ઉડાડવાને માટે પોતાના બે નાજુક હાથ વડે તાળીઓ પાડવા લાગી. થોડી વારે તે બોલીઃ "શું! આ પ્રદેશ પરમેશ્વરે બનાવ્યો છે?"

કેવો વિચિત્ર પ્રશ્ન? પ્રિય વાંચક! તારા મનમાં આવો પ્રશ્ન કદી ઉપસ્થિત થયો છે ખરો? એ બાલિકાના સહચરને પણ એ પ્રશ્ન એટલો જ વિચિત્ર અને આશ્ચર્યજનક લાગ્યો હતો. તેણે જવાબ આપ્યોઃ "હા, પરમેશ્વરે જ બનાવ્યો છે."

"ઇલીનોઇસ* ભગવાને બનાવ્યું છે અને મીસુરી+ પણ ભગવાને બનાવ્યું છે." બાલિકાએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યોઃ "પરંતુ હું ધારૂં છું કે આ તરફનો પ્રદેશ તો કોઈ બીજાએ બનાવેલો હોવો જોઇએ—પરમેશ્વરે નહિ. આ પ્રદેશનો બનાવનાર માણસ તદ્દન અણુઝ હશે. જૂઓને, તે અહીં પાણી અને વૃક્ષો બનાવવાનું તો ભૂલી જ ગયો છે!"

"બેટા! આપણે અત્યારે પ્રાર્થના કરીશું?" એ બાલિકાના મનમાં ઉપસ્થિત થયેલા નાસ્તિક ભાવને દૂર કરી નાંખવાના ઉદ્દેશથી પેલો પુરુષ બોલ્યો.

"પણ હજી રાત્રી કયાં પડી છે?" બાલિકાએ કહ્યું. હંમેશાં સૂતિ વખતે પ્રાર્થના કરવાને ટેવાયેલી બાલિકાને પોતાના સાથીના પ્રશ્નથી સ્હેજ આશ્ચર્ય પણ ઉત્પન્ન થયું હતું.

"તોયે શો વાંધો છે? હજી પ્રાર્થનાનો સમય થયો નથી એ

---

* ઈલીનોઈસ યુનાઈટેડ સ્ટેટસનું પરગણું છે, ચિકાગો શહેર આ પરગણામાં આવેલું છે.

+ મીસુરી પણ એક પરગણું છે. મીસીસીપી નદી તે પરગણામાં થઈને પસાર થાય છે.

ખરૂં. તો પણ પરમેશ્વર આપણી પ્રાર્થનાનો સ્વીકાર તો કરી જ લેશે. તું પ્રવાસ દરમિયાન ગાડીમાં બેઠી બેઠી રોજ રાત્રે જે સ્તોત્ર બોલતી હતી તે બોલ."

"તમે પોતે પણ કાંઇક બોલોને." પોતાને સ્તોત્ર બોલવાની આજ્ઞા કરનારને મૌન રહેલો જોઇને આશ્ચર્યપૂર્ણ નેત્રો વિકસાવતી બાલિકાએ તેને પણ સ્તોત્રપાઠ કરવાનો આગ્રહ કર્યો.

"મને ક્યાં આવડે છે?" તેણે જવાબ આપ્યો: "મને યાદ છે કે હું તારા જેવડો ન્હાનો હતો ત્યારે પ્રાર્થના કરતો હતો. પણ પછી બા મને મૂકીને ચાલી ગઈ, એટલે કોઈ પ્રાર્થના કરાવનારૂં નહિ રહેવાથી અત્યારે તો હું તદ્દન ભૂલી ગયો છું. તો પણ જાગ્યા ત્યારથી સ્હવાર. તું બોલ એટલે મારી સ્મરણશક્તિ તાજી થશે અને હું પણ તારી સાથે બોલવા લાગીશ."

"વારૂ, ચાલો ત્યારે તમે મારી જોડાજોડ ગુંઠણ ભર થાઓ. જૂઓ, આ પ્રમાણે." એમ કહેતાં તેણે જમીન ઉપર પેલી શાલ પાથરી, અને તે બે જણા પૂર્વ તરફ મુખ રાખી મસ્તક નીચું નમાવી જોડાજોડ ગુંઠણ ભર થઇને શાલ ઉપર બેઠાં. બાલિકા મધુર હલકે ગાવા લાગી અને પેલા હાડપિંજરવત્ બની ગયેલા પુરુષનો કર્કશ ધ્વની પણ વચ્ચે વચ્ચે બાલિકાના કંઠના માધુર્યમાં પૂરાવા લાગ્યો.

કેવું મજાનું દૃસ્ય! પરંતુ એ દૃસ્યને નિહાળનાર ત્યાં કોણ હતું? માત્ર પેલાં ત્રણ ગીધ પક્ષી! અમે કહીએ છીએ કે કોઈ પાષાણ હૃદયી મનુષ્યના દિલમાં પણ આ દૃશ્યે દયાના ઝરાને વ્હેતો કરી દીધો હોત. નાસ્તિક મનુષ્યનો અંતરાત્મા પણ આ દૃસ્ય નિહાળી પ્રભુ પ્રત્યેની પોતાની વિમુખતાને દૂર કરવાને અવશ્ય લલચાયો હોત. જો એકાદો કુશળ ચિત્રકાર એ વેળાએ તે સ્થળે હાજર હોત તો પોતાની

ાપછી વડે આ દૃશ્યને ચિત્રપટદ્વારા રજુ કરીને જન સમાજના અભિનંદનને પ્રાપ્ત કરી શકયો હોત. પરંતુ એવી તક ક્વચિત્ જ પ્રાપ્ત થાય છે. અસ્તુ, અત્યારે એ તક અમને પ્રાપ્ત થઈ છે. અમે મનઃચક્ષુવડે એ દૃશ્યને નિહાળી શકીએ છીએ; પરંતુ અમે ચિત્રકાર નહિ હોવાથી, એ અપૂર્વ દૃશ્યનું માત્ર શાબ્દિક ચિત્ર જ અમારી યથાશક્તિ અત્ર રજુ કરવાનો યત્ન કરીશું.

અમે ઉપર જણાવી ગયા કે પેલી ન્હાનકડી શાલ ઉપર પાંચ વર્ષની, મધુર હાસ્યને વિલસાવતી બાલિકા અને વૃદ્ધાવસ્થાને કિનારે પહોંચી ચૂકેલા જેવો દેખાતો, અનેક સંકટોમાંથી પસાર થઈ આવેલો સહાસિક પુરુષ, એ બન્ને જોડાજોડ ગુંઠણમંડીએ બેઠેલાં હતાં. તેમણે બન્નેએ દ્વય હસ્ત જોડીને પોતાની છાતી પાસે રાખેલા હતા. બાલિકાનું ગોળમટોળ નાજુક વદન અને પેલા પુરુષનું લોહી અને માંસ વિનાનું સૂકાઈ ગયેલું મુખ નિરભ્ર આકાશ તરફ વળેલું હતું. જે પ્રભુએ પોતાને પેદા કરેલ છે અને જે થોડા વખતમાં જ આ જગત્ પરથી પોતાની સમીપમાં બોલાવી લેનાર છે, તે પ્રભુની દયાને માટે આર્જવતા કરતાં તેમનાં હૃદયનો ભાવ તેમનાં બન્નેનાં આર્દ્ર બનેલાં મુખપરથી સ્પષ્ટ થતો હતો. બાલિકાનો તીણો અને સ્પષ્ટ તથા પુરુષનો ઊંડો અને કર્કશ ધ્વની, પોતાનાં પાપોની માફી આપી દયા દર્શાવવાને માટે, પ્રભુની કરવામાં આવતી આર્જવતામાં મિશ્રિત થયેલો જણાતો હતો. એ નિબિડ અને શાંત અરણ્યમાં તેમનો સ્વર દૂર દૂરના પ્રદેશપર્યંત પહોંચતો હતો. પ્રાર્થના પૂર્ણ થઈ એટલે પુનઃ તે બન્ને જણાં ખડકને ઓથે બેઠાં. થોડીક વારે બાલિકા પોતાના રક્ષકના ખોળામાં માથું રાખીને સૂઈ ગઈ. થોડી વાર સુધી તો એ પુરુષ બાલિકાના નિર્દોષ મુખ સામે જોતો જાગતો બેસી રહ્યો. પરંતુ

હવે તેનાં નેત્રો પણ ઘેરાવા લાગ્યાં. લગભગ ત્રણ દિવસ અને ત્રણ રાત્રી થયાં એક મિનિટનો પણ આરામ લીધા સિવાય કે આડે પડખે થયા સિવાય તેણે એક સરખી રીતે ચાલ ચાલ કર્યા કર્યું હતું. ધીમે ધીમે તેનાં નેત્રો વીંચાવા લાગ્યાં અને માથું નીચું નમવા લાગ્યું. તે એટલે સુધી કે તેની દાઢીના સફેદ વાળ બાલિકાનાં સોનેરી વાળ સાથે એકત્ર બની ગયાં. તે ખડકને અઢેલીને બેઠેલો હોવાથી ઢળી પડવાનો ભય ન હતો. એ પ્રમાણે નિર્દોષ બાલિકા અને સહાસિક પુરુષનું જોડું ક્ષુધા અને તૃષાના દુઃખથી કંટાળીને આ ઉજ્જડ અને શાંત અરણ્યમાં શાંત નિદ્રાને અનુભવવા લાગ્યું. તેમની આ નિદ્રા કાયમની જ નિવડે છે કે અલ્પ સમયની તે આપણે જોઇએ!

## પ્રકરણ ૧૯ મું.

### દૈવી સહાય.



જો એ પ્રવાસી અર્ધો કલાક વિશેષ જાગૃત રહ્યો હોત તો એક વિચિત્ર દૃશ્ય તેની નજરે પડયું હોત. એ સ્પષ્ટ મેદાનપર દૂર દૂર ક્ષિતિજમાં ધૂળનો ન્હાનો ગોટ ઉંચે ચડતો દેખાતો હતો. પ્રથમ તો તે બહુ જ આછો હતો અને જે સ્થળે બે પ્રવાસીઓ સૂતાં હતાં ત્યાંથી તે અતીવ દૂર હોવાને લીધે નરી આંખે સ્પષ્ટપણે કળી શકાય તેમ ન હતો. પરંતુ ધીમે ધીમે તે ઉંચો ને ઉંચો ચડવા લાગ્યો અને તેનો વિસ્તાર પણ વધવા લાગ્યો. થોડી વારે તેણે એક મોટા, ભુખરા વાદળાનું સ્વરૂપ પકડયું. એ ધૂળના વાદળાનો વિસ્તાર પણ

વૃદ્ધિંગત થતો ગયો. હવે બહુ બારિકાઈપૂર્વક નિરીક્ષણ કરવાથી સમજી શકાય તેમ હતું કે જીવન્ત પ્રાણીઓનો સમુહ ચાલવાને લીધે ઊડતી ધૂળનું આ વાદળ બનેલું હોવું જોઇએ. જો પ્રદેશ રસાળ અને હરિયાળો હોય તો એવા અનુમાન ઉપર આવી શકાય કે ભેંશોનું મોટું ટોળું ચરવાને માટે આ તરફ આવતું હશે. પરંતુ આ સૂષ્ક અને ક્ષારવાળા પ્રદેશમાં એ અનુમાન તદ્દન નિરર્થક હતું. વ્હેમી મનુષ્ય કદાચ એવી કલ્પના કરી શકે કે ધૂળના વાદળ રૂપે કોઈ મોટો રાક્ષસ આ નિબિડ અરણ્યમાં વિહરવાને નિકળ્યો હશે. પરંતુ વીશમી સદીના આગળ વધતા જમાનામાં એવા પ્રકારની વિચિત્ર અને મૂર્ખતા ભરેલી કલ્પનાને પોતાના મનમાં સ્થાન આપવાનું વિવેકી વાચક પસંદ ન કરે એ દેખીતું છે. એટલે બીજી ત્રીજી કલ્પ-નાને છોડી દઇને આપણી દૃષ્ટિએ જે દેખાય તેના ઉપર જ આપણે આધાર રાખીશું. જૂઓ, ધૂળનું વાદળ હવે અગાઉ કરતાં ઘણું ન-જીક આવી પહોંચ્યું છે. પ્રિય વાચક! કાંઈ દૃષ્ટિએ પડે છે ખરૂં? જૂઓ જૂઓ, અનેક ન્હાનીમોટી ગાડીઓ અને તેની આસપાસ કેનવાસનું આચ્છાદન જણાય છે. તે ગાડીઓની સાથે સાથે ઘોડેસ્વાર બનીને ચાલતા શસ્ત્રધારીઓ પણ દેખાય છે. અરે! આ તો યાત્રાળુનો મોટો સંઘ છે. અને સંઘ પણ કેટલો મોટો! જ્યારે તેનો મોખરાનો ભાગ સપાટ મેદાનમાં પર્વતની તળેટી પાસે આવી પહોંચ્યો ત્યારે તેનો છેવાડાનો ભાગ તો હજી ક્ષિતિજમાં . પણ દૃષ્ટિગોચર થતો ન હતો. એ વિશાળ મેદાન પર તેની મધ્યમાં ગાડીઓ, ગાડાં, ઘોડે-સ્વારો અને પગપાળા મનુષ્યોની લાંબી હાર પથરાયેલી દેખાતી હતી. અસંખ્યાત સ્ત્રીઓ મોટાં બંડલોના બોજા નીચે કચરાઈ જતી ધીમી ગતિએ ગાડાં સાથે ચાલતી હતી. કેટલાંક ન્હાનાં બાળકો પરસ્પર

ગેલ કરતાં તેમની સાથે ચાલતાં, કોઈ ચાલી ન શકે તેવાં અતિ ન્હાનાં બાળકો ગાડીઓના પડદામાંથી બહાર ડોકીયું કરી સૃષ્ટિસૌંન્દર્ય નિહાળતાં જણાતાં હતાં. આ કાંઈ કેવળ ધંધાને અર્થે એક સ્થળેથી બીજે સ્થળે જઇને વસવાની ઇચ્છા રાખનારાઓની વણઝાર ન હતી, પરંતુ આ પશુપાલક જનોને સંયોગવશાત્ એક દેશ છોડી અન્ય સ્થળે જવાની ફરજ પડેલી હોય એમ જણાતું હતું. આ માનવસાગરમાંથી તેમના કલબલાટ અને હાસ્યધ્વનીનાં મોજાં બહાર ચોપાસ ઉછળી રહ્યાં હતાં. તેની સાથે ભળી જતો પૈડાંનો કચુડ કચુડ તથા ઘોડાઓની ખરીઓનો અવાજ શ્રોતાને કુતૂહલ ઉત્પન કરતો હતો. પરંતુ એ ધ્વની ગમે તેટલો મોટો હોવા છતાંયે તે ભૂખ અને તૃષાના ત્રાસથી નિરાશ બનીને નિદ્રાને આધીન થયેલાં આપણાં બે પ્રવાસીઓને—પેલા પુરુષ અને બાલિકાને નિદ્રામાંથી જાગૃત કરી શકયો નહિ.

આ વણઝારને મોખરે વીશ કે તેથી વિશેષ પુરુષો ઘોડેસ્વાર થઇને ચાલતા હતા. તેમનો ચ્હેરો પ્રવાસના શ્રમથી અને ઉન્હાળાના તાપથી સ્હજ શ્યામ બની ગયો હતો. તેમણે હાથે કાંતેલા સુતરનાં જાડાં ધડસા જેવાં કપડાં પહેર્યાં હતાં. હથિયારમાં તેમની પાસે બંધૂકો હતી. એક ખડકની તળેટી પાસે તેઓ આવી પહોંચ્યા એટલે અટકી ગયા અને અંદરોઅંદર કાંઈક મસલહત ચલાવવા લાગ્યા.

"આપણી જમણી બાજુ તરફ કૂવાઓ છે, મારા બંધુઓ!" તેમનામાંનો એક જાડા હોઠ અને ભૂરા વાળવાળો મનુષ્ય બોલ્યો. તેણે દાઢી મૂછ રખાવેલાં ન હતાં.

"સીએરા બ્લેન્કોની જમણી બાજુએ—ત્યારે તો આપણે રીઓગ્રાન્ડે જઈ પહોંચીશું." બીજો બોલ્યો.

"પાણી માટે ચિંતા ન કરો." ત્રીજાએ ગંભીરતાપૂર્વક કહ્યું: "જે પ્રભુએ પત્થરમાંથી પણ પાણી પેદા કરી આપ્યું છે, તે પ્રભુ પોતાનાં બાળકોને તૃષાથી રિબાવા નહિ જ દે."

"આમીન! આમીન!" એ વીશ જણાની ટોળીએ ગંર્જના કરી.

તેઓ આગળ વધવાનું કરતા હતા એવામાં તેમના માંહેના એક તિક્ષ્ણ દૃષ્ટિવાળા યુવાનના મુખમાંથી આશ્ચર્યોદ્‌ગાર સરી પડ્યો, અને તે તેમને સામે ઊભેલા ઉંચા ખડક સામે આંગળી ચિંધવા લાગ્યો. તે ખડકના મથાળે એક ગુલાબી રંગનું સૂર્યના પ્રકાશથી ચળકતું કપડું પવનને લીધે ઊડતું જોવામાં આવતું હતું. એ દૃશ્ય નજરે પડતાં જ તમામે ઘોડાની લગામો ખેંચી અને બંધૂકોના ઘોડા ચડાવીને તેઓ સ્વસ્થ બની ગયા. તેમની પાછળના બીજા સ્વારો પણ ઘોડા દોડાવતા આગળ આવી પહોંચ્યા. 'તામ્રવર્ણી જંગલીઓ!' એ વાક્ય દરેકના મુખપર તરવરી રહ્યું.

"અહીંઆ જંગલી માણસો હોવાનું ચિહ્ન જણાતું નથી." એ સ્વારો માંહેનો એક વૃદ્ધ સત્તાદર્શક સ્વરે બોલ્યો. તે તેમનો મુખી હોય એમ લાગતું હતું. તેણે ઉમેર્યું: "પાઉની લોકોની ટોળીઓને આપણે પાછળ મૂકતા આવ્યા છીએ, અને હવે જ્યાંસુધી સામે દૂર દેખાતા પર્વતોને ઓળંગીને પેલી તરફ જઈ પહોંચીએ ત્યાંસુધી બીજી કોઈ પણ જંગલી જાતિના મનુષ્યો દૃષ્ટિએ પડવાનો સંભવ નથી."

"હું ત્યાં જઇને તપાસ કરી આવું, બંધુ સ્ટેન્જરસન!" એ ટોળી માંહેના એકે આતુરતાપૂર્વક કહ્યું.

"અને હું," અને હું," એમ બીજા દશ-બાર જણ પણ બોલી ઉઠયા.

"ભલે જાઓ, અમે તમારા અશ્વોને સાચવતા તમારી રાહ જોઇને અહીં ઊભા રહીશું." વૃદ્ધ પુરુષ બોલ્યો. એક પળમાં કેટલાક યુવાનોએ ઘોડાપરથી નીચે ઊતરી જઈ પોતાના ઘોડાની લગામો બીજાના હાથમાં આપી દીધી. જે વસ્તુએ પોતાની જીજ્ઞાસાને તીવ્ર બનાવી દીધી હતી, તેના તરફ જવાને તેઓ પેલા ખડક ઉપર ચડવા લાગ્યા. તેમને ઉંચા અને સિદ્ધા પહાડો ઉપર ચડવાનો અનુભવ હોય એમ લાગતું હતું. કેમકે સરકી જવાના ભય સિવાય તેઓ જરી પણ અવાજ કર્યા સિવાય આગળ વધતા હતા. નીચેના મનુષ્યો તેમને એક ખડક પરથી બીજા ખડકપર કૂદતા અને ઉપરને ઉપર જતા નિહાળતા હતા. જે યુવાને પહેલાં આ વસ્તુ નિહાળી હતી તે સહુની મોખરે ચાલતો હતો. એકાએક તેની પાછળ આવનારાઓએ તેને બે હાથ ઉંચા કરી તે વડે આશ્ચર્યનું ચિહ્ન પ્રકટ કરતો જોયો. તેઓ પણ તેની પાસે જઈ પહોંચ્યા. તે વેળા જે દશ્ય તેમની દષ્ટિએ પડયું એથી તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

જે ટેકરીપર તેઓ ચડયા હતા તે ટેકરીને મથાળે થોડીક જગ્યા હતી અને ત્યાં એક ન્હાના થાંભલા જેવો ખડક ઊભો હતો. તે ખડકની પાસે એક કદાવર, લાંબી દાઢીવાળો અને કઠોર ચ્હેરાવાળો પરંતુ શરીરે અત્યંત પાતળો પડી ગયેલો મનુષ્ય સૂતો હતો. તે મનુષ્યની પડખે એક ન્હાની બાળીકા પોતાના નાજુક ગૌર હસ્ત પેલા પુરુષની રક્તમાંસવિહિન ગરદનમાં ભેરવીને તથા પોતાનું મસ્તક એ પુરુષની છાતીમાં છૂપાવીને પડી હતી. પેલા પુરુષનાં નસ્કોરાં બોલતાં હતાં. બાલિકાના અર્ધખોલા ગુલાબી હોઠમાંથી બરફ

જેવી સફેદ દંતપંક્તિ દષ્ટિગોચર થતી હતી તેના બાલમુખ ઉપર નિર્દોષ હાસ્ય છવાઈ રહ્યું હતું. તે પણ નિદ્રાધીન બની ગઈ હતી એમ તેના મીંચેલાં નેત્રોપરથી જણાઈ આવતું હતું. તેના નાજુક અને પાતળા, ગૌર પગ, તેના ઉપર ગોઠણની નીચે સુધી પહેરેલાં સફેદ મોજાં અને મોજાં ઉપર ચળકતા બકલવાળાં બૂટ તથા પેલા પુરુષના રક્તમાંસથી કેવળ રહિત બનેલા ખજુરીના સોટા જેવા લાગતા પાતળા પગ વચ્ચેનો ભેદ પ્રેક્ષકના હૃદયમાં ચિત્રવિચિત્ર કલ્પનાઓને સ્ફુરાવતો હતો. એ વિચિત્ર જોડાથી થોડેક દૂર આવેલા એક ખડક ઉપર ત્રણ ગીધ પક્ષી બેઠાં હતાં. તેઓ આ નવીન આગંતુકોને જોતાં ભયત્રસ્ત બન્યાં હોય તેવો આશ્ચર્યોદ્‌ગાર કાઢતાં પાંખો ફફડાવતાં ત્યાંથી પલાયન થઈ ગયાં.

એ અપશુકનિયાળ પક્ષીઓની ચીચીયારીથી નિદ્રાને વશ થયેલા બે પ્રવાસીઓ જાગી ગયાં અને નિર્જન સ્થળે પોતાની સમીપમાં કેટલાક મનુષ્યને ઊભેલા જોઇને આભા જેવાં બની ગયાં. પેલો પુરુષ સફાળો ઊભો થઈ ગયો અને જે મેદાન પોતે નિદ્રાધીન થયો તે પહેલાં તદ્દન ઉજ્જડ જેવું લાગતું હતું, તે મેદાનપર અત્યારે આવી રહેલાં અસંખ્ય મનુષ્યો અને પશુઓ તરફ તેની દષ્ટિ ગઈ. પરંતુ આ દશ્ય સત્ય હોય એમ તેના હૃદયે કબૂલ કર્યું નહિ. પોતાને દૃષ્ટિભ્રમ તો નહિ થયો હોય, એવા વિચારથી હાથ વડે આંખો ચોળતો તે મનમાં ગણગણ્યો: "હું ધારૂં છું કે મને આ સ્વપ્નું આવેલું હોવું જોઇએ."

બાલિકા તેના કોટની ચાળ પકડીને તેના પડખામાં ભરાઇને ઊભી હતી. તે કાંઈ પણ બોલ્યા સિવાય બાળકોમાં સ્વાભાવિક રીતે દેખાતી જીજ્ઞાસા અને કુતૂહલતાપૂર્વક આસપાસ દષ્ટિ નાખતી હતી

આ કાંઈ સ્વપ્નું નથી પરંતુ સત્ય જ છે, એ બાબતની પ્રતીતિ નવીન આગંતુકોએ બન્ને ભૂલા પડેલાં પ્રવાસીઓને કરાવી દીધી. એક બાળકીને ઉચકીને પોતાના ખભા ઉપર બેસારી દીધી અને બીજાએ તેના શક્તિહિન બની ગયેલા સાથીને ટેકો આપ્યો. તેઓ જ્યાં પેલો કાફલો પડેલો હતો તે તરફ જવા લાગ્યા.

"મારૂં નામ જ્હોન ફેરીયર છે." પ્રવાસીએ ખુલાસો કર્યો: "અમે બધાં મળી કુલ્લે એકવીસ માણસો હતાં. તેમાંથી હું અને આ બાળા બે જણાં જ બચવા પામ્યાં છીએ. બીજાં બધાં માર્ગમાં અન્ન અને પાણીના અભાવે મરણને શરણ થઇ ગયાં છે. અમે આમ દક્ષિણ તરફથી આવીએ છીએ."

"આ તમારી છોકરી છે?" એકે પ્રશ્ન કર્યો.

"હા, હું ધારૂં છું કે હવે તે મારી જ છે." પ્રવાસી આવેશ-પૂર્વક બોલી ઊઠ્યો: "તે મારી છે, કારણ કે મેં જ તેને બચાવી છે. કોઇ પણ માણસ તેને મારી પાસેથી ખુંચવી જઈ શકશે નહિ. આજથી હવે પછી સદાયને માટે તેનું નામ લ્યુસી ફેરિયર રહેશે. પણ તમે કોણ છો?" સૂર્યના તાપથી લાલચોળ બની ગયેલા ચ્હેરા-વાળા પોતાના રક્ષકને તેણે જીજ્ઞાસાપૂર્વક પ્રશ્ન કર્યો: "તમારો કાફલો મોટા લશ્કર જેવો લાગે છે!"

"હા, અમે લગભગ દશ હજાર માણસો છીએ." એ જુવા-નીયા માંહેનો એક બોલ્યો: "અમે દેવદુત મેરોનાની પસંદગીને પાત્ર નિવડેલાં પરંતુ દુનિયાના દ્વેષી જનોથી હિણાયેલાં પ્રભુનાં બાળકો છીએ!"

"એ દેવદૂતનું નામ મેં આજે જ સાંભળ્યું!" પ્રવાસી હાસ્ય

કરતો બોલ્યો: "તેની પસંદગી તો સારાં માણુસોપર ઉતરી લાગે છે!"

"પવિત્ર આત્માની મશ્કરી ન કરો!" બીજો બોલ્યો: "સોનાનાં પતરાં ઉપર ઇજીપ્તની ભાષાના અક્ષરોમાં લખાયેલા મંત્રોના અમે ઉપાસક છીએ. તમે જાણો છો, એ પતરાં પવિત્ર કરીને અમારા ધર્મસંસ્થાપક +જ્હોન સ્મિથને પાલમીરાં* ખાતે સોંપવામાં આવ્યાં હતાં. અમે ઇલીનોઇસ પરગણાના નાવુ ગામથી આવીએ છીએ. ત્યાં અમે અમારા ધર્મનું દેવળ પણ બાંધ્યું હતું. પરંતુ ત્યાંના ધર્મવિદ્વેષક અને નાસ્તિક મનુષ્યની સાથે રહેવા કરતાં ઉજ્જડ અરણ્યમાં રહેવું એ વધારે સારૂં, એવા હેતુથી એ ગામનો ત્યાગ કરીને આ

---

+ જ્હોન સ્મિથ ખ્રિસ્તી મતાનુયાયી હતો. ઈ. સ. ૧૮૩૦ માં 'મોરમન' મત નામનો નવીન મત તેણે પ્રતિપાદન કર્યો હતો. એ મતના અનુયાયીઓ પોતાના ધર્માચાર્યમાં ઇશ્વરનો અંશ છે એમ માનતા હતા. ખ્રિસ્તીઓમાં એક કરતાં વધારે સ્ત્રી એક સ્ત્રીની હયાતીમાં કરવાનો ખાસ પ્રતિબંધ છે. પરંતુ આ મતાનુયાયીઓએ તે પ્રતિબંધનો અસ્વીકાર કર્યો હતો તેઓ 'બાઈબલ' અને 'મોરમનનું પુસ્તક' એ બે ગ્રંથોને પોતાના ધર્મગ્રંથો વરીકે સ્વીકારતા પરંતુ તેમાં તેમનો ધર્માધ્યક્ષ ફેરફાર કરે તો એમ કરવાની તેને સત્તા હતી. જોસફ સ્મિથનું ધર્મવિદ્વેષકોના તોફાની ટોળાએ ખૂન કર્યા બાદ તેઓ નાવુથી નિકળીને ઉટાહ પરગણામાં સોલ્ટલેઈક નામનું ગામ વસાવી ત્યાં રહ્યા હતા. ત્યાં યંગ બ્રિગહામ નામના માણસે ઈ. સ ૧૮૫૦ થી ૧૮૭૭ દરમ્યાન તેમને પ્રગતિમાન્ બનાવવામાં સારો ભાગ લીધો હતો.

* પાલમીરાં આફ્રિકામાં દમાસ્કસથી ૨૨ માઈલ દૂર સીરીયાના રણમાં આવેલું શહેર છે. અત્યારે તે નાશ પામેલું છે. તેનાં ખંડીયેર માત્ર છે.

બાજુએ કોઈ સ્થળે નિવાસ કરવાના ઇરાદાથી અમે આવ્યા છીએ."

નાવુ ગામનું નામ શ્રવણ કરતાં પેલા પ્રવાસીની સ્મરણશક્તિ તાજી થઈ હોય એમ જણાયું. તે બોલ્યો: "હું સમજ્યો–સમજ્યો. તમે મોરમન છો."

"હા, અમે મોરમન છીએ." તેના તમામ સાથીઓ એકી સાથે બોલી ઉઠયા.

"તમે કયાં જવાનો ઇરાદો રાખો છો?" જહોન ફેરિયરે પ્રશ્ન કર્યો.

"તે અમે નથી જાણતા. પ્રભુનો હસ્ત અમને અમારા ધર્માધ્યક્ષના રૂપે દોરીને લઇ જાય છે. એ અમારા પેગંબરની ઇચ્છા હશે ત્યાં તે અમને લઈ જશે. અમે તને પણ તેમની પાસે જ લઈ જઇએ છીએ. તમારી જે વ્યવસ્થા કરવાની હશે, એ વિષે તેઓ આજ્ઞા ફરમાવશે."

આ વખતે તેઓ ટેકરીની તળાટીમાં આવી પહોંચ્યા હતા. ઉક્ત કાફલાના યાત્રાળુઓ–ફીક્કા ચ્હેરાવાળી અને શરમાળ સ્વભાવની સ્ત્રીઓ, મજબૂત બાંધાંના અને આનંદી વદનનાં બાળકો તથા જીજ્ઞાસા અને આતુરતાપૂર્વક દષ્ટિ કરતા પુરુષો–તેમની આસપાસ ફરી વળ્યાં. જ્યારે તેમણે જહોન ફેરિયર અને તેની સાથેની બાલિકા લ્યુસીને જોયાં ત્યારે તેમના મુખમાંથી આશ્ચર્ય અને પ્રશંસાના ઉદ્‌ગાર સરી પડયા. તેઓ આ લોકો કોણ છે, કયાંથી આવ્યા, કયાં જાય છે, શું કરતાં હતાં, વગેરે પ્રશ્નપરંપરા આ બે જણાંને લઈ આવનારાઓ સમક્ષ મૂકવા લાગ્યાં; પરંતુ તેનો ઉત્તર આપવાની દરકાર નહિ કરતાં તેઓ તેમને વચ્ચેથી દૂર ખસેડીને આગળ ચાલવા લાગ્યા. પ્રશ્નો કરનારનું મોટું ટોળું પણ તેમની પાછળ પાછળ જવા લાગ્યું. એમ

કરતાં તેઓ એક ગાડી પાસે આવી પહોંચ્યા. આ ગાડી દેખાવમાં ભવ્ય અને મોટી હતી. તેના ઉપરનું ઢાંકણુ પણ બીજી ગાડીઓ કરતાં સુંદર અને કીમતી હતું. બીજી બધી ગાડીઓને બબ્બે કિંવા કોઈ કોઇને ચાર—ચાર ઘોડા જોડેલા હતા ત્યારે આ ગાડીને છ ઘોડા જોડયા હતા. તે ગાડીમાં ગાડીવાનની જોડાજોડ એક માણસ બેઠેલો હતો. તેના દેખાવપરથી તે ત્રીશ વર્ષ કરતાં વધારે ઉમરનો નહિ હોય એમ જણાઈ આવતું હતું. પરંતુ તેનું મોટું માથું અને તેના ચ્હેરાપર પ્રસરી રહેલો દૃઢ નિશ્ચયાત્મક ભાવ, તેની મોટા ટોળાના આગેવાન તરીકેની યોગ્યતાની પ્રતીતિ આપતાં હતાં. તે એક ભૂરા રંગના પુંઠાવાળો ગ્રંથ વાંચતો હતો. પરંતુ આ ટોળું જ્યારે તેની પાસે આવી પહોંચ્યું ત્યારે એ ગ્રંથ એક બાજુએ મૂકી દઇને તેણે ટોળાની સ્હામે જોયું. ટોળામાંથી એક જુવાને આગળ આવીને બે પ્રવાસીઓ એકલાંઅટુલાં ભૂલાં પડેલાં મળી આવ્યાની તમામ હકીકત તેને વિદિત કરી. સર્વ વિગત લક્ષપૂર્વક સાંભળી રહ્યા બાદ તેણે એ પ્રવાસીઓ તરફ દૃષ્ટિ કરી.

"જો તમારે અમારી સાથે આવવું હોય," તે પૂરતી ગંભીરાઇ અને શાંતિપૂર્વક ઉંચા સ્વરે પરંતુ ધીમે ધીમે બોલ્યો: "તો તમારે અમારો મત અંગીકાર કરી અમારા સંપ્રદાયમાં દાખલ થવું પડશે. ઘેટાંના ટોળામાં વરૂ દાખલ થાય એવી અમારી ઇચ્છા નથી. તમે સોમણ જારમાં એક અંગીયારૂપ બની જારના તમામ જથાને બગાડી મૂકો તે કરતાં તો આ ઉજ્જડ અરણ્યમાં જ તમારાં હાડકાં પડે તે વિશેષ પસંદ કરવા યોગ્ય છે. આ શરતોએ તમે અમારી સાથે આવવાને કબૂલ છો?"

"જો મારો અને આ બાળકીનો જીવ બચતો હોય તો એના

કરતાંયે વધારે કડક શરતો મારે કબૂલ છે." જ્હોન ફેરિયર આવેશપૂર્વક બોલ્યો. પોતાની ઇચ્છા પ્રદર્શિત કરતી વેળાએ જે ભાવ તેણે દર્શાવ્યો હતો એ જોઇને આસપાસ ઊભેલા ગંભીર મુખમુદ્રાવાળા મુખીઓ પણ હસી પડયા. પરંતુ તેમના પેગંબરના મુખ ઉપરના ગાંભિર્ય, કઠોરતા અને ઉદાસિનતાના ભાવમાં કશો પણ વિકાર થવા પામ્યો નહિ.

"વારૂ, બંધુ સ્ટેન્ગરસન! તમે આ બન્નેને તમારી સાથે લઈ જાઓ." મોરમનોના ધર્માધ્યક્ષે કહ્યું: "તેમને ખોરાક અને પાણી આપજો. વળી આપણા સંપ્રદાયના સિદ્ધાંતોનું શિક્ષણ પણ તમે જ તેમને આપજો. આપણે અહીં ઘણો વખત ખોટી થયા. ચાલો પ્રવાસ શરૂ કરો!"

"પ્રવાસ શરૂ કરો!" ત્યાં ઊભેલા મોરમનોના ટોળાએ પણ પડઘો પાડયો અને આખા કાફલામાં પુનઃ પ્રવાસ આરંભવાની તૈયારી થઈ ગઈ. ધર્માધ્યક્ષની આજ્ઞાનો તુરત જ અમલ થયો અને ચાબુકના ઝપાટા તથા ચાલતી ગાડીઓ અને ગાડાંઓનાં પૈડાંના ચીચોડાનો અવાજ સંભળાવા લાગ્યો. જે મુખીને જ્હોન ફેરિયર તથા લ્યુસીની સંભાળ લેવાનું કાર્ય સુપ્રત કરવામાં આવ્યું હતું તે તેમને પોતાની ગાડીમાં લઈ ગયો. તેમને માટે ખોરાક અને પાણી તૈયાર હતું. ભુખ અને તૃષાથી પિડિત પ્રવાસીઓને દીર્ઘકાળ પશ્ચાત્ સ્વાદીષ્ટ ભોજન અને જળ પ્રાપ્ત થતાં કેટલો આનંદ-કેટલી શાંતિ-કેટલો સંતોષ-કેટલું સુખ થયું હશે, તેની કલ્પના, પ્રિય વાચક! તું પોતે જ કરી લે.

જ્હોન ફેરિયર તૃપ્ત થયો એટલે મુખી સ્ટેન્ગરસન બોલ્યો: "તમે થોડોક કાળ વિશ્રાંતિ લ્યો. થોડાક દિવસોમાં તમારો શ્રમ દૂર

થઈ જશે અને તમે પાછા પૂર્વવત્ સ્થિતિમાં આવી જશો. પરંતુ યાદ રાખજો કે આજથી કાયમને માટે તમે અમારા સંપ્રદાયમાં દાખલ થયેલાં છો. *બ્રિગહામ યંગે એ આજ્ઞા ફરમાવેલી છે. તેમના ફરમાનમાં પ્રભુના અવતાર જોસફ સ્મીથના આત્માનો આદેશ છે!"

## પ્રકરણ ૨૦ મું.

### ઉટાહનું પુષ્પ!



મોરમન લોકો પોતાના ઇષ્ટ સ્થળે આવી પહોંચ્યા તે દરમિયાન તેમને માર્ગમાં જે જે સંકટોમાંથી પસાર થવું પડયું હતું, તેનું વર્ણન કરવાનું અત્ર ખાસ આવશ્યક નથી. મીસીસીપી નદીના કિનારાથી પશ્ચિમ દિશા તરફના ડુંગરાઓ સુધીમાં તેઓ ધૈર્ય અને અડગતાપૂર્વક આગળને આગળ વધ્યા હતા. ખ્રિસ્તીઓના ઇતિહાસમાં એવો એક પણ પ્રસંગ ભાગ્યે જ મળી આવશે કે જેની તેમની દૃઢતાની સાથે સરખામણી કરી શકાય. જંગલી માણસો, ઘાતકી પશુઓ, ભૂખ, તરસ, શ્રમ અને રોગ આદિ નિઃસર્ગ દેવતાથી બની શકી તેટલી તમામ અડચણો તેણે મોરમનોના

* બ્રિગહામ યંગ યુનાઈટેડ સ્ટેટસ (અમેરિકા) માં સને ૧૮૦૧ માં જન્મ્યો હતો. તેણે ૧૮૩૧ માં મોરમન મતનો અંગીકાર કર્યો હતો. ત્યાર પછી તેણે એ મતના ઉપદેશક તરીકે ઉત્તમ કામ કર્યું હતું. જોસફ સ્મીથના મૃત્યુ બાદ મોરમનોએ તેને પોતાના ધર્માધ્યક્ષ તરીકે સ્વીકાર્યો હતો. તે ઈ. સ. ૧૮૭૭ માં મરણ પામ્યો હતો.

માર્ગમાં મૂકવામાં કચાશ રાખી ન હતી. પરંતુ જેમના શરીરમાં 'એંગલો-સેક્સન' લોહી ઉછાળા મારી રહ્યું હતું એવા આ ધીર અને મક્કમ મનના સહાસિક જનો એ તમામ અડચણોને ધીરજ અને દઢતાપૂર્વક પસાર કરી ગયા. તદપિ એટલું તો ખરૂં જ કે આ દીર્ઘ પ્રવાસ અને માર્ગમાં ઉપસ્થિત થયેલા ભયની ભિષણતાની તેઓ તદ્દન ઉપેક્ષા કરી શક્યા ન હતા. તેમનામાં એવો એક પણ મનુષ્ય ન હતો કે એ ભયનું સ્મરણ થતાં તેનું હૃદય કમ્પાયમાન્ બન્યા સિવાય રહી શકે. જ્યારે ઉટાહ પ્રાંતની પહોળી પર્વતાવલીઓ અને તેના ઉપર ક્રિડા કરી રહેલાં સૂર્યનાં કીરણો તેમના જોવામાં આવ્યાં તથા તેમના આગેવાને આ સ્થળે નિવાસ કરવાની તથા આ નહિ ખેડાયેલા સ્થળને કાયમને માટે પોતાનું બનાવી દેવાની આજ્ઞા ફરમાવી, ત્યારે દરેકે દરેક મોરમને જમીન ઉપર ગોઠણમંડીએ પડીને પોતાને અનેક સંકટોમાંથી નિર્વિઘ્ને પસાર કરનાર પરમેશ્વરનો અંતઃકરણપૂર્વક આભાર માની તેની સતત કૃપાને માટે પ્રાર્થના કરી.

બ્રિગહામ યંગે અલ્પ સમયમાં જ એક કુશળ વહિવટદાર તરીકેની તથા મક્કમ વિચારના આગેવાન તરીકેની પોતાની યોગ્યતાનો સર્વને અનુભવ કરાવી દીધો. જે સ્થળે તેમણે ડેરા તંબુ ઠોક્યા હતા ત્યાં એક યોગ્ય અને અનુકુલ જગ્યાની તપાસ કરીને તે જગ્યાએ શહેર બાંધવાની તૈયારી થવા લાગી. તેને માટે નકશા દોરાવા લાગ્યા અને પ્લાન-એસ્ટીમેટ થવા લાગ્યાં. તેની આસપાસની જમીનના ટુકડા દરેક વ્યક્તિને તેની યોગ્યતાના પ્રમાણમાં ઓછાવત્તા વ્હેંચી આપવામાં આવ્યા. વેપારીઓને વેપારીઓનું તથા કારિગરોને તેમને યોગ્ય કામ સોંપવામાં આવ્યું. શેહેર બંધાયું અને શહેરની અંદર જાણે કોઇ જાદુઇ શક્તિનો હાથ હોય એવી રીતે, ત્વરાપૂર્વક રસ્તાઓ, મહોલ્લાઓ અને

ન્હાના મોટા ચોક ઉદ્‌ભવ્યા! ખેતરોમાં પાણી પૂરૂં પાડવાને માટે ન્હેરો અને જંગલી પશુઓથી વાવેતરનું રક્ષણ કરવાને માટે ખેતરોની આસપાસ ઉંચી ઉંચી વાડો બાંધી દેવામાં આવી. વાવણીનું અને નિંદવાનું કામ પણ ધમધોકાર ચાલવા લાગ્યું અને બીજો ઉન્હાળો આવ્યો ત્યાં તો ઉટાહનો આખો પ્રદેશ ઘઉંના વાવેતરથી ઉભરાઈ ગયો. આ વિચિત્ર વસાહતમાં દરેક દિશામાં પ્રગતિ થવા લાગી. શહેરના મધ્ય ભાગમાં તેમણે એક મોટું દેવળ બાંધવાનું શરૂ કરી દીધું હતું તે પણ પૂરૂં થઇ ગયું અને તેનું ઉંચું શિખર આકાશમાં ડોકીયા કરતું પોતાની સાથે સરખામણીમાં વામનજી જેવાં જણાતાં બીજાં મકાનોનો જાણે ઉપહાસ કરતું હોય એમ લાગતું હતું. પોતાને અનેક ભીષણ સંકટો અને ભયપ્રદ પ્રસંગોમાંથી ઉદ્ધારનાર પ્રભુની યાદગીરીને માટે તેમણે બંધાવેલા આ દેવળને પૂરૂં કરતાં ઘણા દિવસ લાગ્યા હતા, અને તેમાં પણ અરૂણોદયથી તે સૂર્યાસ્તપર્યંત એક ક્ષણ વાર પણ કામ કરનારાઓએ વિશ્રાંતિ લીધી ન હતી.

પેલાં બે પ્રવાસી–જ્હોન ફેરિયર તથા તેની સાથેની નાની બાલિકા કે જેને તેણે પોતાની પુત્રી તરીકે જણાવી હતી, તે પણ મોરમનોની સાથે અહીં આવ્યાં હતાં. લ્યુસી ફેરિયર મુસાફરી દરમિયાન સ્ટેન્ગરસનની ગાડીમાં તેની ત્રણ સ્ત્રીઓ અને તેના બાર વર્ષના તોફાની પરંતુ ચાલાક છોકરા સાથે સારી રીતે હળી ગઈ હતી. દિવસો જતા ગયા તેમ તેમ બાલસ્વભાવને અનુસરીને તેની માતાના મરણથી તેના મન ઉપર થયેલા શોકના આઘાતને તે વિસરી ગઈ. તે પેલી મોરમન સ્ત્રીઓ સાથે પળોટાઇ ગઈ અને કેનવાસના છાજાવાળા ચાલતા મકાનમાં ( ગાડીમાં ) નવીન જીવનનો આનંદગમત સાથે પ્રારંભ કરવા લાગી. તે દરમિયાન જ્હોન ફેરિયર પણ થોડા

દિવસોમાં જ પુનઃ મજબૂત બની ગયો. એ પ્રદેશનો તેને સાધારણ અનુભવ હોવાને લીધે તે ભોમિયા તરીકે તથા અચૂક નિશાનબાજ શિકારી તરીકે ઉપયોગી થઈ પડ્યો હતો. એકંદરે સર્વ મોરમનો તેની લાયકાતનો સ્વીકાર કરીને તેને ચાહવા તથા માન આપવા લાગ્યા હતા. એથી જ્યારે નવીન સ્થળે તેમણે થાણું નાખ્યું ત્યારે તેમના આગેવાન બ્રિગહામ યંગ, સ્ટેન્ગરસન, કેમ્બોલ, જહોનસ્ટન અને ડ્રેબર એ ચાર મોરમનોના જેટલો જ હિસ્સો તેને જમીનમાં મળ્યો હતો.

પોતાને મળેલા ખેતરમાં જહોન ફેરિયરે એક ન્હાનું મકાન બાંધ્યું. પછી ધીમે ધીમે એ મકાનમાં સુધારો વધારો થતાં એ સુંદર બંગલીના સ્વરૂપમાં ફેરવાઇ ગયું હતું. તે વ્યવહારકુશળ, ઉત્સાહી અને મહેનતુ માણસ હતો. તેની શરીરસંપત્તિ મજબૂત હોવાથી સ્હવારથી સ્હાંજ સુધી આખો દિવસ ખેતરમાં કામ કરવા છતાંયે તેને થાક લાગતો ન હતો. ત્રણ વર્ષમાં તો તે તેની આજુબાજુના ખેડુતો કરતાં સારી સ્થિતિમાં આવી ગયો. ૭ વર્ષમાં પ્રતિષ્ઠિત માણસોમાં તેની ગણના થવા લાગી. નવ વર્ષમાં તેની આર્થિક સંપત્તિ અકલ્પનીય રીતે વધી ગઇ. બાર વર્ષ પૂરાં થયા બાદ મોરમનોના એ સોલ્ટલેક સીટીમાં માત્ર પાંચ ૭ માણસો જ એવા હશે કે જેઓ આર્થિક સ્થિતિમાં જહોન ફેરિયરની સ્પર્દ્ધા કરી શકે. એટલી અતૂલ સંપત્તિ તેણે એકઠી કરી દીધી. આસપાસના તમામ પ્રદેશમાં આબાલ-વૃદ્ધમાં જહોન ફેરિયરનું નામ જાણીતું થઇ ગયું.

મોરમનો દરેક રીતે જહોન ફેરિયરને ચાહતા હતા. માત્ર એક જ વિષય એવો હતો કે જેમાં તે મોરમનોની ચિત્તવૃત્તિને અનુકુલ બની શકયો ન હતો. તેના સાથીઓએ ઘણો આગ્રહ કરેલો, ઘણી

દલીલો કરેલી પરંતુ તે તેમની માફક લગ્નગ્રંથીથી જોડાઇને પોતાના મકાનને સ્ત્રીઓરૂપી પશુઓનું પાંજરૂં બનાવી શકયો નહિ! કોઇની સાથે લગ્ન કરવાનો પોતાનો વિચાર જ નથી, એટલું કહેવા સિવાય, શા કારણથી પોતાનો વિચાર નથી એ તેણે કદી પણ જણાવ્યું ન હતું. તેના એ વર્તનથી કેટલાક તેના ઉપર તેણે પોતે સ્વીકારેલા મોરમન સંપ્રદાયમાં તેને શ્રદ્ધા નથી એવો વહેમ આણતા. કેટલાક વિશેષ વિચારવંત એવી કલ્પના કરતા કે તેની પાસે પુરતું નાણું નહિ હોય અને લગ્ન કરવાથી વિશેષ ખર્ચ કરવાનો ભય લાગતો હશે તેથી તે લગ્ન કરતો નહિ હોય. કોઇ એવી વાત પણ કરતા કે જ્યારે તે અમેરિકાના પૂર્વ કાંઠાપર રહેતો હતો ત્યારે તે એક ખૂબસુરત છોકરીની સાથે પ્યારમાં પડયો હતો. પરંતુ એ છોકરી તેને બેવફા નિવડવાથી તેનું મન નિરાશ બની ગયું છે અને તેથી તે પુનઃ કોઇની સાથે લગ્ન કરવાની કલ્પના કરવાનું પણ પસંદ કરતો નથી! કારણ ગમે તે હો અને ગમે તેવું અગત્યનું કે બિનઅગત્યનું હો, પરંતુ જહોન ફેરિયરે એકાંતિક જીવન વિતાડવાનું જ પસંદ કર્યું હતું અને પોતાના એ વિચારમાં તે મક્કમ રહ્યો હતો. બીજી બધી બાબતોમાં તે મોરમન સંપ્રદાયના સિદ્ધાંતોને અનુસરીને ચાલતો હતો. તે પણ એટલે સુધી કે જો તેને અંધશ્રદ્ધાળુ મોરમન કહેવામાં આવે તો પણ ખોટું નથી. પોતાના સાથીઓ સાથેનું તેનું વર્તન સિદ્ધી લાઇનનું હતું.

જહોન ફેરિયરની સુંદર બંગલીમાં લ્યુસી ફેરિયર ઉછરવા લાગી; અને તે યોગ્ય ઉમરની થઇ એટલે પોતાના આ ધર્મપિતાને તેનાં તમામ કાર્યોમાં બની શકતી મદદ કરવા લાગી. એ બાલિકાને ઉછેરનારી સુચતુર આયા કે પ્રેમપૂર્વક સંભાળ લેનારી આર્દ્ર હૃદયની માતા ન હતી. પરંતુ ઉટાહની પર્વતાવલિની આરોગ્યવર્ધક હવા

અને પાઇન વૃક્ષોની ચિત્તને પ્રસન્ન બનાવનારી સુગંધ આયા અને માતાની ગરજ સારતી હતી. જેમ જેમ વર્ષો પસાર થતાં ગયાં તેમ તેમ હ્યુસી કદમાં વધતી ગઈ અને તેના શરીરનો બાંધો દૃઢ અને મજબૂત બનતો ગયો. ગામડાંના ખેડૂતોનાં બાળકોની તન્દુરસ્તી અને પશુ પાલક—ભરવાડોની બાલિકાઓના સૌંદર્યનો જેમને અનુભવ હશે, તેઓ હ્યુસીની સુંદર દેહયષ્ટિ અને મનમોહક સૌંદર્યની કલ્પના કરી શકશે. તેના કપોલપ્રદેશપર ધાઇ આવેલી રતાશ અને હરણીની માફક અવિશ્રાંતપણે કૂદતા તેના પગો બતાવી આપતા હતા કે અનારોગ્યનો હ્યુસીને લેશ પણ અનુભવ થયો ન હતો. આ બાલિકાને પોતાના ધર્મપિતાના ઘઉંના ખેતરમાં થઇને ત્વરિત ગતિએ દોડી આવતી તથા તેના પિતાના ઉદ્ધત અશ્વપર સ્વાર બની તેને સરલતાપૂર્વક અને ભયરહિતપણે ખેલાવતી આવતી જોઇને, એ સ્થળ પાસેથી પસાર થનારનું મન બે ઘડી એક અલૌકિક દૃશ્યનો અનુભવ કરતું હતું. એ પ્રમાણે આ નાજુક કળી ઉત્તરોત્તર વિકાસ પામવા લાગી અને જ્યારે તે સતર વર્ષની થઇ ત્યારે તેનાં ઘાટીલાં અવયવોનું માધુર્ય એટલું બધું ખીલી નીકળ્યું કે અમેરિકાના પાસિફિક મહાસાગરના કિનારાપરના પશ્ચિમ પ્રદેશમાં હ્યુસી જેવી એક પણ સુંદર બાલિકા અથવા આપણી ભાષામાં યુવતિ મળી શકે તેમ ન હતું.

પરંતુ તેનો પિતા તો હજી તેને પાંચ વર્ષની બાલિકા જ સમજતો હતો. માતાપિતાને પોતાની પુત્રી બાલ્યાવસ્થાને પસાર કરી યુવાવસ્થામાં પ્રવેશ કરે છે એવી કલ્પના ભાગ્યે જ થાય છે. એ ફેરફાર કાંઇ એક દિવસે થઇ જતો નથી, પરંતુ વિકાસક્રમ ઉત્તરોત્તર ધીમે ધીમે પ્રગતિને પામતો જાય છે. એથી રોજનાં પરિચિત માતાપિતાને એ વિકાસમાં કાંઇ આશ્ચર્ય કે નવીનતા લાગતી નથી. યુવાવસ્થામાં

પ્રવેશ કરતી સુંદરીને પણ કોઇ પુરુષના હસ્તનો સ્પર્શ થતાં કિંવા તેના કંઠરવના શ્રવણથી પોતાના હૃદયમાં વિજળીના સાટકા જેવા આંચકાનો અનુભવ થાય છે, ત્યારે જ તે સમજી શકે છે કે હવે પોતાનો બાલ્યભાવ દૂર થયો છે અને પોતાનામાં કાંઇક નૂતન ભાવનો વિકાસ થયો છે. પોતાના નવીન જીવનનું પોતાને ભાન કરાવનાર બનાવ અને દિવસનું હરેકેહરેક યુવતિને અવશ્ય સ્મરણ રહ્યા કરે છે. તેમના જન્મને સાર્થક કરનારો—તેમના જીવનના મહાન્ અને પવિત્ર ઉદ્દેશને સિદ્ધ કરનારો એ પ્રસંગ તેઓ કેવી રીતે ભૂલી શકે? લ્યુસીને પણ તેવો જ એક પ્રસંગ પ્રાપ્ત થયો હતો. તેનું વર્ણન આપણે આવતા પ્રકરણમાં વાંચીશું. એ પ્રસંગથી તેના જીવનમાં થયેલો ફેરફાર તથા તેના આવેલા અંતિમ પરિણામથી તેના અને બીજાઓના ભાવિ ઉપર નિપજેલી અસરનો આપણા કથાનક સાથે સંબંધ હોવાથી એ વિષયની આપણે ઉપેક્ષા કરી શકીએ તેમ નથી.

## પ્રકરણ ૨૧ મું.

### પ્રેમોદ્ભવ.

જુન માસની સ્હવાર. બાલસૂર્યે ઉદય પામતાની સાથે જ પોતાની તિક્ષ્ણતાનો અનુભવ કરી દીધો હતો. 'લેટર ડે સેઇન્ટસ'* મધપુડામાંથી મધ કાઢવાના કાર્યમાં રત બની રહ્યા હતા. ખેતરોમાં શું કે ગામમાં શું—જ્યાં જૂઓ ત્યાં માનવઉદ્યોગનો એક સરખો ધોંધાટ મચી રહ્યો હતો. કાલીફોર્નિયામાં સોનાની ખાણો

* સોલ્ટલેઈક સીટીમાં નિવાસ કરી રહેલા મોરમનો પોતાને 'લેટર ડે સેઇન્ટસ' એટલે આધુનિક જમાનાના સંતપુરુષો તરીકે ઓળખાવતા હતા.

આવેલી હોવાથી પૂર્વ અમેરિકામાંથી પુષ્કળ માણુસો પોતાનાં ખચ્ચરો ઉપર સામાન લાદીને સોલ્ટલેઈક સીટી પાસે પસાર થઈ પશ્ચિમ તરફ સોનાની ખાણોમાંથી સોનું મેળવી ધનવાન બનવાને માટે જતાં દૃષ્ટિએ પડતાં હતાં. બીજી બાજુએથી ઘેટાં અને બળદોનાં ટોળાંને એક સ્થળેથી અન્ય સ્થળે ચરવાને માટે હંકારી જતા પશુપાલકો પણ દૃષ્ટિએ પડતા હતા. સારો ધંધોધાપો નહિ ચાલવાને લીધે વતનનો ત્યાગ કરી સારે સ્થળે જઈ ત્યાં વસાહત કરવાને નિકળી પડેલા લોકો અને તેમના અશ્વો લાંબી મુસાફરીથી અત્યંત કંટાળી ગયેલા દેખાતા હતા. અર્થાત્ અત્યારે સોલ્ટલેઇક સીટી પાસે થઇને પસાર થતો ધોરી રસ્તો પ્રસ્તુત પ્રવાસીઓથી ચિક્કાર બની ગયો હતો. તેમની વચ્ચે થઇને લ્યુસી ફેરિયર અનુભવી સ્વારની માફક કુશળતાપૂર્વક પોતાના અશ્વને રેવાલ ચાલથી ચલાવતી બલકે ઠેકાવતી આવતી દૃષ્ટિએ પડતી હતી. ઘોડાના દોડવાથી પડેલા શ્રમને લીધે તથા સૂર્યનાં તિક્ષ્ણ કિરણોને લીધે તેનું ગૌર વદન લાલ ચોળ બની ગયું હતું. તેના દીર્ઘ અને શ્યામવર્ણા વાળ છૂટા થઇને પીઠ ઉપર હવામાં ફરફરતા હતા. તેના પિતાએ કાંઈક જરૂરના કાર્ય અર્થે તેને ગામમાં મોકલી હતી. આ પ્રમાણે ગામમાં આવવાનો આ કાંઈ પહેલો જ પ્રસંગ ન હતો. ઘણી વાર તે એકલી ઘોડેસ્વાર થઇને ગામમાં જતી અને પોતાના પિતાનું કામ બજાવી આવતી. એટલે અત્યારે લેશ પણ ભીતિ સિવાય પોતાને સુપ્રત કરવામાં આવેલા કાર્યનો તથા તે કેવી રીતે પૂર્ણ કરવું, તેનો વિચાર કરતી, તે અશ્વને દોડાવે જતી હતી. એક સૌંદર્યપૂર્ણ યુવતિને નિર્ભયપણે અશ્વને ચલાવતી જોઇને પ્રવાસના શ્રમથી કંટાળી ગયેલા સહાસિકો તેના તરફ આશ્ચર્યપૂર્ણ નેત્રે નિહાળતા પોતાના શ્રમને ક્ષણ માત્ર વિસરી ગયા. પશુપાલકો

—અમેરિકાના મૂળ વતનીઓ પણ પોતાના ગાંભિર્યને ત્યાગ કરી આ ગૌરાંગ યુવતિની સુંદરતાની મનમાં ને મનમાં પ્રશંસા કરવા લાગ્યા. અમેરિકાના મૂળ વતનીઓ જેમને યુરોપીયનો અમેરિકન-ઇંડિયન તરીકે ઓળખે છે, તેમનામાં લાગણીનો અંશ ઓછો-બલ્કે નહિ જેવો જ હોય છે. તેમનાં કઠોર અંતઃકરણ ઉપર શોક કે આનંદ કિંવા આશ્ચર્યોત્પાદક અસર કવચિત્ જ નિપજે છે. તેઓ પણ આ સુંદરતાની દેવીના દર્શનથી સાનંદાશ્ચર્યમાં નિમગ્ન બની ગયા હતા.

તે ઘોડાને દોડાવતી દોડાવતી લગભગ શહેરના પરા સુધી આવી પહોંચી. તે સ્થળે ઢોરાંના એક મોટા ટોળાથી રસ્તો તદ્દન બંધ થઈ ગયેલો તેના જોવામાં આવ્યો. એ ટોળાને છએક જણા હંકારી જતા હતા. એ લોકોનો દેખાવ સૌમ્ય ચ્હેરાના મનુષ્ય કરતાં ઘાતક વૃત્તિના પશુને વધારે મળતો આવતો હતો. લ્યુસી ફેરિયર આ મોટું ટોળું પસાર થઇ જાય ત્યાં સુધી એક બાજુએ ઊભા રહેવાની ધીરજ રાખી શકી નહિ. ટોળાની વચ્ચે જણાતા થોડાક માર્ગમાં થઇને તેણે ઘોડાને આગળ ચલાવ્યો. ઘોડો પચીશેક કદમ આગળ ચાલ્યો હશે એટલામાં તો ચોતરફથી તે ઝેરી આંખોવાળા અને લાંબાં શિંગડાવાળા ગોધાઓથી તદ્દન ઘેરાઈ ગઇ. પરંતુ ગોધાઓને દૂર ખસેડવા માટે શું કરવું જોઇએ તેનો તેને અનુભવ હોવાથી, તે હુંકારા કરતી નિર્ભયપણે પોતાના અશ્વને સમાલીને આગળ લઇ જવા લાગી. અમે ધારીએ છીએ કે તેને પોતાના એ યત્નમાં અવશ્ય વિજય મળ્યો હોત અને નિર્વિઘ્ને તે એ વિકરાળ ગોધાઓના ટોળામાંથી પસાર થઇ ગઇ હોત. પરંતુ દુર્ભાગ્યવશાત્ તેના ઘોડાના પેટમાં એ ગોધાઓ માંહેના એકના શિંગડાનો આકસ્મિક રીતે કિંવા ઇરાદાપૂર્વક આઘાત થયો. આઘાત થતાં જ લ્યુસી ફેરિયરનું એ વફાદાર પ્રાણી આવેશમાં આવી ગયું.

એક પળમાં જ દુઃખ અને ગુસ્સાના પોકાર—હણહણાટની સાથે પોતાના પાછલા પગ ઉપર ઊભું થઈ ગયું. તેનું તોફાન એટલું બધું વધી પડયું કે જો કુશળ ઘોડેસ્વાર ન હોય તો તે જરૂર નીચે પડી ગયા સિવાય રહે નહિ. સ્થિતિ અત્યંત ગભીર અને ભયંકર હતી. ઘોડો આમ તેમ ઉછળવા લાગ્યો અને તેની સાથે ઉત્તરોત્તર બીજા ગોધાઓનાં શિંગડાંઓનો તેની બાજુમાં કે પેટમાં પ્રહાર થવા લાગ્યો. એથી તેના ક્રોધ અને સંતાપની માત્રા પણ અધિકાધિક તીવ્ર થતી ચાલી. લ્યુસી પણ ઘોડાને અત્યંત ઉશ્કેરાઈ ગયેલો જોઇને ગભરાઈ ગઈ હતી. તદપિ પોતે નીચે પડી જવા ન પામે એ બાબતની પૂરતી કાળજી રાખતી હતી. માત્ર સ્હેજ ભૂલ થવા પામે, પેગડામાંથી તેનો પગ નિકળી જાય કે ઘોડાના ઉછળવાથી તે જીન ઉપરથી સરકી જાય તો જમીન ઉપર પડીને જંગલી તથા ભયભીત બની ગયેલા ગોધાઓના પગની ખરીઓ નીચે છુંદાઈ જઈ તે જ પળે મોતને શરણ થઈ જાય તેમ હતું. તે પળ કયારે આવશે તે પણ કહી શકાય તેમ ન હતું. આવો અકસ્માત તેને કદી પણ નડેલો ન હોવાથી તે વેળાએ શું કરવું તેનો અનુભવ ન હતો. એથી તેનો ગભરાટ દરેક પળે વધતો જતો હતો, તેનું મગજ ભમવા લાગ્યું હતું અને તેણે જોરથી ખેંચી રાખેલી લગામ પણ નરમ પડતી જતી હતી. ગોધા પણ ભયને લીધે દોડવા લાગ્યા હતા. તેમના દોડવાથી ધૂળ પુષ્કળ ઉડતી હતી. એથી તેમ જ ચોતરફથી એ વિકરાળ પશુઓનાં થયેલા દબાણથી લ્યુસી ફેરિયરે કેવળ નિરાશ બની જઇને કદાચિત્ પોતાના બચાવનો પ્રયત્ન છોડી દીધો હોત. તે ભરયુવાનીમાં આ સંસારનાં અનેક સુખને કિંવા આશાઓને ત્યાગ કરીને પ્રભુના ધામમાં પહોંચી ગઈ હોત. પરંતુ એવામાં એકાએક પોતાની પીઠ પાછળ માથાથી

ભરેલો મધુર સ્વર સંભળાયો અને કોઈ પોતાની વ્હારે આવી પહોંચ્યું છે, એવી કલ્પનાથી જીવનઆશા પુનઃ જાગૃત થઈ. તેજ પળે એક ઘનશ્યામ પરંતુ મજબૂત હસ્તે ઘોડાનું ચોકડું પકડીને તેને પોતાના કાબુમાં લઈ લીધો તથા સંભાળપૂર્વક ચલાવીને એ ટોળામાંથી બહાર એક બાજુએ આણ્યો.

"હું આશા રાખું છું કે તમને કશી પણ ઈજા થઈ નહિ હોય, મીસ* !" લ્યુસીના રક્ષકે માન અને લાગણીના મિશ્રણ સાથે તેને પૂછ્યું.

તેણે પોતાના રક્ષકના ઘેરા અને દુશ્મનના દિલને થરથરાવે એવા મુખ સામે દૃષ્ટિ કરી, અને સ્હેજ સ્મિત કર્યું. "હું બહુ જ ગભરાઇ ગઈ હતી." તે પોતાની નિર્બળતા પ્રકટ કરવામાં શરમાતી હોય એવા સ્વરે બોલી: "મારો પોન્કો બળદના ટોળાથી ઉશ્કેરાઈ જાય એવી કલ્પના પણ કોને આવે?"

"તમે એના પરથી નીચે સરકી ન પડયાં, એ ઈશ્વરની તમારા ઉપર મોટી કૃપા જ સમજો!" તેનો સાથી લ્યુસીની ભયપ્રદ સ્થિતિ જોતાં તેને માટે પોતાને ઉપજેલી ચિંતાનો ભાવ પ્રકટ કરતો બોલ્યો. તે ભર જુવાનીમાં દાખલ થઈ ચૂકેલો હતો. તેના મુખમુદ્રા ઉપર સ્હેજ ક્રૂરતાની છટા છવાયેલી હતી. તેનો બાંધો મજબૂત હતો અને કદમાં પણ તે સાધારણ મનુષ્યો કરતાં સ્હેજ વિશેષ ઉંચો હતો.

---

* યુરોપીયનોમાં જ્યાંસુધી એક પરણેલી છે એવું તેના પહેરવેશ આદિ ઉપરથી માલૂમ ન પડે ત્યાંસુધી જો તેનું નામ જાણવામાં ન હોય તો 'મીસ' શબ્દથી સંબોધવાનો રીવાજ છે. નામ જાણવામાં હોય છે છતાંયે અતિ પરિચય ન હોય તો નામની પૂર્વે 'મીસ' લગાડવામાં આવે છે. જેમકે 'મીસ લ્યુસી' ઈ. પરણેલી સ્ત્રીને વિવેકઅર્થે 'મેડમ' કહે છે.

તે જે ઘોડાપર સ્વાર થયો હતો તે પણ કદાવર અને રંગે કાળો તથા વચ્ચે ધોળા ટપકાવાળો હતો તેણે શિકારીને છાજતો પોશાક ધારણ કર્યો હતો. એક લાંબી બંધૂક તેની પીઠ પાછળ લટકતી હતી.

" હું ધારૂં છું કે તમે જ્હોન ફેરિયરની પુત્રી થાઓ, " તે બોલ્યો : " તમને તેમના મકાનમાંથી નિકળતાં મેં જોયાં હતાં. જ્યારે તમે પાછાં તમારે મકાને જઈ તમારા પિતાને મળો ત્યારે તેમને પૂછજો કે તે સેંટ લુઇસવાળા જેફ્રસન હોપને ઓળખે છે કે ભૂલી ગયા. જો હું ધારૂં છું તે જ તેઓ હોય તો તે મને ઓળખ્યા સિવાય નહિ જ રહે. એક ફેરિયર નામના ગૃહસ્થને મારા પિતા સાથે અતિ ગાઢો સંબંધ હતો. પછી તે જ્હોન ફેરિયર કે બીજા ફેરિયર, એ મને અત્યારે ચોક્કસ યાદ રહ્યું નથી. "

" પણ તમે પોતે જ જાતે આવીને તેમને મળો તો ? " લ્યુસીએ સૂચવ્યું.

આ સૂચનાથી જેફ્રસન હોપને પણ આનંદ થયો; અને એ આનંદ તેની કાળી આંખોમાંથી ચમકવા લાગ્યો. " અત્યારે તો નહિ પરંતુ હું થોડા વખતમાં જરૂર આવીશ ખરો. " તે બોલ્યો : " અમે બે માસ થયા આ બાજુના પહાડોમાં આવેલા છીએ. પરંતુ હજી અમે ત્યાં ઠરીઠામ થએલા નહિ હોવાથી કોઇને મળવાભેટવાનો પ્રસંગ પડયો નથી. વળી અત્યારે આવા પોશાકમાં તેમની પાસે આવવું એ મને યોગ્ય પણ લાગતું નથી. "

" ખરેખર જ્યારે તે તમને મળશે ત્યારે તમારો આભાર માન્યા સિવાય નહિ જ રહે. મારે પણ તમારો આભાર માનવો જોઇએ. " તે બોલી : " મારા બાપુનું મારાપર અત્યંત વહાલ છે. જો આ ગોધાએ મને કચરી નાખી હોત તો મારા બાપુ તેનો બદલો લીધા

સિવાય કદી પણ રહેત નહિ."

"અને હું પણ ન રહેત." જેફરસન બોલી ઉઠયો.

"તમે? પણ હું કચરાઈ જાઉં એથી તમને શું? હજી તમે મને આજેજ જોઇ. આપણે અગાઉનો એવો સંબંધ નથી કે મારા કચરાઈ જવાથી તમને લાગી આવે!" યુવતિએ બાલિકાના જેવા નિર્દોષ અને સરલ ભાવપૂર્વક કહ્યું.

પરંતુ એથી જુવાન શિકારીનો ચહેરો મ્લાન બની ગયો. તેના વદનપર સ્હેજ ઉદાસિનતા છવાઇ રહી. એ જોઇને લ્યુસા ફેરિયર ખડખડાટ હસી પડી.

તે બોલી :" તમને માઠું લાગ્યું? મારા શબ્દો મનમાં ન આણશો. આપણે અગાઉની ઓળખાણ નથી એ ખરૂં; પરંતુ તમને લાગણી છે અને એ લાગણીને લીધે સંકટમાં સપડયેલી એક અબળાનો જીવ જોખમાતાં, તેને હાની પહોંચાડનાર ઉપર તમને ગુસ્સો ચડે એ સ્વાભાવિક છે. વારૂ, પણ તમે અમારે ત્યાં જરૂર આવજો, હોં! મને બહુ વાર થઇ! હવે જલ્દી જવું જોઈએ, નહિ તો બાપુ મને ભવિષ્યમાં કદી પણ આવું કામ સોંપશો નહિ. સાહેબજી!"

"સાહેબજી!" તે બોલ્યો અને લ્યુસીએ આગળ કરેલો નાજુક હસ્ત પોતાના રાખોડી પંજામાં લઇને તેને નરમાશથી દબાવ્યો. લ્યુસીએ પોતાના અશ્વના મુખને શહેર તરફ ફેરવી ચાબુક વડે સ્હેજ ફટકો લગાવ્યો કે અશ્વ, મોડું થઈ ગયાની કલ્પના તેને પણ થયેલી હોય એવા ભાવપૂર્વક ત્વરિત ગતિએ શહેર તરફ દોડવા લાગ્યો.

જેફરસન હોપ, પોતાના સાથીઓ આગળ વધ્યા હતા તેમની પાસે પહોંચી જઇને, આ સુંદરીના પરિચયમાંથી છૂટા પડવાને લીધે

બનેલી મ્લાન મુખમુદ્રા અને ઉદાસિનતાના ભાવપૂર્વક તેમની સાથે આગળ વધ્યો. તેઓ હાલમાં નેવેડા પરગણામાં આવેલા પર્વતોમાં રૂપાની ખાણ શોધવાના યત્નમાં લાગ્યા હતા. તેમણે કેટલીક ખાણો શોધી કાઢી હતી. પરંતુ તે ખાણો ખોદવા તથા અંદરની માટી સાફ કરી તેમાંથી ચાંદી નોખી પાડવાને માટે વિશેષ નાણાંની જરૂર હતી. તે મદદ સોલ્ટલેઈક સીટીમાંથી મેળવી શકાશે એવી કલ્પના કરીને તેઓ ત્યાં જતા હતા. જેફરસન હોપ પણ તેના સાથીઓના જેટલાં જ ઉત્સાહ અને લાગણી તેમના કાર્યમાં રસ લેતો હતો. પરંતુ આજે ઉપસ્થિત થયેલા આ આકસ્મિક પ્રસંગે તેના લક્ષને વેધ્યું અને તેના મનનું વલણ બીજી દિશા તરફ વળ્યું. આ સરલ ચિત્તવાળી યુવતિના શરીરસૌંદર્યના દર્શનથી તેનું મન મુગ્ધ બની ગયું હતું. બીજાની દૃષ્ટિએ વિકરાળ વ્યાઘ્રના જેવો દેખાતો આ કદાવર યુવાન લ્યુસીની સુંદરતા, તેની નાજુકાઈ અને તેના ચ્હેરામાં રહેલા આકર્ષણના વિચાર માત્રથી પાળેલા હરણા જેવો બની ગયો હતો. જ્યારે તે તેની દૃષ્ટિમાંથી અલોપ થઈ ગઈ ત્યારે તેને ખ્યાલ આવ્યો કે તેના જીવનમાં આ એક મહત્ત્વનો પ્રસંગ ઉપસ્થિત થયો છે; અને તે પ્રસંગની મહત્તા તથા અગત્યની સાથે સરખાવતાં રૂપાની ખાણો તથા તેના જેવી જ બીજી બાબતો તેને કેવળ તુચ્છ લાગી. માત્ર પ્રથમ દૃષ્ટિએ જ તેના મનમાં થયેલો પ્રેમોદ્‌ભવ કાંઈ એક છોકરાના અસ્થિર તરંગ જેવો ન હતો, પરંતુ એ પ્રેમમાં એક ઉદાત્ત સ્વભાવ અને મક્કમ નિશ્ચયવાળા મનુષ્યના યુવાન અને આશાપૂર્ણ હૃદયમાંથી પ્રકટેલો જુસ્સો તરવરી રહ્યો હતો. જે કાર્ય હાથમાં લીધું હોય તેમાં ફતેહ મળવી જ જોઇએ એવી તેની માનિનતા હતી અને દૃઢ નિશ્ચય તથા બુદ્ધિકૌશલ્યને લીધે તેને પોતાના

યત્નોમાં અવાર નવાર યશ પણ પ્રાપ્ત થયો હતો. તદનુસાર અત્યારે પણ તેણે મનમાં ને મનમાં સંકલ્પ કર્યો કે 'જો દૈવની ઇચ્છા પ્રતિકુલ નહિ હોય તો અવિશ્રાંત યત્નનું અવલંબન કરીને પણ હું આ રૂપસુંદરીને મારી સાથે લગ્નગ્રંથીથી જોડવાના કાર્યમાં ફતેહ મેળવ્યા સિવાય નહિ જ રહું!' તેનો એ સંકલ્પ ફળિભૂત થયો કે નહિ તે આગળપર જણાશે.

એ જ રાત્રીએ તે જ્હોન ફેરિયરને ત્યાં મળવા ગયો. ત્યારપછી પણ એ મકાનમાં તેનું આગમન ચાલુ જ રહ્યું. તે એટલે સુધી કે પછી તો તે પણ જ્હોન ફેરિયર અને લ્યુસીની માફક ઘરનો માણુસ જ થઇ પડયો. છેલ્લાં બાર વર્ષ થયાં જ્હોન ફેરિયર આ સ્થળે રહેતો હતો અને તે ખેતીના કામમાં એટલો બધો ગુંથાઈ રહ્યો હતો કે વિશાળ જગતમાં બનતા બનાવોથી વાકેફગાર રહેવાની તેણે દરકાર કરી ન હતી—તેને અવકાશ પણ ન હતો. જેફરસન હોપ્સ પોતાની મુલાકાતો દરમિયાન અવનવા સમાચાર તેને જણાવતો. તેની વાતચીત કરવાની ટેવ એવી ખુબીદાર હતી કે તેની વાર્ત્તાથી જ્હોન ફેરિયરની સાથે લ્યુસીને પણ અત્યંત રસ પડતો હતો. કાલીફોર્નિયાની સોનાની ખાણોમાં પણ તેણે ભાગ લીધેલો હોવાથી, તેમાં નશીબ અજમાવનારાઓમાંથી કોણ ફાવ્યું અને કોણે પોતાનું હતું તે પણ ગૂમાવ્યું, એ બધી બાબતો તે બારિકબારિક વિગત સાથે રસ પડે તેવી રીતે કહી સંભળાવતો. તેણે કેટલોક સમય અમેરિકન લશ્કરમાં ગુપ્તચર તરીકે પણ કામ કર્યું હતું. તેમ જ તે એક કુશળ શિકારી અને સોનારૂપાની ખાણોનો સહાસિક શોધક હતો. જ્યાં કાંઈ પણ સહાસિકતાનું કાર્ય હોય ત્યાં જેફરસન હોપ જરૂર તેને શોધતો જવાનો. તેની વાતોથી

જોહાન ફેરિયર તો અત્યંત મુગ્ધ બની જતો હતો. એથી થોડા વખતમાં જ જેફરસન આ વૃદ્ધ ખેડુતનો પ્રેમ સંપાદન કરી શક્યો હતો. જ્યારે તે અને વૃદ્ધ ફેરિયર વાર્ત્તાલાપ કરતા હોય ત્યારે લ્યુસી તેમાં વિશેષ ભાગ નહિ લેતાં મૌનપણે સાંભળ્યા કરતી હતી. પરંતુ તેના કપોલપ્રદેશની ગુલાબી સુરખી અને તેનાં ચળકતાં આનંદી નેત્રો ઉપરથી સમજી શકાતું હતું કે તેના હૃદયમાં પણ જેફરસન હોપ માટેના પ્રેમે પોતાનો અડ્ડો જમાવ્યો હતો. હવે તેનું હૃદય તેનું પોતાનું રહ્યું ન હતું—તે પોતાના હૃદયનું દાન પોતાના મનથી માનેલા પ્રિયતમને કરી ચૂકેલી હતી. તેનો પિતા પ્રથમ તો આ વિષયમાં કાંઈ પણ જાણી શક્યો ન હતો. લ્યુસી શરમાળ સ્વભાવની અને સુશીલ બાળા હતી. તે જેફરસન સાથે એવા પ્રકારની છૂટ લેતી નહિ કે જેથી એ બે જણાંની વચ્ચે પ્રેમોદ્ભવ થવાની કોઇને પણ કલ્પના આવી શકે. જેફરસન હોપ પોતે પણ લ્યુસી પોતાને ચ્હાય છે એવું નક્કી કરી શક્યો ન હતો પરંતુ થોડા વખતમાં જ એવો બનાવ બન્યો કે જેથી લ્યુસીના પ્રેમની વાત તેના પિતાના જાણવામાં આવી ગઈ.

ઉન્હાળાની એક સાંજે જેફરસન દોડતે ઘોડે ત્યાં આવી પહોંચ્યો. તે વખતે લ્યુસી તેમના ખેતરના કમ્પાઉન્ડ પાસે ઊભી હતી. તે ઘોડાપરથી ઊતરી ગયો. ઘોડાની લગામને લોઢાની જાળી સાથે બાંધી દઇને લ્યુસીની જોડાજોડ બંગલાતરફ જવા લાગ્યો.

"લ્યુસી! હું જાઉં છું. કેટલાક દિવસો સુધી હું અહીં આવી શકીશ નહિ." તે એકાએક માર્ગમાં ઊભો રહી જઇ, લ્યુસીના બે હસ્ત પોતાના હસ્તમાં લઇને બોલ્યો: "અલબત્ત અત્યારે હું તને મારી સાથે આવવાનો આગ્રહ કરી શકતો નથી. પરંતુ પુનઃ હું

અહીં આવું તે વખતે તું સદાને માટે મારી સાથે આવવાને તૈયાર થઈ રહીશ કે નહિ ?"

લ્યુસી, ચતુર લ્યુસી જેફરસનનો હેતુ તેના પ્રસ્તુત કથનપરથી સમજી ન શકે તેવું ન હતું. તેના ગાલ ઉપર રતાશ ધાઈ આવી. તે મંદ મંદ હસતી બોલી: " તમે અહીં પાછા કયારે આવશો ?"

આ શબ્દોમાં તેની સંમતી સમાયેલી જ હતી. જેફરસન તે સમજી ગયો અને બોલ્યો : " લગભગ બે માસ હું તારાથી વિમુખ રહીશ. પરંતુ તે પછી હું અત્ર આવીને તારા હસ્તની માગણી કરીશ, વ્હાલી ! કોની તાકાદ છે કે આપણા બેના ઐકય વચ્ચે અંતરાય નાખી શકે !"

" પણ, મારા બાપુ ? તેઓ તો વાંધો નહિ લેને ?" લ્યુસીએ પ્રશ્ન કર્યો.

" જે રૂપાની ખાણમાં અમે કામ કરીએ છીએ, તે કાર્યમાં અમને ફતેહ મળે તો તેઓ મારી સાથે તારા લગ્ન કરી આપવાને રાજી છે. મને ફતેહ મળવાના સંબંધમાં તો હું જરા પણ ભીતિ રાખતો નથી."

" સમજી ! જો તમે અને બાપુએ એ વિષયમાં ગોઠવણ કરી રાખેલી હોય તો પછી એ સંબંધમાં મારે કશો પણ વાંધો ઉઠાવવાનો હોય જ નહિ." તે જેફરસન હોપના ભરાવદાર વૃક્ષસ્થળમાં પોતાનું મુખ છૂપાવી દઇને ધીમે સ્વરે બોલી.

" અહા ! લ્યુસી ! અત્યંત આભાર થયો." જેફરસન લ્યુસીની નાજુક દેહલતાની આસપાસ પોતાના હસ્ત વિંટાળી દઇને પોતાનું મુખ નીચું નમાવી તેના ઓષ્ટને ચુમ્બન કરતો બોલ્યો: "ત્યારે હવે નક્કી થયું—એ વિષે કશો પણ વિચાર કરવાનો રહ્યો જ

નહિ. વારૂ, હું જઈશ. અહા! પ્રિયે! તારો સહવાસ એટલો મધુર છે કે જેમ જેમ તારી પાસે હું વિશેષ રોકાઉં છું તેમ તેમ અહીંથી જાણે ખસું જ નહિ એવું મારા મનમાં થાય છે. પરંતુ હવે હું જઈશ. મારા સાથીઓ મારી રાહ જોતા ખોટી થઈ રહ્યા હશે. સાહેબજી! વ્હાલી! સાહેબજી! બરોબર બે માસ—બે માસ પછી અવશ્ય તારા દર્શન કરવાને ભાગ્યશાળી થઈશ.”

તેણે લ્યુસીને પોતાની બાથમાંથી છૂટી કરી દીધી. બીજી જ પળે પેલી લોઢાની જાળી પાસે પહોંચી, અશ્વને છૂટો કરી, તેનાપર સ્વાર થઈ, એક વાર પણ પુનઃ પાછળ દૃષ્ટિ કર્યા સિવાય તે મારતે ઘોડે વિદાય થઇ ગયો. તેના મનમાં શંકા હતી કે ‘ જો હું પાછળ દૃષ્ટિ કરીશ અને મારી પ્રિયતમાનું મુખ જોઈશ, તો કદાચ મારૂં મન ડગી જશે અને ત્વરાથી આ રમ્ય સ્થળને હું ત્યાગી શકીશ નહિ.’ પ્રિય વાચક! પ્રેમ એવી જ ચીજ છે. તેનો અનુભવ ખરા પ્રેમી જનને જ થાય છે. ‘ જે કોઇ પ્રેમઅંશ અવતરે પ્રેમરસ તેના ઉરમાં ઝરે!’ શૃંગારી કવિ દયારામે એ સત્ય જ કહ્યું છે. લ્યુસી પણ પોતાનો પ્રિયતમ પોતાની દૃષ્ટિએથી અદૃશ્ય થયો ત્યાંસુધી તેની સામે નજર કરતી કમ્પાઉન્ડ પાસે ઊભી રહી. પછી તે બંગલા તરફ ચાલી ગઇ. અત્યારે તેના મનમાં એમ જ થતું હતું કે ‘ ઉદ્યાનમાં મારા જેવું સુખી બીજું કોઇ પણ નહિ હોય !’



## પ્રકરણ ૨૨ મું.

### મોરમનો સંબંધી કાંઈક.

જેફરસન હોપ અને તેના સાથીઓ સોલ્ટલેઇક સીટીમાંથી વિદાય થયાને ત્રણ અઠવાડિયાં થઇ ગયાં હતાં. જ્યારે તેના પુનરાગમનનો તથા પોતાની પ્રિય પુત્રી—જે ન્હાની બાલિકાને તેણે અત્યંત પ્રેમપૂર્વક પોતાની પુત્રીથી પણ અધિક માનીને પાળી, પોષી તથા ઉછેરી હતી, તેનાથી પોતાને સદાને માટે છૂટા પડવું પડશે, એ બાબતનો જ્હોન ફેરિયર વિચાર કરતો હતો ત્યારે તેના મનમાં એક પ્રકારની શોકની લાગણી તીવ્ર ઉછાળો મારી રહેતી. તદપિ જ્યારે તે પોતાની પુત્રીના ચળકતા અને પ્રસન્ન વદન તરફ જોતો ત્યારે તેના મનનું સમાધાન થતું અને જે ગોઠવણ કરવામાં આવી છે તેમાં પોતાની પુત્રીનું ભાવિ સુખ સમાયેલું છે, એ વિચારથી તેને પણ આનંદ થતો. તેણે પોતાના મનમાં એટલો તો દૃઢ નિશ્ચય કરી રાખ્યો હતો કે ગમે તેમ થાય તોપણ પોતાની પુત્રીનું લગ્ન કોઇ પણ મોરમન સાથે તો કરવું જ નહિ. મોરમનો એક કરતાં અધિક સ્ત્રી કરતા હતા, એ વિષયમાં તેનો સખ્ત તિરસ્કાર હતો અને તેથી મોરમન સાથે કરવામાં આવેલા લગ્નને તે પવિત્ર ધર્મભાવનાપૂર્વકનું લગ્ન નહિ કિંતુ મહા પાપ સમાન જ માનતો હતો. મોરમન સંપ્રદાયના બીજા સિદ્ધાંતો માટે તેના મનમાં ગમે તેવા પ્રકારની લાગણી હોય પરંતુ આ લગ્નના વિષયમાં તો તે તેમના પ્રત્યે ધિક્કારની દૃષ્ટિથી જ જોતો હતો. એક મનુષ્ય એક કરતાં અધિક સ્ત્રીઓપર એક સરખો પ્રેમ

કેવી રીતે રાખી શકે, એ બાબતનો તેને ખ્યાલ આવી શકતો નહિ, અને પ્રેમ વિનાનું લગ્નગ્રંથીથી થયેલું ઐકય સ્ત્રી અને પુરુષ બન્નેને માટે નિરર્થક જ માત્ર નહિ પરંતુ તેમને પાપના ઊંડા કૂપમાં ધકેલનારૂં છે એમ તેનું માનવું હતું. પરંતુ પોતાની એ માનિનતા તે હૃદયની બહાર પ્રકટ કરી શકે તેમ ન હતું. 'નવયુગના સંતો'ની ભૂમિમાં તેમના સંપ્રદાયના સિદ્ધાંતો વિષે અશ્રદ્ધા દર્શાવનારા શબ્દનો ઉચ્ચાર કરવો—અને તે પણ જેણે મોરમન સંપ્રદાયનો અંગીકાર કર્યો હોય તેણે—એ મહાન્ જોખમકારક અને ભયકારક હતું.

હા, મહાન્ ભયંકર—એટલું બધું ભયંકર કે એ સંપ્રદાયના ધર્મ-ચુસ્ત સાધુઓ—પાદરીઓ પણ ધાર્મિક સિદ્ધાંતોના વિષયમાં પોતાનો અભિપ્રાય સ્વતંત્રપણે વ્યક્ત કરતાં પહેલા બહુ જ વિચાર કરતા. રખેને કોઈ પોતાના કથનનો ઉંધો અર્થ કરી બેસે, અને તેને પરિ-ણામે ધર્મગ્લાનિ કરવાના પાપનું ભયંકર પ્રાયશ્ચિત્ત પોતાને પણ ભોગવવૂં પડે, એવો ભય તેમને રહેતો હતો. જેઓ અન્યના ત્રાસ અને જૂલ્મથી ભયગ્રસ્ત બનીને દેશત્યાગ કરી આ સ્થળે આવ્યા હતા, તેઓ હવે પોતાના સંપ્રદાયના વિરોધીઓ ઉપર જૂલ્મ ગુજારવામાં—તે પણ અતિ ભયાનક પ્રકારનો જૂલ્મ ગુજારવામાં આનંદ માનવા લાગ્યા હતા. તેમ કરવામાં પોતાનું કર્ત્તવ્ય માનવા લાગ્યા હતા. જર્મની, ઈટાલી, સ્પેન આદિ સ્થળે છૂપી મંડળીઓ તરફથી પોતાની મંડળીના કાયદાકાનુનનો ભંગ કરનારા ઉપર ગુજારવામાં આવતા જૂલ્મ, અને તેમના લેવામાં આવતા વેરના વૃતાંત અવારનવાર વર્ત્ત-માનપત્રોમાં પ્રકટ થાય છે. પરંતુ તે સર્વના કરતાં ચડી જાય એવું ઘાતકીપણું મોરમનોએ ચલાવવા માંડયું હતું. એ તેમની દુષ્ટ રીતિ-એ ઉટાહ પ્રાંતને લગાવેલી કાળીમા કદી પણ ભૂંસાઈ શકે તેમ નથી.

પરંતુ તેમનું એ વર્ત્તન વિશેષ ભયોત્પાદક લાગવાનું એક મુખ્ય કારણ એ હતું કે જે મનુષ્ય તેમના જૂલ્મનો ભોગ થઈ પડતો હતો તેનો પછીથી બીલકુલ પત્તો જ લાગતો નહિ—તેમના રહસ્યના ભેદનો પાર કોઈ પણ પામી શકતું નહિ. તેમનું ગુપ્તમંડળ સર્વવ્યાપક અને સર્વજ્ઞ હોય એમ લાગતું હતું, તદપિ કોઇએ તે મંડળને જોયું હોય કિંવા તેના વિષે સાંભળ્યું હોય એમ માલૂમ પડી શકતું નહિ. જે મનુષ્ય ઉપર મોરમન સંપ્રદાયના ધર્માધ્યક્ષનો કોપ સ્ફુરતો તે અલ્પ સમયમાં અદશ્ય બની જતો હતો. પછી તેને ક્યાં લઇ જવામાં આવ્યું છે કિંવા કેવી રીતે તેનો અંત આવ્યો છે, એ વિષયમાં કોઇને કશી પણ માહિતી મળી શકતી નહિ. તેનાં બાળકો અને પત્ની તેની રાહ જોતાં ઘેર બેસી રહેતાં પરંતુ એ ગુપ્તમંડળનો ભોગ બનેલો એક પણ પિતા કે એકે પતિ ઘેર આવીને પોતાનાં બાળકો કિંવા પત્નીની કને, પોતાના ઉપર વિતેલી દુઃખની કહાણી કહેવાને ભાગ્યશાળી થઈ શકયો ન હતો. મોરમન સંપ્રદાય વિરૂદ્ધનો એકાદો શબ્દ કિંવા પૂરતો વિચાર કર્યા સિવાય ભરવામાં આવેલું એકાદું પગલું તેના કર્ત્તાને યમસદન પહોંચાડવાને માટે પૂરતું હતું. પરંતુ પોતાના ઉપર ઝઝુમી રહેલી આ ભયંકર સત્તા કેવી છે, તેમાં કોનો હાથ છે, તેનું સ્થળ કયું છે એ કોઈ પણ નિશ્ચિતપણે જાણી શકતું નહિ. જ્યાં આવી સ્થિતિ પ્રવર્ત્તિ રહી હોય ત્યાં દરેકેદરેક મનુષ્ય પોતાના મકાનમાંથી બહાર નિકળીને પુનઃ ઘેર આવે ત્યાંસુધી પોતાનું શું થશે, એ વિષયમાં તેને ચિંતા રહ્યા કરે તથા આ ગુપ્તમંડળના સંબંધમાં પોતાને ઉપજેલી શંકાઓનો કેવળ નિર્જન અરણ્યમાં પણ પ્રકટપણે ઉચ્ચાર કરવાનું સલામત ન માને તેમાં આશ્ચર્ય શું ?

પ્રારંભમાં તો આ ભયંકર મંડળે પોતાની સત્તાનો ઉપયોગ,

જેમણે પહેલાં મોરમન મત અંગીકાર કર્યો હોય, પરંતુ જેઓ પાછળથી તે મતનો ત્યાગ કરવા ઇચ્છતા હોય કે તેની વિરૂદ્ધમાં પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતા હોય એવા માણસો ઉપર કરવા માંડ્યો હતો. પછી તો એ ભયંકર સત્તાના ત્રાસનો વિસ્તાર વધવા લાગ્યો. જેમ જેમ મોરમનોની વસાહત ખીલતી ગઈ તેમ તેમ તેમનામાં કુંવારી સ્ત્રીઓનો તોટો આવવા લાગ્યો. જ્યારે દરેક પુરુષ એક કરતાં વિશેષ સ્ત્રીઓ સાથે પરણવાનો અભિલાષ રાખે ત્યારે તેનું પરિણામ એવું આવે જ; અને મોરમન સંપ્રદાયમાં એક કરતાં વધારે સ્ત્રીઓ સાથે દરેક મોરમને લગ્ન કરવું જ જોઇએ, એવો ખાસ આદેશ હતો. પછી જે સ્ત્રીની સાથે લગ્ન કરવાનું હોય તે કુંવારી કિંવા વિધવા હોય તેની ચિંતા નહિ. પુનર્લગ્નનો તેમનામાં પ્રતિબંધ ન હતો. એથી ગુપ્તમંડળનું લક્ષ પોતાના અનુયાયીઓને માટે વિશેષ સ્ત્રીઓ કેવી રીતે પૂરી પાડી શકાય તે તરફ ખેંચાયું. તેને પરિણામે આસપાસના પ્રદેશમાં કેટલાક નિર્દોષનાં ખૂન થવા લાગ્યાં. અમેરિકન–ઇંડિયનો યુરોપીયનો પ્રત્યેના મૂળ વેરને લીધે તેમનાં ખૂનો કરતા હતા એ ખરૂં, તથાપિ જ્યાં તેઓ હોય પણ નહિ કિંવા તેઓ પહોંચી શકે તેમ ન હોય ત્યાં પણ બિચારા નિર્દોષ પુરુષોનાં મડદાં લોહીમાં તરબરતાં દષ્ટિએ પડવા લાગ્યાં. મોરમનોના મુખીઓનાં મકાનોમાં નવીન સ્ત્રીઓ–રોતી અને કકળતી, ભયગ્રસ્ત બનેલી સ્ત્રીઓ દેખાવા લાગી. કોઈ એકલડોકલ મુસાફર પર્વતાવલીમાં પોતે મ્હોંને મુખપટાથી ઢાંકી લીધેલાં, હથિયારબંધ મનુષ્યોને ચોરી છૂપીથી પસાર થતા જોયેલાની વાત કરતો હતો. એવા મુસાફરોની વાતો, તેમ જ ઉડતી અફવાઓને ટેકો મળી શકે એવી વિગતો પણ પ્રકાશમાં આવવા લાગી, અને છેવટે તે અફવાઓ અને વાતો ખરી છે એવી દરેકની

ખાત્રી થઈ ચૂકી. અત્યારે પણ અમેરિકાના પશ્ચિમ પ્રદેશમાં ' ડે-નાઈટ ટોળી ' કિંવા ' વેર લેનાર દેવદૂતો 'ની વાતો કઠણ છાતિના મનુષ્યના હૃદયને પણ થથરાવી મેલે છે.

આવું ભયંકર કૃત્ય કરનાર ગુપ્ત મંડળની હિલચાલનું અને હેતુનું લોકોને જ્ઞાન થતાં, તે મંડળનો ત્રાસ તેમનાં મનમાંથી ઓછો થવાને બદલે વૃદ્ધિને પામતો ગયો. આવું એક મંડળ અસ્તિત્વ ધરાવે છે એમ સર્વ કોઇ જાણતા હતા, પરંતુ તે મંડળમાં કોણ કોણ સભાસદ છે એ કોઈ જાણી શકયું ન હતું. ધર્મને નામે ગુજારવામાં આવતા જૂલ્મ અને કરવામાં આવતા ભયંકર કૃત્યોમાં ભાગ લેનારનાં નામ અતિ સંભાળપૂર્વક ગુપ્ત રાખવામાં આવ્યાં હતાં. તમે જેને તમારો ખાસ સ્નેહી માનતા હો તેની પાસે પણ ધર્માધ્યક્ષ અને તેના સાથીઓ તથા તેમના દુષ્ટ હેતુના સંબંધમાં એક પણ શબ્દ ઉચ્ચારવો એ જોખમભરેલું હતું. કેમકે કદાચ તે પોતે જ પ્રસ્તુત મંડળનો સભાસદ હોય, અને રાત્રે તમારા મકાનમાં સુવાને બ્હાને રહીને કિંવા ગુપ્ત રીતે પ્રવેશ કરીને તમને ચેતાવ્યા સિવાય કે તમારો બચાવ કરવાની તક આપ્યા સિવાય નિદ્રામાં જ તમારૂં ખૂન કરતાં અચકાય તેમ ન હતું. એવા પ્રસંગો બનેલા હોવાની અફવાઓ પણ સાંભળવામાં આવતી હતી. આથી દરેક મનુષ્ય પોતાના સ્નેહી કિંવા પડોશીથી સદાય ડરતો રહેતો અને કોઈ પોતાનું હૃદય અન્ય પાસે પ્રકટ કરી શકતો નહી. મોરમન સંપ્રદાયના એ સમયના દુષ્ટ મનુષ્યોની આ નીચ પ્રવૃત્તિ હૃદયભેદક હતી. એ વિષયમાં જેટલું ઓછું કહેવામાં આવે તેટલું સારૂં. જે પ્રસંગનું અમારે વર્ણન કરવાનું છે તેને તેમની આવા જ પ્રકારની નીચ પ્રવૃત્તિ સાથે સંબંધ હોવાથી અમારે તેમનાં દુષ્કૃત્યોના સંબંધમાં પ્રસ્તુત ઉલ્લેખ કરવો પડયો છે. અમારા વાચકોનું દયાળુ

હૃદય તેમનાં દુષ્કૃત્યોને માટે તેમના તરફ દયાની લાગણીથી જોયા સિવાય નહિ જ રહે. પ્રભુ એ મહા પાપાત્માઓને સદ્બુદ્ધિ આપો કે જેથી તે આત્માઓ અત્યારે જે સ્થળે હોય ત્યાં પણ તેમને પોતાનાં પાપકર્મોનો પશ્ચાત્તાપ થાય અને એ પશ્ચાત્તાપરૂપી પવિત્ર જળથી તેમના દુષિત આત્મા પવિત્ર બને. અસ્તુ !

## પ્રકરણ ૨૩ મું.

### એક વિચિત્ર માગણી.

એક દિવસે સ્હવારે જ્હોન ફેરિયર નાસ્તો કરીને પોતાના ઘઉંના ખેતરપર કામે જતો હતો તે વખતે પગલાંનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. તેણે બારીમાંથી જોયું તો એક પ્રૌઢ વયના મનુષ્યને પોતાના બંગલા તરફ આવતો જોયો. એ મનુષ્ય દૃષ્ટિએ પડતાં જ તેનું હૃદય કમ્પવા લાગ્યું. કેમકે એ મનુષ્ય બીજો કોઇ નહિ પરંતુ મોરમનોનો અધ્યક્ષ મહાન્ બ્રિગહામ યંગ પોતે જ હતો. આ મનુષ્યના આગમનથી જ્હોન ફેરિયરને લેશ પણ આનંદ ઉપજ્યો ન હતો. તે બ્રિગહામ યંગ અને તેના સાથીઓની કુટિલતાથી પૂર્ણપણે વાકેફગાર હતો, અને તેથી તેની ખાત્રી હતી કે આ મુલાકાતનું પરિણામ કાંઈ સારૂં તો આવવાનું નથી જ. તદપિ બ્રિગહામ યંગ, પોતે જે સંપ્રદાયનો અનુયાયી હતો, તે સંપ્રદાયનો અધ્યક્ષ હોવાથી, તેને યોગ્ય માન આપ્યા સિવાય ચાલે તેમ ન હતું. એટલે

જ્હોન ફેરિયર તેને આવકાર આપવાને બંગલાના દ્વાર સુધી સામો ગયો. પરંતુ બ્રિગહામે તેના નમનનો કાંઈક ઠંડી લાગણી સાથે સ્વીકાર કર્યો અને તે પોતાના મુખપરના કઠોર ભાવ સાથે ફેરિયરની બેઠકના ખંડમાં દાખલ થયો.

"બંધુ ફેરિયર!" ત્યાં એક ખુરસીપર બેસીને પોતાની ઘેરી આંખો વડે વૃદ્ધ ખેડુત તરફ તિક્ષ્ણ દૃષ્ટિ કરતો બ્રિગહામ યંગ બોલ્યો "તમે જાણો છો કે આપણા સંપ્રદાયના કટ્ટર અનુયાયીઓએ અત્યારસુધી તમારી સાથે એકસરખી રીતે સ્નેહભાવ રાખ્યો છે. તમે જે નિર્જન અરણ્યમાં ભૂખ અને તરસના દુઃખથી મરવાની અણીપર આવેલા હતા તે અરણ્યમાં અમે તમારૂં રક્ષણ કર્યું હતું, તમને ખોરાક અને પોશાક આપ્યો હતો, તમને પ્રભુએ આપણે માટે પસંદ કરેલા આ પ્રદેશમાં અમે લાવ્યા, અહીં પણ બીજાના જેટલો ભાગ તમને આપ્યો, અને અમારા રક્ષણ તળે તમે અત્યારની સ્થિતિએ પહોંચ્યા છો. એ બધું તમારા સ્મરણમાં તો હશે જ."

"હા જી, એ બધું મારા સ્મરણમાં છે, અને તે માટે હું તમારો આભાર ન માનું તેટલો ઓછો જ છે." આ પ્રસ્તાવનું શું પરિણામ આવશે તેનો વિચાર કરતો જ્હોન ફેરિયર નમ્રતાપૂર્વક બોલ્યો.

"એ બધું તમે વિસરી ગયા નથી એ જોઇને મને આનંદ થાય છે. વારૂ, તેના બદલામાં અમે તમારી પાસે એક માગણી કરી હતી. તમારે અમારી માત્ર એક જ શરતનું પાલન કરવાનું હતું કે અમારા સંપ્રદાયનો તમારે અંગીકાર કરવો અને એ સંપ્રદાયના સર્વ નિયમો તથા કાનુનોને અનુસરીને ચાલવું. એ શરતનું પાલન કરવાનું તમે અમને વચન પણ આપ્યું હતું. પરંતુ લોકોમાં જે વાતો થાય

છે તે ખરી હોય તો એ વચન આપ્યાનું તમને વિસ્મરણ થયું હોય એમ લાગે છે." બ્રિગહામે ફેરિયરને તેણે પેલા નિર્જન અરણ્યમાં આપેલા વચનનું સ્મરણ કરાવ્યું.

"મને વિસ્મરણ થયું છે? એ આપ કેવી રીતે કહો છો?" જ્હોન ફેરિયર આશ્ચર્ય વ્યક્ત કરતો બોલ્યો: "જ્યારે જ્યારે ધર્માદાનો ખરડો થયો છે ત્યારે ત્યારે મેં મારાથી બનતી રકમ તેમાં ભરી છે. દેવળમાં નિયમિત પ્રાર્થના વખતે હાજરી આપવાનું પણ હું ચૂકયો નથી. ધાર્મિક ઉત્સવોના પ્રસંગે–"

તેને આગળ બોલવા નહિ દેતાં બ્રિગહામ યંગ આસપાસ દૃષ્ટિ કરતો ત્વરિત રીતિએ બોલ્યો: "તમારી પત્નીઓ કયાં છે? તેમને અત્ર બોલાવો એટલે હું તેમને આશીર્વાદ આપું!"

ધર્માધ્યક્ષનો છેલ્લો કટાક્ષ જ્હોન ફેરિયર સમજી ગયા સિવાય રહ્યો નહિ. તે વિનયપૂર્વક બોલ્યો: "હા, એ ખરૂં છે કે મેં લગ્ન કર્યું નથી. પરંતુ આપણા પ્રદેશમાં સ્ત્રીઓની તાણ છે, અને ઘણા યુવાનો કુંવારા છે. તેમનો લગ્નના ઉપર મારા કરતાં વિશેષ હક્ક છે. હું વિધુર રહેવાથી અન્ય કુંવારા યુવાનોને તેટલા પૂરતી લગ્ન કરવામાં સરલતા થાય તેમ છે. વળી ઘરના કામકાજને અંગે પણ મને મુશ્કેલી પડતી નથી. કેમકે ઘરનો કારભાર બધો મારી પુત્રી સંભાળી લે છે."

"તમારી એ પુત્રીના સંબંધમાં જ હું અત્યારે તમારી સાથે વાત કરવા આવ્યો છું." મોરમનોનો અધ્યક્ષ બોલ્યો: "તેના સૌંદર્યની સર્વત્ર તારિફ થાય છે અને તેને 'ઉટાહનું પુષ્પ' એવું ઉપનામ આપવામાં આવેલું પણ મારા જાણવામાં છે. વળી આપણા પ્રદેશના કેટલાક આગેવાનો અને ધનવાનોનું લક્ષ પણ તેના તરફ

બેઆયું છે–તેઓ તેને પોતાની પત્ની તરીકેનું પદ આપવાને એક પગે આતુર છે."

જહોન ફેરિયરે મનમાં ને મનમાં નિશાસો નાખ્યો. પરંતુ પોતાના અંતરનો ભાવ બહાર કળાવા દીધો નહિ.

"તમારી દીકરીના સંબંધમાં ગામમાં કેટલીક વાતો ચાલે છે. જો કે એ સત્ય હોય એમ હું માનતો નથી, તેમ છતાં મારી ફરજ છે કે જો એ વાત તમારા જાણવામાં ન હોય તો એથી તમને વાકેફ કરવા જોઇએ. લોકોમાં એવી અફવા ફેલાઈ છે કે તે એક અન્ય સંપ્રદાયના પરદેશી સાથે પ્યારમાં પડી છે. તેની સાથે લગ્ન કરવાનું વચન પણ આપી ચૂકેલી છે. કદાચ આ અફવા નવરા માણસોની મિથ્યા કલ્પનામાંથી પણ ઉપસ્થિત થઈ હોય. તોપણ તમને એક વાતની હું યાદ દેવરાવું છું. મહાત્મા જોસફ સ્મિથે જે નિયમો આપણે માટે કરેલ છે, તેમાં તેમનો તેરમો કાનુન શો હતો એ તમે જાણો છો? તેરમા કાનુનમાં લખેલું છે કે 'આપણા સત્ય સંપ્રદાયની દરેક યુવતિએ એ સંપ્રદાયના અનુયાયી સાથે જ લગ્ન કરવું જોઇએ. કારણ કે જો તે નાસ્તિક (Gentile)[1] ની સાથે લગ્નની ગાંઠથી જોડાશે તો તેના પાતકનું દુઃખદાયક પરિણામ તેને ભોગવવું પડશે.' એ પ્રમાણે હોવાથી, આપણા પવિત્ર સંપ્રદાયના તમારા જેવા અનુયાયી પોતાની પુત્રીને એ કાનુનનું ઉલ્લંઘન કરવા દે એ કદી પણ સંભવી શકે જ નહિ."

---

૧. ખ્રિસ્તીઓના ધર્મપુસ્તક 'બાઈબલ' માં જે માણસ યાહુદી કિંવા ખ્રિસ્તી ન હોય તેને 'Gentile (જેન્ટાઈલ)' કહેવામાં આવ્યો છે. અર્થાત્ મોરમન સંપ્રદાયવાળા પોતાના જ સિદ્ધાંતને સત્ય માનતા હોવાથી અન્ય ખ્રિસ્તી મતાનુયાયીને પણ 'જેન્ટાઈલ' કહે એ દેખીતું છે. બા. કા.

જ્હોન ફેરિયરે કાંઈ પણ જવાબ આપ્યો નહિ. પરંતુ તેનું મન બ્રિગહામ યંગના શબ્દોથી ઉશ્કેરાઈ ગયું હતું. તેથી હવે શો પ્રસંગ નિકળશે તેની કલ્પના કરતો અને રોમાંચને અનુભવતો તે પોતાના હાથમાંના હંટરને આમ તેમ હલાવતો મૌનપણે બેસી રહ્યો.

બ્રિગહામે આગળ ચલાવ્યું: " આ એક મુદ્દા ઉપર તમારી ધર્મશ્રદ્ધાની અને શુદ્ધ બુદ્ધિની કસોટી લટકી રહેલી છે. આપણા સંપ્રદાયની ચાર જણાની પવિત્ર ધર્મસભામાં પણ એવો જ ઠરાવ કરવામાં આવ્યો છે કે તમારી દીકરીનું લગ્ન તમે કોની સાથે કરો છે., તે જોયા પછી જ તમારી આપણા સંપ્રદાયપર કેટલી શ્રદ્ધા છે એનો નિર્ણય કરવો. તમારી દીકરી માત્ર સત્તર—અઢાર વર્ષની હશે. તેથી જેના વાળ ધોળા થઈ ગયા હોય તેવા વૃદ્ધ પુરુષની સાથે તે લગ્ન કરે એવી મારી ઈચ્છા નથી. એ માટેની મારી તમને ભલામણ પણ નથી; તેમ જ આપણા ધર્મના ગમે તે મનુષ્યની સાથે, તેનો પ્રેમ ન હોય તોપણ પરણાવી દ્યો એવો મારો આગ્રહ નથી. અમે જે આપણા ધર્મના મુખ્ય આગેવાનો છીએ, તેમને પુષ્કળ વાછરડીઓ ( heifers )[૧] છે. પરંતુ અમારા છોકરાઓને પૂરી પાડવી જોઇએ. સ્ટેન્ગરસન અને ડ્રેબર એ બન્ને મુખીઓ છે. તે દરેકને એકેક પુત્ર છે. એ બેમાંથી ગમે તે તમારી પુત્રીનો આનંદપૂર્વક પોતાના ગૃહમાં સત્કાર કરશે. એ બે જણામાંથી એકને તમારી પુત્રીએ પસંદ કરી લેવો. તેઓ બન્ને જુવાન છે, ધનવાન છે અને આપણા સંપ્રદાયના કટ્ટર અનુયાયી પણ છે. બોલો આ વિષયમાં

૧. આ સંપ્રદાયના એક આગેવાન હેબર સી કેમ્બેલને સો સ્ત્રીઓ હતી, અને તે પોતાના એક ધર્મોપદેશમાં પોતાની એ સ્ત્રીઓને 'વાછરડીઓ ( હાઈફર્સ )' શબ્દથી ઉલ્લેખે છે. ભા. ક

તમારે શું કહેવાનું છે?”

ફેરિયર અલ્પ સમય વિચારગ્રસ્તતામાં મૌન રહ્યો. “પરંતુ આ સંબંધમાં વિચાર કરવાને માટે આપે મને સમય આપવો જોઇએ.” છેવટે તે બોલ્યોઃ “મારી દીકરી હજી ઘણી ન્હાની છે–તેની ઉમર ભાગ્યે જ લગ્ન કરવાને યોગ્ય ગણી શકાય.”

“તેની ઉમર લગ્ન કરવાને લાયકની જ છે. એટલે તે સંબંધી પ્રશ્ન રહેતો નથી. પરંતુ એ બે જણામાંથી કોને પસંદ કરવો, એ બાબત વિચાર કરવાને તેને અવકાશ જોઇએ એ હું કબૂલ કરૂં છું. ભલે તે માટે તેને એક માસની મુદ્દત આપવામાં આવે છે. એક માસની આખરીએ તેણે પોતાનો છેવટનો જવાબ આપવો પડશે.”

એમ કહેતો તે ઊભો થયો અને બારણાં તરફ જતો જતો દ્વાર પાસે અટકી જઈ, જ્હોન ફેરિયર તરફ મુખ ફેરવી કિંચિત્ રોષભર્યા વદને બોલ્યોઃ “જ્હોન ફેરિયર! આપણી પવિત્ર ધર્મસભાના દૃઢ ઠરાવને ઉલ્લંઘન કરવાનો નિષ્ફળ યત્ન તમે ન કરશો. એ યત્નમાં તમે કદી પણ સફળ નહિ થાઓ એવી હું ખાત્રી આપું છું. એવા પ્રકારનો તમારા મનમાં વિચાર પણ ઉદ્ભવે એ કરતાં તો સીએરા બ્લેન્કોના પર્વત ઉપર તમે અને તમારી દીકરી યમશરણને પામી ગયાં હોત તે જ વધારે સારૂં હતું! તમે મારૂં કથન સમજ્યા? ન સમજ્યા હો તો પવિત્ર ધર્મસભાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં સમાયેલા જોખમ અને ભયનો વિચાર કરી જોજો.”

એ પ્રમાણેનો ભયોત્પાદક ઉદ્ગાર કાઢીને તે બહાર ચાલ્યો ગયો. જ્હોન ફેરિયરે તેને પોતાના કમ્પાઉન્ડમાંથી બહાર પસાર થતો જોયો. તે ખુરસી ઉપર લમણે હાથ ટેકવીને બેઠો બેઠો, આ વાત પોતાની પુત્રીને કેવી રીતે કહેવી, એ સંબંધમાં વિચાર કરતો

હતો. તેણે પોતાનું મસ્તક નીચું રાખેલું હતું. તે વખતે એક નાજુક સુંવાળા હસ્તનો તેના બરહટ હસ્તને સ્પર્શ થયો. ઉંચી દષ્ટિ કરીને જોતાં પોતાની દીકરી સામે ઊભેલી દેખાઇ. તેના ભયથી ફીક્કા બની ગયેલા વદન સામે નજર કરતાં તે સમજી ગયો કે પોતાની તથા બ્રિગહામની વચ્ચે થયેલી વાત તેના સાંભળવામાં આવી ચૂકી હતી.

છૂપાઇને કોઇની વાત સાંભળવી એ સભ્યતાની દષ્ટિએ અયોગ્ય છે. લ્યુસી તે જાણતી હતી. એથી તે પોતાના વર્તનના સંબંધમાં ખુલાસો કરતી બોલી: "બાપુ ! હું આપની માફી માગું છું. મેં ઇરાદાપૂર્વક આપની વાતચીત સાંભળી ન હતી. પરંતુ એ એટલા મોટા અવાજે બોલતો હતો કે મારા ઓરડામાં બેઠી બેઠી પણ હું સાંભળી શકતી હતી. બાપુ ! બાપુ ! હવે આપણું શું થશે ? આપણે શું કરીશું ?" તેના ચ્હેરાપર ગભરાટનું ચિહ્ન સ્પષ્ટ હતું.

"બેટા ! એ સંબંધમાં તું લેશ પણ ચિંતા ન કરીશ." તેને પોતાની નજીક ખેંચી તેના મસ્તક ઉપર વાત્સલ્યપૂર્વક હસ્ત ફેરવતો જહોન ફેરિયર બોલ્યો: "આપણે કોઇ પણ રીતે એ બાબતનો નિકાલ લાવીશું જ. પણ જેફરસનને તું ચાહે છે તો ખરીને ? એના પ્રત્યેના તારા પ્રેમમાં ઘટાડો તો થયો નથી ને ?"

પોતાને થયેલા આવા પ્રશ્નથી લ્યુસીનું મ્હોં લાલચોળ થઈ ગયું. તે ડુસકાં ભરવા લાગી. એ જોઇને જહોન ફેરિયર બોલ્યો: "લેશ પણ ઘટાડો નથી થયો. એટલું જ નહિ પરંતુ એવા પ્રકારનો પ્રશ્ન તને મેં કર્યો એ માટે પણ મને હવે શરમ થાય છે. એ સુશીલ સ્વભાવનો યુવાન છે. આ લોકો ભલે તેને 'નાસ્તિક' કહે, પરંતુ આ લોકોના જેવા ધર્મઢોંગી દુરાત્માઓના કરતાં એને બાઈબલ ઉપર વિશેષ શ્રદ્ધા છે. હું તો એને જ ખરો ખ્રિસ્તિ માનું છું. નેવેડાથી કેટલાક

માણુસો અહીં આવેલા છે. તેઓ આવતી કાલે ત્યાં જવાને નિકળ-નાર છે. તેમની સાથે હું એક પત્ર મોકલીશ. તેમાં આ તમામ હકીકત જણાવીશ. તેના સ્વભાવનો જે કાંઇ મને અનુભવ છે, એ પરથી હું કહી શકું છું કે તે એ પત્ર વાંચશે એટલે વિજળીના તાર કરતાં પણ વધારે ઝડપથી અહીં આવી પહોંચશે."

પોતાના પિતાનું છેલ્લું વાક્ય શ્રવણ કરતાં લ્યુસી રડતાં રડતાં પણ હસી પડી. વિજળીક તારના સંદેશા કરતાં પણ એક માણુસ વધારે ત્વરાથી ગતિ કરી શકે, એવું જ્યારે ફેરિયર કહે ત્યારે લ્યુસી જેવી સુશિક્ષિત યુવતીને હસવું આવે તેમાં શી નવાઇ?

"જ્યારે તે અહીં આવશે ત્યારે હવે આપણે શું કરવું, એ વિષે તેની સલાહ લઇશું. પરંતુ, બાપુ! મને જે ભય લાગે છે તે તમારે જ માટે. જેઓ આ ધર્માધ્યક્ષની સામા થાય છે, જેઓ તેના ફરમાનને તાબે નથી થતા, એમના પરિણામના સંબંધમાં ભયોત્પા-દક–દુઃખજનક વાતો સંભળાય છે. તેમને બિચારાને ભયંકર શિક્ષા સહન કરવો પડે છે." લ્યુસીએ ભયથી કમ્પતા કહ્યું.

"પરંતુ હજી આપણે એની આજ્ઞાનું ઉલ્લંઘન નથી કર્યું:" જ્હોન ફેરિયરે કહ્યું: "જ્યારે આપણે તેની સામા થઇશું, ત્યારે પછી આપણા પરિણામના સંબંધમાં ચિંતા કરીશું. હજી એક મહિ-નાનો સમય આપણને મળેલો છે; અને હું ધારૂં છું કે એ સમયનો અંત આવશે તે પહેલાં તો આપણે આ દોઝખનો–ઉટાહનો ત્યાગ કરીને ક્યાંના ક્યાંય નિકળી ગયાં હોઇશું."

"ઉટાહનો ત્યાગ?"

"હાસ્તો. દરિયામાં રહેવું અને મગર સાથે વેર બાંધવું, એ બે વાત કેવી રીતે બની શકે?"

"પણ પછી આપણાં ખેતરનું શું થશે?"

"આપણે બની શકશે તેટલી રકમ એકઠી કરી લઇશું. બાકીનું જે રહે તે ભલે રહેતું. લ્યુસી! જો ખરૂં કહું તો આ પ્રદેશનો ત્યાગ કરવાનો વિચાર આજે મને પહેલ વહેલો જ આવ્યો નથી. આ પ્રદેશના લોકો પોતાના ધર્માધ્યક્ષની વાજબી કિંવા ગેરવાજબી આજ્ઞાને પોતાની અનિચ્છા છતાંયે તાબે થાય છે, એવી રીતે તેનો ગુલામ બની જવાનું મને પસંદ નથી. હું સ્વતંત્ર વિચારનો અમેરિકન હોવાથી અહીંની બધી રીતભાત મને નવીન અને વિચિત્ર ભાસે એમાં નવાઈ નથી. વળી મારી આટલી ઉમરે મારા મગજમાં ઘર કરી બેઠેલા દૃઢ સંસ્કારોમાં ફેરફાર થવા પામે એ પણ સંભવિત નથી. એ બ્રિગહામ યંગ મોરમનોનો ધર્માધ્યક્ષ હોય તો ભલે હોય, પરંતુ જો હવે હું તેને આપણા મકાનની આસપાસ કશા પણ દુષ્ટ હેતુથી ભટકતો જોઇશ તો ગોળીવડે તેની ખોપરી જ વિંધી નાખીશ. પછી મારૂં તો ભલે જે થવાનું હોય તે થાય!"

અલબત્ત આ શબ્દો બોલતી વખતે સ્વશક્તિ ઉપરની જ્હોન ફેરિયરની શ્રદ્ધા સ્પષ્ટપણે જોઈ શકાતી હતી. તોપણ તેણે એ રાત્રીએ સાવચેતીની ખાતર પોતાની જાતે જ મકાનનાં તમામ દ્વાર બરોબર બંધ કરીને અંદરનો ઉલાળો પણ પાડયો હતો કે જેથી બહારનું કોઈ માણસ છુપી રીતે અંદર આવી શકે નહિ. વળી પોતાના શયનગૃહમાં ખીતી ઉપર લટકતી બંદૂકને પણ સાફ કરીને તેમાં તેણે ઝેરી ગોળી ભરી રાખી હતી. આ બધું જોઇને લ્યુસી પોતાના પિતાના મનમાં ઉપજેલી ભીતિની કલ્પના કરી શકી હતી.

---

# પ્રકરણ ૨૪ મું.

## મહિનાની મુદત.

ગત પ્રકરણમાં વર્ણવેલા બનાવના બીજે દિવસે સ્હવારે જ્હોન ફેરિયર સોલ્ટલેઇક સીટીમાં ગયો અને ત્યાં પોતાનો જે ઓળખીતો નેવેડા જનાર હતો તેને મળ્યો. એ મનુષ્યને જેફરસન હોપ ઉપરનો પત્ર આપ્યો. એ પત્રમાં જે ભય તેમની સામે ઉપસ્થિત થયો હતો તેનું વર્ણન કરીને, તેને એ પત્ર મળે કે તુરત જ હજાર કામ પડતાં મૂકી પોતાની પાસે આવવાનો આગ્રહ કર્યો હતો. એ કાર્ય પૂર્ણ થયું એટલે તેનું મન અગાઉ કરતાં સ્વસ્થ થયું અને શાંત અંતઃકરણે તે પુનઃ પોતાને મકાને આવ્યો.

જ્યારે તે પોતાના ખેતર પાસે આવી પહોંચ્યો ત્યારે તેણે દરવાજાના દરેક થાંભલે એકેકો ઘોડો બાંધેલો જોયો. એથી તેને આશ્ચર્ય ઉત્પન્ન થયું. પરંતુ જ્યારે તે પોતાના મકાનની અંદર દાખલ થયો ત્યારે પોતાની બેઠકના ખંડમાં બે યુવાનોને જોઇને તેને પ્રથમ કરતાં પણ વિશેષ આશ્ચર્ય થયું. એ બે જણામાંનો બેઠેલા ગાલ અને શ્વેત વદનવાળો યુવાન એક ઝુલા ખૂરસી ઉપર લાંબા પગ કરીને પડેલો હતો, જ્યારે બીજો ભરાવદાર ગરદન અને મ્હોઢે શીલીયાટા ચાડાવાળો યુવાન બારી પાસે ઊભો ઊભો પાટલૂનનાં ગજવામાં પોતાના હાથ રાખીને લોકોમાં અતિ પ્રચારને પામેલું એક ગીત ગાતો હતો. જ્હોન ફેરિયરને દ્વારમાં પ્રવેશ કરતો જોઇને બન્નેએ તેને સલામ કરી અને જે યુવાન ઝુલા ખૂરસીમાં પડેલો હતો તેણે વાર્ત્તાલાપનો પ્રારંભ કર્યો.

"કદાચ તમે અમને પિછાનતા નહિ પણ હો." તે બોલ્યોઃ "આ અહીં ઊભા તે આપણા મુખી વૃદ્ધ ટ્રૅમરના પુત્ર છે અને મારૂં નામ જોસફ સ્ટેન્ગરસન છે. તમને સ્મરણ હોય તો જે વેળાએ પ્રભુએ તમારો પ્રત્યે પોતાનો હસ્ત લંબાવીને તમને સત્ય સિદ્ધાંતવાદીઓના સંઘમાં આણ્યા તે વખતે પેલા નિર્જન અરણ્યમાં આપણે સાથે સાથે મુસાફરી કરી હતી."

"જે પ્રમાણે પ્રભુએ તમને પોતાના આશ્રય નીચે આણ્યા, તે જ પ્રમાણે આખી દુનિયાની તમામ પ્રજાઓને પોતાના આશ્રય નીચે આણશે." બીજો યુવાન ગુંગણા સ્વરે બોલ્યો, અને તેણે પોતાના કથનના ટેકામાં એક બાઈબલનું સૂત્ર ટાંકયું: "તે ધીમું દળે છે, પરંતુ ન્હાનાઓને ટી જાય છે."

જ્હોન ફેરિયરે તેમને ઠંડો આવકાર આપ્યો એ બે કોણ હતા અને પોતાને ત્યાં શા માટે આવ્યા હતા, તે એ કળી ગયો હતો.

સ્ટેન્ગરસન બોલ્યોઃ "અમે અહીંયા અમારા પિતાની સલાહથી આપની પુત્રીના હસ્તની માગણી કરવાને માટે આવ્યા છીએ. અલબત્ત અમારા બેમાંથી કોને પસંદ કરવો તે આપની તેમ જ આપની રૂપવતી પુત્રીની મુનસફીની વાત છે. મારે પોતાને માત્ર ચાર સ્ત્રીઓ છે, અને બંધુ ટ્રૅમરને સાત છે; એથી હું ધારૂં છું કે આપની પુત્રીના હસ્ત ઉપર મારો પ્રથમ અને વિશેષ હક્ક છે."

"નહિ, નહિ, બંધુ સ્ટેન્ગરસન!" બીજો ઉંચે સ્વરે બોલી ઉઠયો: "તમારી એ દલીલ વાસ્તવિક નથી. આપણે અત્યારે કેટલી સ્ત્રીઓ છે, એ પ્રશ્ન નથી પરંતુ આપણા બેમાંથી કોણ વિશેષ સ્ત્રીઓનું પાલન કરવાને શક્તિમાન છે તે જોવાનું છે. મારા પિતાએ

તેમની ચક્કીઓ મને સોંપી દીધી છે, એટલે અત્યારે તમારા કરતાં હું અધિક ધનવાન છું."

"પરંતુ ભવિષ્યના સંયોગો તમારા કરતાં મારે માટે વધારે સારા છે." સ્ટેન્ગરસન સ્હેજ ગરમ બની જઇને બોલ્યો: "જ્યારે ઈશ્વરેચ્છાથી મારા પિતાનો દેહકાળ થશે, ત્યારે એમનાં ચામડાને કેળવવાનાં તથા રંગવાનાં કારખાનાં અને બીજી તમામ મીલકત મને મળશે. એ વખતે પછી હું તમારા કરતાં પણ વિશેષ ધનવાન ગણાઇશ અને આપણી પવિત્ર ધર્મસભામાં પણ મને તમારી ઉપર બેઠક મળશે."

"ચાલો, ત્યારે આપણે એ તકરાર છોડી દઇએ અને આપણામાંથી એક જણને પસંદ કરવાનું મીસ લ્યુસી ફેરિયરની મુનસફી ઉપર જ રાખીએ." સામે ટાંગેલા મોટા આયનામાં પોતાના પ્રતિબિંબ સામે જોતો મૂછોના આંકડા ચડાવતો ડ્રેબર બોલ્યો: "તે જે નિશ્ચય ઉપર આવે એ આપણે સ્વીકારવો. કેમ કબૂલ છે ને?"

આ વિચિત્ર સંવાદ ચાલતો હતો તે વેળાએ જ્હોન ફેરિયર તે ઓરડાના બારણાની નજીકમાં ઊભો હતો. આ બે જણના અસભ્ય વર્તનથી તેને અત્યંત ક્રોધ ચડ્યો હતો અને તેમને પોતાના હાથમાંના હંટરવડે ફટકાવી કાઢવાનું તેને મન થતું હતું. તદપિ તે પોતાના ગુસ્સાને મહા મુશ્કેલીએ દબાવી શક્યો હતો.

"આમ જૂઓ," છેવટે તે એ બે જણાની નજીક જઇને બોલ્યો: "જ્યારે મારી પુત્રીનું આમંત્રણ તમને મળે ત્યારે તમારે અહીં આવવું. ત્યાંસુધી તમારે મારા મકાનમાં પગ પણ મૂકવો નહી."

બે જુવાન મોરમનો આશ્ચર્યચકિત બનીને તેની સામે જોઇ રહ્યા. તેમની દૃષ્ટિએ તો આ છોકરીના હસ્તને માટે તેઓ સ્પર્દ્ધા કરતા હતા, તે એ છોકરીને તથા તેના બાપને મગરૂર થવા જોગ હતું—

મોરમનોના આગેવાનોના પુત્રો જ્હોન ફેરિયર જેવા એક યઃકશ્ચિત મનુષ્યની છોકરીની માગણી કરે તે શું માનસૂચક ન હતું ? તો પછી તે પોતાનું અપમાન કરવાની હિમ્મત જ કેમ ચલાવી શકે ? એ વિચારથી એ ઉભયને ક્રોધ અને નવાઇ ઉપજ્યાં હતાં.

" આ ખંડમાંથી બહાર જવાના બે રસ્તા છે. " ફેરિયર બોલ્યોઃ " એક તો આ બારણું અને બીજી પેલી બારી. એ બેમાંથી કયો રસ્તો તમે બહાર જવાને માટે પસંદ કરો છો ? "

એ શબ્દો ઉચ્ચારતી વેળાએ તેનો ઘનશ્યામ ચ્હેરો એટલો ઘાતકી અને તેના રાખોડી હસ્ત એટલા ભયસૂચક જણાતા હતા કે પેલા બે જણા તેનો હેતુ સમજી ગયા અને એકદમ બારણા તરફ ચાલ્યા. વૃદ્ધ ખેડુત પણ તેમની પાછળ પાછળ ગયો.

તે કટાક્ષપૂર્વક બોલ્યોઃ " મારા શબ્દોની તમારા મન ઉપર કેવી અસર થઈ છે તે તમે મને અનુકુળતાએ જણાવજો ! "

" આનો તમને જરૂર બદલો મળશે !" ગુસ્સાથી ઉજળી પુણી જેવો બની ગયેલો સ્ટેન્ગરસન આવેશપૂર્વક ગર્જી ઉઠયોઃ " તમે આપણા ધર્માધ્યક્ષ અને ચાર જણાની પવિત્ર ધર્મસભાનો વિરોધ કર્યો છે. એ વિરોધનું ફળ તમે જીવશો ત્યાંસુધી સંભારશો ! "

" મહાન પ્રભુનો ગેબી હસ્ત ગુન્હેગારોને મસળી નાખશે ! " જુવાન ડ્રેબર વચ્ચે પૂરાયોઃ " તે પ્રભુનો ક્રોધ તમારો નાશ કરી નાખશે ! "

" પરંતુ તે પહેલાં હું જ તમારો બન્નેનો નાશ કરી નાખું તો કેવું ? " વિકરાળપણે બોલતો ફેરિયર મેડાપર પોતાના સૂવાના ઓરડામાં લટકાવેલી બંદૂક લેવાને દોડયો, પરંતુ માર્ગમાં લ્યુસી ફેરિયર તેને પકડી લીધો અને આગળ જતો અટકાવ્યો. તે એના હાથમાંથી

છૂટો થઇને મેડા ઉપર જાય તે પહેલાં તો એ બે જણના અશ્વોના ડાબડાનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. એપરથી તે જાણી શકયો કે એ બન્ને જણા પોતાના પંજામાંથી પસાર ગઇને ન્હાસી ગયા છે. એટલે તે ઉપર જતો અટકી ગયો. અહા! મીસ લ્યુસી દયાની દેવી ! આજે તેં તારા પિતાને એક દોષયુક્ત કાર્ય કરતો અટકાવ્યો છે, એ વાત ખરી; પરંતુ એ બચી જવા પામેલા ઝેરી સર્પો ભવિષ્યમાં શું કરશે એની કલ્પના તને કયાંથી હોય? જો તેની કલ્પના હોત તો અમે ધારીએ છીએ કે તું કુપાત્રને દયાનું દાન કરવાનું કદાચ પસંદ ન પણ કરત !

"બદમાશ ભિખારડા !" પોતાના કપાળપરના પ્રસ્વેદબિંદુને લૂછતો જ્હોન ફેરિયર બોલ્યોઃ "દીકરી ! તું આ બે જણામાંથી એકેની સાથે લગ્ન કરે તે કરતાં તો કબરમાં તારો વાસ થાય એ જ હું વિશેષ પસંદ કરૂં છું."

"અને હું પણ એવું જ ઇચ્છું છું, બાપુ !" લ્યુસી નિઃશ્વાસ નાખતી બોલીઃ "પણ જેફરસન અહીં હવે થોડા દહાડામાં આવી પહોંચશે."

"હા આજે મેં કાગળ મોકલ્યો છે, એટલે તેને આવતાં વધારે દિવસ નહિ લાગે. હવે તો જેમ બને તેમ જલદીથી એ આવી પહોંચે તો જ સારૂં. કેમકે આ લોકોએ આજે આટલું કર્યું; કાલે તેઓ બીજું શું કરશે, તે કેમ કહી શકાય ?"

અલબત્ત સમય કટોકટીનો હતો. આવા બારિક મામલામાં આ વૃદ્ધ ખેડુત અને તેની દીકરીને કોઇ સારા સલાહકાર તથા મદદગારની ખાસ જરૂર હતી. એ પ્રદેશના ઇતિહાસમાં જ્હોન ફેરિયરે ધર્મસભાના ફરમાનના કરેલા સ્પષ્ટ વિરોધ જેવો બીજો એક પણ

પ્રસંગ બન્યો ન હતો. જ્યારે ન્હાના ન્હાના દોષોના બદલામાં પણ અત્યંત કઠોર શિક્ષાઓ કરવામાં આવતી હતી ત્યારે જ્હોન ફેરિયરના આ ગુન્હાના બદલામાં તો તેને કડકમાં કડક શિક્ષા સહન કરવી પડે તેમ હતું. તે સારી પેઠે સમજતો હતો કે પોતાની વિપુલ સંપત્તિ કિંવા પ્રતિષ્ઠા ધર્મસભા અને તેના અધ્યક્ષના કોપાનળમાંથી પોતાનું રક્ષણ કરી શકે તેમ નથી. તેના જેવા જ ધનવાન અને પ્રતિષ્ઠિત માણસો પણ તેમના ક્રોધના ભોગ થઇ પડયાના દૃષ્ટાન્તો જાણીતા હતા, અને તે લોકોની મીલકત ધર્મસભાએ પોતાને કબજે લઇ લીધી હતી. અર્થાત્ શ્રીમંતો પૈસાના જોરથી કે બીજી લાગવગથી પોતાનું રક્ષણ કરી શકે તેમ ન હતા. જ્હોન ફેરિયર સ્વભાવે બહાદૂર અને હિમ્મતવાન હતો પરંતુ પોતાના ઉપર ઝઝુમી રહેલા ગુપ્ત ભયની ચિંતાથી તે ધ્રૂજતો હતો. જો એ ભય કેવા પ્રકારનો છે એ તેના જાણવામાં હોત તો તે પૂરતી હિમ્મત અને બળપૂર્વક તેની સામે થયો હોત; પરંતુ કયારે અને કેવા પ્રકારે એ ગુપ્ત ભય તેના કુટુમ્બ ઉપર આવી પડશે એ તેના જાણવામાં ન હતું. એથી જ તે વધારે ચિંતાતુર રહ્યા કરતો હતો. એમ છતાં પોતાના મનની ચિંતા અને ભીતિ તેણે પોતાની દીકરી પાસે પ્રકટ થવા દીધી ન હતી. તેની રૂબરૂમાં તો મોરમનોની પોતાને દરકાર નથી, તેમ જ એ લોકો પોતાને કાંઈ પણ કરી શકવાના નથી, એવા જ પ્રકારનો ભાવ તે દર્શાવતો હતો. તદપિ ચતુર અને પિતૃભક્ત લ્યુસી તેના પિતાના અંતરમાં ચાલતી ચલવિચલ કેટલેક અંશે જાણી ગયા સિવાય રહી ન હતી.

જ્હોન ફેરિયરે કલ્પના કરી હતી કે પોતે પેલા બે જુવાન મોરમનો સાથે જે અપમાનકારક વર્ત્તન ચલાવ્યું હતું તેના બદલામાં બ્રિગહામ યંગ તરફથી પોતાને ઠપકો કિંવા ચેતવણી મળશે

ખરી. તેની એ કલ્પના ખોટી પણ ન હતી. તેને ચેતવણી મળી પણ ખરી પરંતુ તે એવા પ્રકારે મળી કે જેનો ફેરિયરને ખ્યાલ પણ આવ્યો ન હતો. બીજે દિવસે સ્હવારે તે નિદ્રામાંથી જાગૃત થયો એટલે બરોબર પોતાની છાતી ઉપર ઉંચે મચ્છરદાની પર એક ચોરસ કાગળનો કકડો ટાંકણી વડે ચીટકાવેલો તેના જોવામાં આવ્યો. તે કકડા ઉપર મોટા અને વાંકાચુંકા અક્ષરે નીચે પ્રમાણે લખ્યું હતું:—

"તમારા વર્ત્તનની સુધારણાને માટે હવે ઓગણત્રીસ દિવસ રહ્યા છે; અને ત્યારબાદ— "

આ ચેતવણી આપનારે કાંઇ પણ સ્પષ્ટ રીતે દર્શાવ્યું હોત તે કરતાંયે પ્રસ્તુત સંદેશામાં 'ત્યારબાદ' શબ્દ પછીની આડી કાળી લીટી વધારે ભયપ્રદ હતી. પોતાના સૂવાના ઓરડામાં રાત્રી દરમિયાન કોણ કેવી રીતે દાખલ થઇને મચ્છરદાનીના અંદરના ભાગમાં ઉંચે આ કાગળનો કકડો ચીટકાવી ગયું, એ બાબતના વિચારમાં જહોન ફેરિયરનું મન ગુંચવાઇ ગયું. તેના નોકરો બંગલાની બહાર એકઢાળીયામાં સૂતાં હતાં. બંગલાની અંદરના ભાગમાં માત્ર તે અને તેની દીકરી બે જણાં જ સૂતાં હતાં અને સૂતી વખતે તમામ બારીબારણાં તેણે બરોબર રીતે વાસેલાં હતાં એ કાગળ તેણે મચ્છરદાની પરથી ઉખાડી લઇને ફાડી તેના ઝીણા ઝીણા ટુકડા કરીને નાખી દીધો. એ વિષયમાં તેણે પોતાની પુત્રી પાસે કશો પણ ઉચ્ચાર કર્યો નહિ. આ બનાવથી તેના હૃદયમાં ભીતી જોરથી ઉછાળા મારી રહી. બ્રિગહામ યંગે તેને એક માસની મુદત આપી હતી. તેમાંથી ગઈ કાલનો દિવસ પસાર થઇ ગયો હતો. એટલે આજે ઓગણત્રીસ દિવસ રહ્યા હતા એ સ્પષ્ટ હતું. આવા ભંયકર અને અમાનુષીય શક્તિ ધરાવનારા શત્રુની સામે મનુષ્યબળ કિંવા હિમ્મતનો ઉપયોગ શો?

જહોન ફેરિયર ગમે તેટલો બળવાન હોય તોપણ શું થયું! જે હાથે પેલો કાગળ તેની મચ્છરદાની સાથે ચોંટાડયો હતો, તે જ હાથે તિક્ષ્ણ છરો તેની છાતીમાં ભોંકી દીધો હોત, અને તેનો નાશ કોણે કર્યો એ તેના જાણવામાં પણ આવી શકયું ન હોત.

એ દિવસ પસાર થઇ ગયો. બીજે રોજ સ્હવારે પણ હૃદયને ધ્રૂજાવી મેલનારૂં દૃશ્ય તેના જોવામાં આવ્યું. તે તથા લ્યુસી નાસ્તો કરવા બેઠાં હતાં, તે વખતે લ્યુસીની નજર એકાએક ઉંચે સીલીંગ તરફ ગઇ. તેણે પોતાના પિતાનું લક્ષ પણ એ તરફ ખેચ્યું. સીલીંગના મધ્ય ભાગમાં કોલસા વડે મોટા અક્ષરે '૨૮' નો આંકડો લખેલો હતો. આ આંકડાનો શો હેતુ હશે તે લ્યુસીના જાણવામાં ન હતું. કેમકે આગલા દિવસના બનાવની તેને માહીતી ન હતી. જહોન ફેરિયરે એ વિષયમાં તેને કશું પણ કહ્યું નહિ. તે દિવસે આખી રાત્રી તે પોતાની બંદૂક પાસે રાખીને જાગતો બેસી રહ્યો. કાંઈ પણ તેના જોવામાં કે સાંભળવામાં આવ્યું નહિ. એમ છતાં બીજે રોજ સવારે બંગલાના પ્રવેશદ્વારના બારણા ઉપર બહારની બાજુએ ચાકવડે '૨૭' નો આંકડો ચિત્રેલો જોવામાં આવ્યો!

## પ્રકરણ ૨૫ મું.

### જેફરસન હોપનું આગમન.

એ પ્રમાણે દિવસ પછી દિવસ પસાર થવા લાગ્યા. પરંતુ જ્યારે સ્હવાર પડતી ત્યારે જહોન ફેરિયર જોઈ શકતો કે તેના ગુપ્ત શત્રુઓ કોઈ ને કોઇ પ્રકારે મેને આપવામાં આવેલી

મુદત માંહેના બાકીના દિવસો કેટલા રહ્યા છે તેની યાદ આપવાને ચૂકતા નહિ. એ ભયપ્રદ આંકડો કોઈ વેળાએ બહાર દિવાલપર તો કોઈ વેળાએ નીચે જમીન ઉપર ચાક કિંવા કોલસા વડે મોટા અક્ષરે લખેલો માલૂમ પડતો. કોઈ વખત નાના કાગળ ઉપર તે આંકડો લખીને એ કાગળ કમ્પાઉન્ડના ઝાંપે આવી જાળી સાથે બાંધી જતા. જ્હોન ફેરિયરની ગમે તેટલી સાવધતા અને ચાતુર્ય છતાં પણ આ રોજીંદી ચેતવણી કોણ, ક્યારે અને કેવી રીતે મૂકી જાય છે, તેનો ભેદ એ ઉકેલી શક્યો નહિં. જ્યારે તે આંકડો તેના જોવામાં આવતો ત્યારે તેના મનમાં ભય ઉપસ્થિત થતો, અને આ લોકો પૈચાશિક શક્તિ ધરાવતા તો નહિ હોય, એવો પણ વ્હેમ તેના મનમાં ઉપસ્થિત થયો. તેના મનની શાંતિ નાશ પામી ગઇ હતી. કશું પણ કામકાજ તેને સૂજતું નહિ. હરણ કે બકરા જેવું પશુ પોતાની પાછળ પડેલા પારાધી કિંવા વિકરાલ જંગલી પશુને જૂએ છે તે વખતે તેનો ચ્હેરો જેવો ભયગ્રસ્ત બની જાય છે, તેવો આવિર્ભાવ જ્હોન ફેરિયરના ચ્હેરા ઉપર પ્રદર્શિત થતો હતો. તેની સર્વ આશાઓ નષ્ટ બની ગઈ હતી. એક માત્ર આશા રહી હતી અને તે નેવેડાથી જેફરસન હોપના આગમનની.

સતાવીશના પચીશ, પચીશના વીશ, વીશના પંદર અને પંદરના માત્ર હવે દશ દિવસ રહ્યા. પરંતુ જેફરસનના ખર કે ખબર કાંઇ પણ નહતા. આંકડો દશથી પણ નીચે ઉતરવા લાગ્યો, કિન્તુ તેના આગમનનું લેશ પણ ચિહ્ન ન જણાયું. એકાદો ઘોડેસ્વાર રાજમાર્ગ પર થઇને પસાર થતો કિંવા ગાડીવાનનો તેના ઘોડાને પ્રોત્સાહન આપનારો અવાજ સંભળાતો કે જ્હોન ફેરિયર એકદમ બારી પાસે જઇને જેફરસન આવી પહોંચ્યો છે, એવી આશાથી બહાર

ડોકિયું કરતો. પરંતુ કોઈ અજાણ્યા મનુષ્યને જોઇને નિરાશાપૂર્વક ધબ લઇને ખૂરસીમાં પડતો. છેવટે જ્યારે પાંચનો આંકડો ચાર ઉપર અને ચારનો ત્રણુ ઉપર આવ્યો ત્યારે તો તેનું હૃદય તદ્દન નિરાશ બની ગયું, અને આ દુષ્ટ લોકોના પંજામાંથી મુક્ત થવાની તમામ આશા તેણે છોડી દીધી. ઉટાહ પરગણામાં બીજું કોઈ પણ એવું ન હતું કે જેની તેને મદદ મળી શકે. અર્થાત્ તે એકલો એ પરગણાની આસપાસના પર્વતો માંહેના અવડચવડીઆ રસ્તાના જ્ઞાન સિવાય તેની બહાર નિર્વિઘ્નપણે કદી પણ નિકળી શકે એમ નથી, એ તે સારી રીતે જાણતો હતો. રાહદારીઓના ધોરી રસ્તા ઉપર ધર્મ-સભાના ગુપ્ત જાસુસો અને ચોકીદારો ચોકી કર્યા કરતા હતા. એ રસ્તે થઇને પસાર થવાને માટે દરેકને ધર્મસભાની પરવાનગી મેળ-વવી પડતી. ફેરિયરે મનમાં ઘણો ઘણો વિચાર કર્યો, અનેક કલ્પ-નાઓ કરી, પરંતુ એ દરેકને અંતે ધર્મસભાની લટકતી તલવાર દૃષ્ટિએ પડતી હતી. અર્થાત્ એક મહિનાની મુદત ખલ્લાસ થતાં મૃત્યુ નિશ્ચય હતું. તદપિ તેણે પોતાની પુત્રીના કોઈ પણ મોરમન સાથે લગ્ન કરી જીવન પર્યન્ત તેના નામ ઉપર કાલિમા લગાડવા કરતાં શાંતિપૂર્વક મરણુને શરણુ થઇ પ્રભુના ધામમાં પહોંચવાનું જ યોગ્ય માન્યું હતું—તેનો એ નિશ્ચય એક ક્ષણુભર પણ ડગમગ્યો ન હતો.

હવે બે દિવસ બાકી રહ્યા હતા. આજે ‘૨’ નો આંકડો મકા-નની દિવાલ ઉપર જોવામાં આવ્યો હતો. તે એકલો બેઠો બેઠો ચાલુ સંકટના સંબંધમાં વિચારમાં નિમગ્ન બની ગયો હતો. આવતી કાલે મુદતમાં માત્ર એક જ દિવસ બાકી રહેવાનો હતો. કાલનો દિવસ પૂરો થશે પછી શું ? તેના મગજમાં એક ભીતિપ્રદ આઘાત થયો—એ આઘાત આ દુષ્ટ લોકોનાં ભયંકર કૃત્યોનો વિચાર

આવતાં પોતાનું પણ બીજાના જેવું જ ભયંકર પરિણામ આવશે એ કલ્પના મનમાં ઉદ્‌ભવવાથી થયો હતો. તેના મૃત્યુ પછી તેની દીકરી લ્યુસીનું–ખિલતા પુષ્પનું શું થશે? પોતાની આસપાસ ગુપ્ત રીતે ગુંથાતી આ જાળીમાંથી ન્હાસી છૂટવાનો એક પણ રસ્તો નથી? તેણે મસ્તક ટેબલ ઉપર નાખી દીધું. તે એક ન્હાના બાળકની માફક રડી પડયો. તેની તમામ શક્તિ અત્યારે હણાઈ ગઈ હતી. જહોન ફેરિયર આગળનો જહોન ફેરિયર નહોતો રહ્યો.

પરંતુ આ શું? રાત્રીની સ્મશાન જેવી શાંતિમાં તેણે એક ધીમો–તદ્દન ધીમો પરંતુ સ્પષ્ટ અવાજ સાંભળ્યો. કોઈ ધીમેથી મકાનના મુખ્ય દ્વારની સાંકળ ખખડાવતું હોય એવો તે અવાજ હતો. જહોન ફેરિયર ભયથી ધ્રૂજવા લાગ્યો. તે હિમ્મત કરીને આગલા ખંડમાં આવ્યો. થોડી વાર પેલો અવાજ બંધ પડી ગયો, પુનઃ ચાલુ થયો. નક્કી સાંકળનો જ અવાજ! મધ્યરાત્રી થઈ હતી. એ વખતે આ અવાજ થવાનું શું કારણ? ગુપ્તમંડળની આજ્ઞા બજાવવાને માટે કોઈ ખૂની તો નહિ આવ્યો હોય? અથવા એ મંડળનો ગુપ્તચર, પોતાને આપેલી મુદતમાં એક દિવસ બાકી રહ્યો છે. એમ દર્શાવવાને માટે '૧'નો આંક દ્વાર ઉપર લખવાને આવ્યો હશે? એ પળે જહોન ફેરિયરને લાગ્યું કે હૃદયને હચમચાવી મેલનારી આ શંકાશીલતા કરતાં મૃત્યુ શું ખોટું? તો પણ હિમ્મત રાખીને તે બારણા પાસે ગયો. અંદરનો આગળીયો કાઢી નાખીને તેણે બારણું ખોલી નાખ્યું. બહાર સર્વત્ર નિઃસ્તબ્ધતા અને શાંતિ પથરાઈ રહી હતી. આકાશ વાદળાંથી મુક્ત હતું અને તારા પોતાનો મધુર પ્રકાશ પૃથ્વીપટપર રેડતા હતા. એથી રાત્રી મનોરમ્ય લાગતી હતી. મકાનની સામેની વાટિકા અને તેના ફરતી તારની વાડ સ્પષ્ટ

રીતે દેખાતી હતી. પરંતુ વાટકામાં કના વાડનાં બહાર રસ્તા ઉપર કોઈ પણ મનુષ્યપ્રાણી દૃષ્ટિએ પડતું ન હતું. જહોન ફેરિયરે છૂટકારાનો દમ ખેંચ્યો અને તેણે પોતાની જમણી તથા ડાબી બાજુ તરફ નજર નાખી. એટલામાં તેની નજર પોતાના પગ પાસે નીચે જમીન તરફ જતાં, એક માણુસ ઉંધે મસ્તકે જમીન ઉપર પોતાના હાથ પગ લંબાવી પડેલો તેની દૃષ્ટિએ પડયો.

એ મનુષ્યને ત્યાં પડેલો જોતાં તે એટલો બધો બિહનો કે ભયને લીધે પોતાનાથી બૂમ પાડી દેવાશે એમ તેને લાગ્યું. પરંતુ મહા પ્રયત્ને તેણે બૂમ પાડવાની ઇચ્છાને દબાવી દીધી. એ આકૃતિને જોતાં પ્રથમ તેને એમ લાગ્યું કે કદાચ કોઈ મનુષ્ય ઘાયલ થયો હશે અને તેથી અચેત અવસ્થામાં આ સ્થળે આવી રીતે પડયો રહ્યો હશે. પરંતુ એટલામાં તો એ આકૃતિ સર્પગતિએ અતિ ત્વરાથી પરંતુ લેશ પણ અવાજ કર્યા સિવાય સરકતી સરકતી ઓરડામાં દાખલ થવા લાગી. એ મનુષ્ય ઓરડામાં દાખલ થયો કે એકદમ ઊભો થઈ ગયો. જહોન ફેરિયર તેની સામે જૂએ કે કાંઇ કહે તે પહેલાં તો તેણે પ્રવેશદ્વાર બંધ કરી દીધું. તે પછી વૃદ્ધ ખેડુત તરફ ફરીને તેણે પોતાના મુખ ઉપરનો મુખવટો કાઢી નાખ્યો. પરંતુ આ કોણ? આ કોનો ચ્હેરો? જેફરસન હોપનો— છેવટે તે આવી પહોંચ્યો ખરો!

તેનો ચ્હેરો જોતાં જહોન ફેરિયરના મુખમાંથી આનંદનો ઉદ્ગાર નિકળી ગયો. તે જેફરસન હોપનો દક્ષિણ હસ્ત પોતાના બન્ને હાથમાં લઇને બોલ્યો: "હું કેટલો બધો બિહનો? પણ આમ કરવાનું શું કારણ?"

"પહેલાં મને કાંઈક ખાવાનું આપો." હોપ ભારે સ્વરે બોલ્યો: "છેલ્લા અડતાળીશ કલાક થયાં મેં કશું ખાધું નથી, તેમ પાણી સરખું પણ પિધું નથી. ખાવા પિવાનો વખત જ ક્યાં હતો?"

એટલા શબ્દો કહીને તે એક ટેબલ નજીક ખુરસી ખેંચી તેના પર બેસી ગયો. જ્હોન ફેરિયરે એક પળની પણ ઢીલ નહિ કરતાં તેને માટે ખાવાનું આણ્યું. તે કેટલાયે દિવસનો ભૂખ્યો હોય તે પ્રમાણે ખાવા મંડી પડયો. જ્યારે તે કાંઈક તૃપ્ત થયો એટલે બોલ્યો: "લ્યુસી તો મજાહમાં છે ને?"

"હા, ભાવિ ભયના સંબંધમાં એને મેં કશું પણ જણાવ્યું નથી– હું આ સંબંધમાં એની પાસે વાત જ કાઢતો નથી. કદી તે વાત્ત કાઢે છે તો તેને ઉડાવનારો જવાબ આપું છું." લ્યુસીના પિતાએ જવાબ આપ્યો.

"તો તો સારૂં. પરંતુ તમારા મકાનની આસપાસ છૂપો પહેરો મૂકી દેવામાં આવ્યો છે. એ કારણથી જ હું જમીન ઉપર પેટે ચાલીને અહીં સુધી આવ્યો છું. એ લોકો ગમે તેવા ચાલાક અને હુશિયાર હોય, પરંતુ આ જેફરસન હોપ પાસે તેમની ચાલાકી કે ચતુરાઈ કશી પણ ચાલે તેમ નથી."

જે જ્હોન ફેરિયર અત્યારસુધી તદ્દન હતાશ જેવો દેખાતો હતો તેનું મુખ હવે ચમકવા લાગ્યું. તેના મનમાંથી ભીતિ ક્યાંય અલોપ થઈ ગઈ. અત્યારસુધી એકલો હતો પરંતુ હવે સહાયક– અને તે પણ અંત સુધી પોતાને છોડીને ચાલ્યો ન જાય એવો સહાયક તેને મળી આવ્યો હતો. તેણે પુનઃ હોપનો હસ્ત પોતાના હસ્તમાં લઇને આનંદના ઉમળકા સાથે હલાવ્યો. તે બોલ્યો: "ખરે-ખર તમારા જેવો સહાયક મને મળ્યો છે, એથી મને ગર્વાનંદ થાય

છે. આવા સંકટ અને ભયમાં ભાગ લેવાને તત્પર થાય એવા મનુષ્ય વિરલ જ હોય છે."

"એ તમે સત્ય જ કહો છો." જુવાન શિકારી બોલ્યો: "મને માફ કરજો, મને તમારા માટે પૂરતું માન છે એ હું કબૂલ કરૂં છું. પરંતુ માન અને લાગણીની વચ્ચે તફાવત છે. જો આ ભીતિમાં તમે એકલા જ સંડોવાયા હોત તો મને લાગે છે કે આવું જોખમ ખેડવાનું સાહસ મેં કદાચ ન પણ કર્યું હોત. ખોટો ડોળ કરવાનો મારો સ્વભાવ જ નથી. તેથી જો ખરૂં કહું તો લ્યુસીને ખાતર જ મેં તમારી આસપાસ સળગી રહેલા ભયંકર દાવાનળમાં ઝંપાપાત કર્યો છે, અને હું ખાત્રીથી કહું છું કે જ્યાંસુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાંસુધી લ્યુસીને હું ઉની આંચ પણ આવવા દેનાર નથી. જ્યારે ઉટાહનો પ્રદેશ હોપ કુટુંબના એક પણ મનુષ્યનો પ્રાણ લેશે ત્યારે જ તે લ્યુસીને પોતાના પડ ઉપર રાખી શકશે."

જ્હોન ફેરિયર કાંઈ મૂર્ખ ન હતો. તેને જેફરસન હોપના કથનથી માઠું લાગ્યું ન હતું. આ બધું તે લ્યુસીને માટે જ કરતો હતો એ દેખીતું હતું, અને પોતે પણ લ્યુસીના જીવન અને લજ્જાના રક્ષણને માટે જ અધિક ચિંતાતુર હતો. બાકી પોતે વૃદ્ધ થયેલો હોવાથી પોતાના જીવનને માટે તેને ઝાઝી દરકાર ન હતી. તેણે પૂછ્યું: "પણ હવે આપણે શું કરવું?"

"આવતી કાલે તમારો છેલ્લો દિવસ છે. એટલે આજે—અત્યારે જ જો તમે પલાયન થઇ ન જાઓ તો પછી કાલે દિવસે કાંઇ બની શકે નહિ, અને રાત્રી પડતાંમાં પછી શું થશે એ કહી પણ શકાય નહિ! મેં ઇગલ રેવાઇનમાં બે ઘોડા અને એક ખચ્ચરને તૈયાર રાખેલ છે. તમારી પાસે રોકડ કેટલી છે?"

"મારી પાસે બે હજાર ડોલરનું સોનું છે અને પાંચ હજાર ડોલરની નોટો છે. એ બાબત બની શકી એટલી તૈયારી તો મેં અગાઉથી જ કરી રાખી છે." જ્હોન ફેરિયરે જવાબ આપ્યો.

"એ સારું કર્યું." જેફરસને કહ્યું: "મારી પાસે પણ લગભગ એટલી જ રકમ છે. આપણે પહાડી રસ્તે થઇને કારસન સીટી* તરફ જઇશું. ત્યાં પહોંચ્યા પછી વાંધો નથી. વારુ, લ્યુસી તો સૂતી હશે. તેને તમે જગાડો. એટલું સારું છે કે તમારા નોકરો બહાર એકઢાળીયામાં સૂએ છે. નહિ તો અત્યારે અહીંથી પસાર થવામાં મુશ્કેલી પડત."

જ્હોન ફેરિયર લ્યુસીને જગાડીને તૈયાર કરવાને ગયો એટલે જેફરસન હોપે રાંધણીઆમાં જઇને ખોરાકની જે ચીજો તૈયાર હતી તે એકઠી કરીને એક ન્હાના કોથળામાં ભરી લીધી અને એક પત્થરના બરણીઘાટના કુંજામાં પાણી ભરી લીધું. કેમકે પહાડી રસ્તે કૂવા બહુ જ થોડા હતા અને તે પણ એક બીજાથી ઘણે દૂર હતા. એથી પાણીની તંગીનો જાતિઅનુભવ તેને થયેલો હતો. તે એ તૈયારી કરી રહ્યો ન હતો ત્યાં તો વૃદ્ધ ખેડુત અને તેની દીકરી નીચે આવી પહોંચ્યાં. તેમણે કપડાં પહેરી લીધાં હતાં અને તેઓ પસાર થવાને તૈયાર થઈ રહ્યાં હતાં. પ્રિયતમ-પ્રેયસીને પરસ્પર દર્શન થતાં આનંદ થયો. તેઓ મળ્યાં-ભેટ્યાં. પરંતુ આનંદવાર્ત્તા કરવાનો અત્યારે સમય ન હતો. વખત ટુંકો હતો અને જે પળ જતી હતી તે કીમતી હતી.

"આપણે હવે એકદમ અહીંથી પસાર થઈ જઇએ." જેફરસન દઢ અને નિશ્ચયાત્મક સ્વરે બોલ્યો. ભાવિ ભયની પ્રગાઢતા તે

* નેવેડા પરગણાનું મુખ્ય શહેર.

સમજતો હતો. પરંતુ એ ભય તેના હૃદયની લોખંડી દિવાલને ભેદી શકે તેમ ન હતું. તેણે કહ્યું: "તમારા મકાનની આગળ અને પાછળ બન્ને બાજુએ પહેરો રાખવામાં આવ્યો છે. પરંતુ આપણે આ બાજુની બારીમાંથી સંભાળપૂર્વક બહાર કૂદી પડી ખેતર માર્ગે પસાર થઇ શકીશું. એ ખેતરો વટાવીને ધોરી રસ્તાપર જઈશું એટલે ઇગલ રેવાઈન બે માઈલ દૂર રહેશે. ઘોડાને મેં ત્યાં રાખેલા હોવાથી ત્યાં સુધી આપણે ચાલવું પડશે. ઘોડેસ્વાર થયા બાદ સહવાર સુધીમાં તો પહાડી રસ્તે લગભગ અર્ધા પંથે આપણે પહોંચી જઇશું."

"વચ્ચે માર્ગમાં કોઈ આપણને અટકાવશે તો?" ફેરિયરે પ્રશ્ન કર્યો.

હોપે પોતાના ગજવામાંથી એક રિવોલ્વર કાઢી. "જો તેમની સંખ્યા વધુ હશે તો તેમાંથી બે-ત્રણને તો સહુથી પહેલાં આ મારી રિવોલ્વર જ પૂરા કરી દેશે. બાકીના હું અને તમે વ્હેંચી લઇશું." તેણે કહ્યું. તેના મુખ ઉપર ક્રૂરતાયુક્ત હાસ્ય ઉદ્ભવ્યું.

## પ્રકરણ ૨૬ મું.

### ૫:પલાયન.

પહેલાં જેફરસને મકાનની અંદરના તમામ દીવા હોલવી નાખ્યા. પછી એ ત્રણે જણા એક બાજુની બારી તરફ ગયા. જહોન ફેરિયરે એ બંધ બારીના કાચમાંથી જે ખેતરો અત્યારસુધી

પોતાની માલિકીનાં હતાં તથા જેમનો તે અત્યારે સદાને માટે ત્યાગ કરવાને તત્પર થયો હતો, એ ખેતરો તરફ દૃષ્ટિ નાખી. પરંતુ પોતાની સંપત્તિનો ભોગ આપતાં તેને લેશે પણ દિલગીરી થઇ નહિ, કેમકે પોતાની મીલકત ગૂમાઇ જાય એ કરતાં પોતાની પ્રિય પુત્રી લ્યુસીના જીવન અને લજ્જાને હાની પહોંચે એ વિષયની તેને અધિક ચિંતા હતી. બહાર ખેતરમાં દૂર દૂર સુધી શાંતિ પથરાયેલી જણાતી હતી. આસપાસ પણ બધે શુમશુમાકાર લાગતું હતું. આ સ્થળે માણુસો છૂપાઇ રહ્યા હોય એવી કલ્પના થવી પણ મુશ્કેલ હતી. તદપિ જુવાન શિકારીએ એ મકાન તરફ આવતી વેળાએ તેની આસપાસ છૂપા પહેરેગીરો હોવાનું અનુભવ્યું હતું. તેના શબ્દોમાં અણવિશ્વાસ રાખવાની જરૂર નહતી. તેના જેવો હિમ્મતવાન માણુસ સાધારણ ભીતિથી ડરી જાય એમ ન હતું.

ફેરિયરે સોના તથા નોટોની કોથળી ઉપાડી હતી, જેફરસન હોપે ભાતાનું પોટકું અને પાણીનો કુંજો ઉપાડયો હતો, લ્યુસી કને એક ન્હાની ચામડાની હેન્ડબેગ હતી. એ હેન્ડબેગમાં તેણે પોતાના મૂલ્યવાન દાગીના રાખી લીધા હતા. તેમણે સાવચેતીથી બારીનાં બારણાં બિલકુલ અવાજ ન થાય તેવી રીતે ખોલ્યાં. આકાશમાં એક કાળી વાદળી દેખાતી હતી. તે નજીક આવીને ખેતરવાળા ભાગમાં પડતા તારાના પ્રકાશને ઢાંકી દે તેની રાહ જોતા તેઓ શાંતપણે ઊભા રહ્યા. જ્યારે ખેતરમાં અંધારૂં થઇ ગયું ત્યારે ત્રણે જણા એક પછી એક બારીમાંથી બહાર બંગીચામાં આવ્યા. ઉંચે શ્વાસે અને ધીમે પગલે બગીચો ઓળંગીને તારની વાડ પાસે આવી પહોંચ્યાં. વાડ ટપીને તેમણે ઘઉંનાં ખેતરમાં પ્રવેશ કર્યો. પરંતુ જે પળે તેઓ ઘઉંના ખેતરમાં દાખલ થયાં તે જ પળે જેફરસન હોપ પોતાનાં બન્ને

સાથીઓને હાથ વડે ખેંચીને એક બાજુએ લઈ ગયો. ત્યાં એક વૃક્ષના ઓથે લપાઇને એ ત્રણે જણાં શાંતપણે ઊભા રહ્યાં.

જેફરસન હોપના કાન બહુ સરવા હતા. એક પાંદડું જમીનપર પડે તો તેનો ખખડાટ પણ તેના કાનને પહોંચ્યા સિવાય રહી શકતો ન હતો. જો તેનામાં એ પ્રકારની શક્તિ ન હોત તો અત્યારે તેઓ કદી પણ આ સ્થળેથી પસાર થઇ શકયા ન હોત. તેઓ વૃક્ષને ઓથે લપાઈ ગયા કે તે જ પળે તેમનાથી થોડાક વારને છેટે ઘુવડના જેવો અવાજ તેમના સાંભળવામાં આવ્યો. તરત જ તેના પ્રત્યુત્તરમાં તેના જેવો જ બીજો અવાજ સ્હેજ દૂરથી આવ્યો. એ જ પળે જે માર્ગે થઇને જવાનું તેઓ કરતા હતા તે જ રસ્તેથી એક ઉંચી અને કાળો પોશાક ધારણ કરેલી આકૃતિ તેમના તરફ આવતી જણાઈ. એ આકૃતિએ પ્રથમના જેવો જ સંકેતધ્વની કર્યો. તેની સાથે જ બીજો મનુષ્ય પણ ત્યાં આવી પહોંચ્યો.

" આવતી કાલે મધ્યરાત્રીએ ! " પહેલા આવેલા માણસે સત્તાત્મક સ્વરે કહ્યું: " જ્યારે ' વ્હીપ-પૂઅર-વીલ ' એવો અવાજ ત્રણ વખત સંભળાય તે વેળાએ. "

" જેવી આજ્ઞા." બીજો બોલ્યો: "હું એ બધું ડ્રેબરને જણાવું ?"

" હા, તેમને કહો; અને તેમની મારફત બીજાઓને પણ એ ખબર કરી દ્યો. નવથી સાત ! "

" સાતથી પાંચ ! " બીજાએ પણ સાંકેતિક ભાષામાં પ્રત્યુત્તર આપ્યો અને બેય જણા જુદી જુદી દિશામાં ચાલ્યા ગયા. તેમના છેવટના શબ્દો, તેઓ એક જ ટોળી માંહેના છે, એ વાતની પરસ્પર ઓળખાણ આપવાને માટે સાંકેતિક ભાષામાં પ્રશ્નોત્તર રૂપે ગોઠવાયેલા હતા. જ્યારે એ લોકોનાં પગલાંનો અવાજ સંભળાતો બંધ

થઇ ગયો—એ લોકો દૂર ચાલ્યા ગયા, ત્યારે જેફરસન હોપ જે સ્થળે છૂપાઇ રહ્યો હતો ત્યાંથી બહાર આવ્યો અને આસપાસ ચોતરફ દૃષ્ટિ કર્યા બાદ તેણે પોતાના સાથીઓ સાથે ઘઉંના ખેતરમાં પ્રવેશ કર્યો. આગળ તે અને તેની પાછળ લ્યુસી તથા છેવટે જ્હોન ફેરિયર એ પ્રમાણે એ ત્રણ જણાં ત્વરાથી આગળ વધવા લાગ્યાં. વચ્ચે વચ્ચે સ્હેજ ખખડાટ કે કાંઇક અવાજ સંભળાતાં જેફરસન હોપ અટકી જતો અને ચોતરફ બારિક દૃષ્ટિથી નિહાળતો અને બોલતો: " ઝડપ રાખજો ! આપણી ચોતરફ ચોકીદારો ગોઠવાઇ ગયા છે. બધો આધાર આપણી ત્વરિત ગતિ ઉપર છે. માટે જરી પણ ખમચાયા વિના કે શ્રમની દરકાર કર્યા વિના ઉતાવળા ચાલજો—દોડજો ! "

એ પ્રમાણે કરતાં તેઓ ખેતર વટાવીને ધોરી રસ્તા ઉપર આવ્યા. ખેતરમાં ઘઉંના છોડ લગભગ માથાપૂર હોવાથી તેઓ વિશેષ ત્વરાથી આગળ વધી શકતાં ન હતાં, પરંતુ ધોરી માર્ગપર આવ્યા બાદ તેમની ગતિમાં અગાઉ કરતાં વધારે ઝડપ આવી. માર્ગમાં માત્ર એક વખત એક મનુષ્યને સામેથી આવતો તેમણે જોયો. પરંતુ એ જ વેળાએ પડખેના ખેતરમાં તેઓ દાખલ થઇને છૂપાઈ રહ્યાં. એટલે પેલો મનુષ્ય લેશ પણ શંકા વિના તેમની નજીક થઇને પસાર થઈ ગયો. તેઓ ખેતરમાંથી નિકળીને આગળ વધ્યાં. થોડી વાર ચાલ્યા બાદ તેઓ સોલ્ટલેઈક સીટીની બાજુમાં આવી પહોંચ્યાં. તેમને ગામમાં દાખલ થવાનું હતું જ નહિ. એટલે તેમણે સામે દેખાતી પર્વતાવલિ તરફ જતો એક સાંકડો અને અવ્યવસ્થિત પગરસ્તો લીધો. બે બાજુએ બે ઉંચી ટેકરીઓની હાર આવી રહી હતી. તેની વચ્ચે થઇને તેઓ પસાર થતા હતા. એમ કરતાં તેઓ ઈગલ રેવાઈનની ખીણમાં આવી પહોંચ્યાં. આ સ્થળે હોપે ઘોડાને

રાખ્યા હતા. બે ઘોડા અને એક ખચ્ચર નિશ્ચિંતપણે ત્યાં ઉગેલું ઘાસ ચરતા હતા. આ પ્રવાસીઓ ત્યાં આવી પહોંચ્યા બાદ થોડીક મીનિટ તેમણે વિશ્રાંતિ લીધી. પછી લ્યુસીને ખચ્ચર ઉપર બેસારીને એક અશ્વ ઉપર જેફરસન હોપ સ્વાર થયો અને તેણે પોતાના અશ્વને આગળ કર્યો. મધ્યમાં લ્યુસીના ખચ્ચરને રાખીને પાછળ ફેરિયરે પોતાના ઘોડાને ચલાવવા માંડયો. એ પ્રમાણે તેઓ ઉંચી નીચી ટેકરીઓ અને ઊંડી ખીણો વચ્ચેના ભયંકર પહાડી રસ્તામાં દાખલ થયાં.

જેમને ભયંકર જંગલોનો અનુભવ ન હોય, જેઓ કેવળ ગાડી-ઘોડાપર ધોરી રસ્તે થઇને જ ગયા આવ્યા હોય, તેમને માટે આ માર્ગપર થઇને પસાર થવાનું કાર્ય અતિ કઠિન હતું. એક બાજુએ આશરે એક હજાર ફીટ ઉંચો, સિદ્ધો, એક મોટા ભયંકર રાક્ષસના જેવો કાળા પત્થરનો ડુંગર પડેલો હતો. બીજી બાજુએ ઊંડી ખીણ આવી હતી. એ ખીણમાં દિવસે પણ નીચી દૃષ્ટિ કરીને જોતાં તેનું તળીયું જણાય તેમ ન હતું—નીચી દૃષ્ટિ કરીએ તોએ ચક્કર આવીને ખીણમાં જઈ પડીએ તેમ હતું. એ બેની વચ્ચે વાંકો ચુંકો રસ્તો આવેલો હતો. તે રસ્તો પહોળાઈમાં પણ બિલકુલ ઓછો હતો. એ રસ્તાપર ચાલતાં કદાચ કોઈ સ્હામેથી કિંવા પાછળથી આવી ચડે તો આજુબાજુ સરકી જવાને માટે એકે માર્ગ ન હતો. માર્ગ અત્યંત વિકટ હતો. એ માર્ગની ભયંકરતા અને તેમાં આગળ વધવાની મુશ્કેલીઓનો આ પ્રવાસીઓને ખ્યાલ હતો. તોપણ તેમનાં હૃદય અત્યારે શાંત અને પ્રસન્ન હતાં. કેમકે જેમ જેમ તેઓ આગળ જતાં હતાં તેમ તેમ પાછળ રહેલા જૂલ્મગારો અને તેમની વચ્ચેના અંતરમાં વધારો થતો હતો. લ્યુસી મોરમનોના હાથમાં સપડાઇને તેના શિય-

ળનો ભંગ થવા પામે, એ કરતાં આ ઊંડી ખીણમાં પડવાથી, તેનું મૃત્યુ નિપજે, એ જ્હોન ફેરિયર વધારે પસંદ કરતો હતો. લ્યુસીના મનમાં પણ અત્યારે કેવળ આનંદ—આનંદ જ ઉછાળા મારી રહ્યો હતો. કેમકે તે દુરાત્માઓના પંજામાંથી મુક્ત થઇ હતી અને તેનો પ્રિયતમ—તેના હૃદયનો સ્વામી જેફરસન હોપ તેની સાથે હતો. પ્રિયતમના સહવાસમાં પોતાનું મૃત્યુ થાય તોપણ તેમાં તે પ્રસન્ન હતી. જેફરસન હોપને તો ભીતિ હતી જ નહિ. તે અનેક વાર શિકાર કરવા જતાં આવા માર્ગોપર થઇને પસાર થયેલો હોવાથી, આ માર્ગ તેને રાજમાર્ગના જેવો જ લાગતો હતો. તેમ જ તે અગાઉ આ રસ્તે થઇને જ આ બાજુએ આવેલો હોવાથી રસ્તાનો માહિતગાર હતો. એટલે સહિસલામતીપૂર્વક આગળ વધી શકાશે એ સંબંધમાં તેને કશી પણ ચિંતા ન હતી.

હજી પણ ભય તેમનો તદ્દન ત્યાગ કરીને ચાલ્યો ગયો નહતો. થોડેક આગળ ચાલતાં તેઓ 'લેટર ડે સેઇન્ટસ' ની હદમાંથી હજી બહાર પડી શકયાં નથી, એ વસ્તુસ્થિતિ સૂચવનારૂં પ્રત્યક્ષ પ્રમાણ તેમને જણાયું. અત્યારે તેઓ જે સ્થળ ઉપર આવી પહોંચ્યાં હતાં તે અતિ ભયાનક અને અત્યંત સાંકડું હતું. એ સ્થળે પહોંચતાં જ યુવતિના મુખમાંથી એક ચિત્કાર નિકળી ગયો અને તેણે સામે દેખાતા એક ઉંચા ખડક તરફ આંગળી કરી. એ ખડક બુરજના જેવો લાગતો હતો. તેના ઉપર એક ચોકીદાર હાથમાં બંધૂક ઝાલીને ઊભેલો તેમના જોવામાં આવ્યો. તે ચોકીદારની દૃષ્ટિ પણ તેમની સામે ગઈ. તેઓ સ્હેજ નજીક ગયાં એટલે ચોકીદારે મોટે અવાજે પ્રશ્ન કર્યો: "ઊભા રહો! આપ કોણ છો?" એનો પ્રતિધ્વનિ આસપાસની પર્વતાવલીમાંથી સંભળાયો.

"નેવેડા તરફ જનારા પ્રવાસીઓ!" જેફરસન હોપે પોતાની બાજુએ લટકતી બંધૂકપર હાથ નાખતાં જવાબ આપ્યો.

પરંતુ આ ઉત્તરથી તેને પૂરતો સંતોષ થયો હોય એમ લાગ્યું નહિ. તેણે બંધૂકને ઉંચી કરીને પોતાની સામે નિશાન તાકયું હોય એવું આ પ્રવાસીઓને જણાયું.

"કોની પરવાનગીથી?" તેણે પ્રશ્ન કર્યો.

"પવિત્ર ધર્મસભાની!" જ્હોન ફેરિયર બોલ્યો. તે અંતઃકરણથી મોરમન નહતો. પરંતુ ઘણો સમયપર્યન્ત તે મોરમનોના પ્રદેશમાં રહ્યો હતો, તેણે બાહ્ય રીતે મોરમન સંપ્રદાય અંગીકાર કર્યો હતો. એટલે તેમની સાથેના સહવાસને લીધે મળેલા અનુભવથી તે પવિત્ર ધર્મસભાની સત્તા કેટલી છે તથા તેના નામમાં કેટલું મહત્ત્વ સમાયેલું છે એ સારી પેઠે જાણતો હતો.

"નવથી સાત!" એ ઉત્તર મળતાં ચોકીદારે વિશેષ ખાત્રીને માટે સાંકેતિક ભાષામાં પ્રશ્ન કર્યો.

જેફરસન હોપે થોડોક સમય પહેલાં તેઓ ખેતરમાં છૂપાઇ રહ્યાં હતાં તે વેળાએ આ પ્રશ્નનો ઉત્તર શ્રવણ કર્યો હતો. એટલે એક પળ વાર પણ ન ખમચાતાં મક્કમપણે જવાબ આપ્યો: "સાતથી પંચ!"

બસ, ચોકીદારને હવે લેશ પણ શંકા રહી નહિ. તે બોલ્યો: "પસાર થાઓ, અને પ્રભુ આપનું માર્ગમાં રક્ષણ કરો."

જે ખડક ઉપર તે ઊભો હતો તેની પડખે થઇને આ લોકો આગળ વધ્યાં. હવે રસ્તો સ્હેજ પહોળો થતો જતો હતો. એટલે ઘોડા તથા ખચ્ચર પણ એ રસ્તે અગાઉ કરતાં પોતાની ચાલની ઝડપ વધારી શકયા. થોડેક દૂર ગયા પછી તેમણે પાછળ મુખ ફેર-

વીને જોયું તો એકાંતિક ચોકીદારને પોતાની બંધૂકને ટેકવીને ખડક ઉપર નિશ્ચિંતપણે ઊભેલો જોયો. હવે તેમની ભીતિ બિલકુલ ટળી ગઈ. તેઓ છેવટે 'પ્રભુએ પસંદ કરેલા' ઓના પ્રદેશમાંથી બહાર પડયાં !

## પ્રકરણ ૨૭ મું.

### પુનઃ અરણ્યમાં.

આખી રાત્રીપર્યંત આ વિકટ માર્ગે તેમણે પોતાના અશ્વોને આગળ ચલાવ્યા. માર્ગમાં એક-બે વખત અંધકારને લીધે તેઓ ઉંધે માર્ગે ચડી ગયા હતા. પરંતુ એ પર્વતોની સંપૂર્ણ માહિતી જેફરસન હોપને હોવાને લીધે તેઓ પુનઃ મૂળ રસ્તો શોધીને આગળ વધતાં. પ્રાતઃકાળ થયું અને ઉષાદેવીના શીતળ પ્રકાશમાં પર્વતશ્રીનું ઝાંખું દર્શન થવા લાગ્યું. પૂર્વ દિશા સાનુરાગ બનીને પોતાની શોકય-પશ્ચિમ દિશા તરફ અભિમાનભરી દૃષ્ટિ કરવા લાગી. તેની શોકય પશ્ચિમ દિશા મત્સરથી લાલ લાલ બનીને, જેમ જેમ પૂર્વ દિગ્વધુ વિશેષ ઉજ્જ્વળતા ધારણ કરવા લાગી, તેમ તેમ કાળી સાડીમાં પોતાનું મુખ છૂપાવતી પોતાની શોકય પ્રત્યેનો તિરસ્કાર વ્યક્ત કરવાલાગી. છેવટે ચક્રાકાર સૂર્યબિમ્બે પોતાની પૂર્વ દિશારૂપી પ્રિયાને આલિંગન આપ્યું અને વસુંધરાને પ્રકાશિત કરી. મગજને શિતળ બનાવતો ઠંડો પવન, દેદિપ્યમાન સૂર્યપ્રકાશ અને આ નિર્જન અરણ્યની અપૂર્વ શોભાથી શ્રમિત બનેલાં

પ્રવાસીઓનાં દિલ પણ પ્રસન્ન થયાં. ચોપાસ દૂર દૂર ક્ષિતિજ-પર્યંત બરફથી ઢંકાએલા ઉંચા પર્વતો એક બીજાની સ્પર્ધા કરતા દૃષ્ટિગોચર થતા હતા. પ્રવાસીઓની બન્ને બાજુના ડુંગરા એટલા ઉંચા અને સિદ્ધા હતા કે બરફના મોટા મોટા ઢગ આકાશમાં જાણે તેમના ઉપર લટકી રહ્યા હોય એવું લાગતું હતું. માત્ર પવનનો એકાદો ઝપાટો આવતાં એ ઢગ તેમના મસ્તક ઉપર આવી પડે તેમ હતું. એ ભય કેવળ કાલ્પનિક જ ન હતો. પવન પણ ફુંકાતો હતો અને ઉંચાં ઉંચાં વૃક્ષો તેની ગતિને વિશેષ મદદ આપતાં હતાં. તેઓ થોડેક આગળ ચાલ્યાં હશે ત્યાં તેમની પાછળ બરફનો એક મોટો ઢગ ખડક ઉપરથી પવનના ઝપાટાને લીધે ખસી પડયો અને મોટો અવાજ કરતો એક બાજુની ઊંડી ખીણમાં જઇને પડયો. તેના અકસ્માત પડવાથી તથા મોટા અવાજથી તેમની સાથેનાં પ્રાણીઓ પણ ડરી ગયાં અને ભયપૂર્વક દોડવા લાગ્યાં.

સૂર્યનાં કિરણો બરફ ઉપર પડીને પરાવર્ત્તન પામતાં હતાં. એથી દરેક પર્વત ઉપર જાણે મોટા મોટા અરીસા મૂકી દીધા હોય એવો ભાસ થતો હતો. ખરેખર એ દૃશ્ય અતિ મનોરંજક હતું અને આપણા પ્રવાસીઓને પણ એનાથી ઓછો આનંદ થયો ન હતો. થોડે દૂર વધ્યા બાદ એક ઝરો વ્હેતો તેમના જોવામાં આવ્યો. તે ઝરા પાસે જઇને તેઓ નીચે ઉતર્યાં. પોતાનાં સહનશીળ પ્રાણીઓને જળપાન કરાવ્યા બાદ છૂટાં ચરતાં છોડી દીધાં. પોતે પણ ઉતાવળે ઉતાવળે નાસ્તો કરી લીધો. લ્યુસી તથા તેના પિતાએ હમણાં આવો પ્રવાસ કદી પણ કર્યો ન હતો. એથી તેમને અત્યંત થાક લાગ્યો હતો અને આ સ્થળે વિશેષ સમયપર્યંત વિશ્રામ લેવાની તેમને ઇચ્છા થઈ આવી હતી. પરંતુ જેફરસન હોપ દીર્ઘદર્શિ હતો. તે વિચાર-

વંત ઢબે બોલ્યો: "અત્યારે તો એ લોકોએ આપણે ગૂમ થયાં છીએ એ શોધી કાઢયું હશે અને તેઓ આપણી પાછળ પણ પડયા હશે. એટલા માટે બને તેટલી ઝડપથી આગળ વધવું એ જ હિતાવહ છે. હા, એક વાર આપણે કારસન સીટીમાં દાખલ થઈ જઇએ, એટલે પછી આપણને કશી પણ ચિંતા કરવાનું કારણ નથી. ત્યાં મોરમનોની સત્તા કે જોર ચાલી શકે તેમ નથી."

લગભગ આખો દિવસ તેમણે એ પહાડી માર્ગપર આગળ વધવામાં કાઢયો. સ્હાંજે તેઓ ગણતરી કરી શકયા કે તેમના દુશ્મનોથી તેઓ ત્રીશ માઇલ દૂર આવી પહોંચ્યાં છે. રાત્રી પડી ગઈ અને તદ્દન અંધારૂં થઈ ગયું એટલે આગળ વધવાનું તેમણે યોગ્ય ધાર્યું નહિ. એક કોતર જેવું તેમની દૃષ્ટિએ પડયું. આસપાસ ડુંગરા આવેલા હોવાથી ઠંડો પવન ત્યાં આવી શકે તેમ ન હતું. એથી એ કોતરમાં પ્રવેશ કરીને ત્યાં રાત્રી ગાળવાનો તેમણે વિચાર કર્યો. પોતાની પાસે જે હતું તેમાંથી થોડુંક ટીમણ કરી, જળપાન કરીને ઘોડા તથા ખચ્ચરની લગામોને એક વૃક્ષ સાથે બાંધીને તેઓ ત્યાં જમીન ઉપર પડયાં રહ્યાં. આગલી રાત્રી અને આખા દિવસના થાકથી તેઓ એટલાં બધાં શ્રમિત થઈ ગયાં હતાં કે એ પત્થરની જમીન ઉપર પણ તેમને ગાઢ નિદ્રા આવી ગઈ. પરંતુ સૂર્યોદય હજી થયો પણ ન હતો, એ પહેલાં તો તેઓ જાગૃત થઈ ગયાં અને પુનઃ પંથે પડયાં. અત્યારસુધીમાં તો તેમની પાછળ કોઈ પડયું હોય, એવું એક પણ ચિહ્ન તેમના જોવામાં આવ્યું ન હતું. જેફરસન હોપે ધાર્યું કે જે ગુપ્તમંડળની સાથે પોતે શત્રુત્વ કર્યું છે તે મંડળનો ભયંકર હસ્ત હવે તેમને ઈજા કરી શકે એવું રહ્યું નથી. પરંતુ એ લોખંડી પંજો કયાં સુધી પહોંચી શકે તેમ છે, તેનો એને કયાં

ખ્યાલ હતો? જો તે ભવિષ્યદર્શી હોત તો એ લોખંડી પંજાનો ભય ટળી ગયો હોવાની કલ્પના તેણે કદી પણ કરી ન હત. દરેક મનુષ્યની ભૂલ ત્યાં જ થાય છે. અમુક કાર્યમાં અમુક હદપર્યંત સફળતા પ્રાપ્ત થતાં તે ભાવિ ભયની ઉપેક્ષા કરે છે, પોતાનું કાર્ય પરિપૂર્ણ રીતે સફળ થવાનું છે એવી કલ્પના કરી લે છે. એ કાર્યમાં કાંઈક અંતરાય આવી પડશે તો– એવી શંકા તેને ઉદ્‌ભવતી જ નથી; અને અંતે તેનું પરિણામ એ આવે છે કે તેનો અપ્રતિહત પરિશ્રમ નિષ્ફળ થતાં નિરાશા અને શોકની ઊંડી ગર્તામાં તે જઈ પડે છે. જેફરસન હોપના સંબંધમાં પણ તેમ જ બનવા પામ્યું હતું. કેવી રીતે તે આપણે આગળ જોઈશું.

તેમણે મકાનમાંથી નિકળતી વખતે પોતાની સાથે જે ખોરાક લઈ લીધો હતો તે બીજે દિવસે મધ્યાન્હે ખૂટી પડ્યો. એથી જેફરસન હોપને સ્હેજ ચિંતા પેદા થઈ. પરંતુ પર્વતોમાં શિકાર પુષ્કળ મળી શકે તેમ હતો અને તેને અગાઉ પણ ઘણી વાર પોતાની બંધૂકના આશ્રયપર રહેવાના પ્રસંગો મળ્યા હતા. આ વખતે તેઓ દરિયાની સપાટીથી લગભગ પાંચ હજાર ફીટની ઉંચાઇએ પહાડ ઉપર આવી પહોંચ્યાં હતાં. એથી ઠંડી સખ્ત લાગતી હતી. એટલે જ્યાં ઓછો પવન લાગે એવું સ્થળ શોધીને તેમણે ઉતારો કર્યો તથા આસપાસથી જેફરસન ઝાડની સૂકી ડાળીઓ શોધી આવ્યો અને તે એકઠી કરીને સળગાવી. તેની પાસે લ્યુસી તથા વૃદ્ધ ખેડુત તાપતાં બેઠાં. જેફરસન બંન્ને ઘોડા તથા ખચ્ચરને એક સ્થળે બાંધીને, પોતાનાં બન્ને સાથીઓને સાવચેત રહેવાની સૂચના કરી, બંધૂક ખભે ભેરવીને શિકાર અર્થે નિકળી પડ્યો. થોડે દૂર સુધી જતાં અવારનવાર પાછળ દૃષ્ટિ કરતાં તેના બન્ને સાથીઓ ભડકા

પાસે તાપતાં તથા ત્રણ પ્રાણીઓ શાંતપણે ઊભેલાં દેખાતાં હતાં. પરંતુ થોડી વારે એક ડુંગરાની પાછળ વળાંક લેતાં એ લોકો દૃષ્ટિએ પડતાં બંધ થઈ ગયાં.

તે એક કોતરમાંથી બીજા કોતરમાં એમ બે એક માઈલ સુધી રખડયો. પરંતુ તેને તેના પ્રયાસમાં સફળતા મળી શકી નહિ. જો કે વૃક્ષોનાં થડ ઉપરનાં ચિહ્નો તથા જમીન ઉપર પડી રહેલાં પગલાંનાં ચિહ્નોથી જણાઈ આવતું હતું કે આસપાસના પ્રદેશમાં પુષ્કળ રીંછ ભટકતાં હોવાં જોઈએ. બે–ત્રણ કલાકના નિષ્ફળ પ્રયત્ન પછી તે પાછો ફરવાનો વિચાર કરતો હતો, એટલામાં પોતાથી થોડેક દૂર એક ઉંચી ટેકરી ઉપર ઘેટાને મળતા આકારનું એક પ્રાણી ઊભેલું તેના જોવામાં આવ્યું. ઘેટામાં અને આ પ્રાણીમાં ફરક માત્ર એટલો હતો કે આ પ્રાણીના મસ્તક ઉપર મોટાં અને ધારવાળાં શિંગડાં દેખાતાં હતાં. આ લાંબાં શિંગડાંને લીધે જ એ સ્થળે કોઈ પ્રાણી ઊભેલું છે, એમ જેફરસન હોપ જાણી શકયો હતો; જ્યારે એ પ્રાણીનું મુખ વિરૂદ્ધ દિશા તરફ વળેલું હોવાથી તે જેફરસન હોપને જોઈ શકયું ન હતું. તેણે જમીન ઉપર સૂઈ જઈ ખડક ઉપર બંધૂક ટેકાવીને ઘોડો ચઢાવ્યો તથા પેલા પ્રાણી સામે સ્થિર દૃષ્ટિએ નિશાન તાકીને ઘોડો દાબ્યો. બંધૂકનો અવાજ થતાંની સાથે જ પેલું પ્રાણી ઉંચે ઉછળ્યું અને પેલી ઉંચી ટેકરીની કોરપરથી ખસી પડીને અફળાતું કૂટાતું જે સ્થળે આપણો શિકારી ઊભો હતો તે સ્થળે આવી પડયું. તેને બંધૂકની ગોળી આબાદ મર્મસ્થળે લાગી હતી અને તે પ્રાણ-રહિત બની ગયું હતું.

તે પ્રાણી વજનમાં બહુ જ ભારે હોવાથી જેફરસન એકલો તેને ઊંચકીને લઈ શકે તેમ ન હતું એટલે તેણે તે પ્રાણીનો માંસ

અને ચરબીવાળો ભાગ પોતાની પાસેના મોટા છરાવડે કાપી લીધો. બાકીનો ભાગ ત્યાં પડતો મૂકીને તે ઉતાવળે પગલે પાછો પોતાનાં સાથીઓ પાસે જવાને નિકળ્યો. કેમકે સાયંકાળ થવા આવ્યો હતો અને સૂર્યને અસ્ત પામવાને હવે માત્ર થોડોક સમય જ બાકી હતો. પરંતુ જેમ જેમ તે આગળ વધવા લાગ્યો તેમ તેમ તેની સામે ખડી રહેલી મુશ્કેલીનો તેને ખ્યાલ આવ્યો. આવતી વેળાએ શિકારની શોધને માટે તે એટલો આતુર હતો કે પોતે કયે કયે સ્થળે થઇને પસાર થયો છે, એ તરફ તેણે લક્ષ જ આપ્યું ન હતું. એથી જે માર્ગનો અને ખીણોનો તે ભોમિયો હતો, તેને છોડીને ઘણે દૂર અજાણ્યા પ્રદેશમાં આવી ચઢ્યો હતો. એ પ્રદેશમાંથી પુનઃ રસ્તો શોધી કાઢવાનું કામ કંઇ સ્હેલું ન હતું. જે ખીણમાં તે હતો તેમાંથી જુદા જુદા અનેક ફાંટાઓ અને એ ફાંટાઓમાંથી પણ બીજા ફાંટા ફાટતા હતા. તે બધા એક બીજાના જેવા જ હોવાથી પોતે કઇ બાજુએથી આવ્યો છે એનો નિશ્ચય જ થઇ શકે તેમ ન હતું. તે એક રસ્તે એક–દોઢ માઇલ સુધી ચાલ્યો એટલે તેને પોતાની સામે એક ઉંચો ડુંગરો જણાયો. એ ડુંગરો તેણે અગાઉ કદી પણ જોયો ન હતો. અર્થાત્ આ રસ્તે થઇને પોતે પસાર થયો નથી, એ બાબતનો તેને ખ્યાલ આવ્યો. પોતે લીધેલો માર્ગ ખોટો છે, એની ખાત્રી થતાં પુનઃ તે મૂળ જગ્યાએ આવીને ઊભો રહ્યો અને ત્યાંથી બીજા રસ્તા તરફ વળ્યો. પરંતુ એ પ્રયત્ન પણ નિષ્ફળ થયો. સૂર્ય હવે અસ્ત પામી ગયો હતો. રાત્રી પડી ચૂકી હતી અને ચંદ્રોદય થવાને હજી વાર હોવાથી જ્યારે ખરો માર્ગ તેણે શોધી કાઢયો ત્યારે બિલકુલ અંધારૂં થઇ ગયું હતું. આ રસ્તે પણ ભૂલથાપ ખાધા સિવાય આગળ વધવાનું કામ અઘરૂં હતું.

કેમકે ચંદ્ર ઉદય પામ્યો ન હતો, અને બે બાજુએ આવેલી ઉંચી ટેકરીઓને લીધે રાત્રીનો અંધકાર વિશેષ ગાઢ બન્યો હતો. આપણો હિમ્મતવાન અને સહનશીળતાનો અનુભવી શિકારી, પોતે કરેલા શિકારનું વજન ખભાપર ઉપાડવાને લીધે તથા આખા દિવસની રખડપટ્ટીને લીધે અત્યંત શ્રમિત બની ગયેલો હોવા છતાંયે ક્ષુધા વેઠવાની ચિંતા કરવી પડે તેમ નથી એ વિચારથી તથા દરેક પગલે પોતે પોતાની પ્રિયતમા–લ્યુસીની નજીક અને નજીક પહોંચે છે, એવી આશાથી મનને આનંદ અને ઉત્સાહથી પ્રફુલ્લ બનાવતો મક્કમ પગલે આગળ વધવા લાગ્યો. પરંતુ તે પોતાની પ્રિયતમાની નજીક પહોંચે છે કે કેમ તે જોવાનું છે.

---

## પ્રકરણ ૨૮ મું.

---

### જ્હોન ફેરિયરનું ખૂન !

---



જે ટેકરી ઉપર પોતાનાં સાથીઓને રાખીને જેફરસન હોપ નિકળ્યો હતો, એ ટેકરી પાસે તે આવી પહોંચ્યો. અંધકારમાં પણ એ ટેકરીને તે બરોબર ઓળખી શક્યો. તેણે વિચાર્યું: ‘ આટલું બધું મોડું થશે એવી કલ્પના તેમણે ભાગ્યે જ કરી હશે. તેથી અત્યારે તેઓ ચિંતાતુરતાપૂર્વક મારી રાહ જોતાં હશે. કેમકે મને લગભગ પાંચ છ કલાક થઈ ગયા છે. ’ તેનું હૃદય અત્યારે આનંદથી ઉછળી રહ્યું હતું. તેણે પોતાના આગમનનું સૂચન કરવાને પહેલી બે આંગળીઓ મૂખમાં ઘાલીને સીટી કરી. તેના પ્રત્યુત્તરના

આશામાં તે થોડીક પળ ઊભો રહી ગયો. પરંતુ પોતાની સીટીના અનેક પડઘા સિવાય કાંઈ પણ તેના સાંભળવામાં આવ્યું નહિ. પુનઃ તેણે અગાઉ કરતાં વિશેષ અવાજે સીટી કરી. પરંતુ બીજી વાર પણ પોતાનાં સાથીઓ તરફથી એ સંકેતનો પ્રત્યુત્તર મેળવવાની ઇચ્છામાં તે નિરાશ બન્યો. આ બે વખતના નિષ્ફળ યત્નથી તેના અંતરમાં એક પ્રકારની અચોક્કસ ભીતિનો પ્રાદુર્ભાવ થયો; અને પોતાના ખભા ઉપર ઉપાડેલો શિકાર ત્યાં જ પડતો મૂકીને ભયગ્રસ્ત હૃદયે તે આવેશપૂર્વક આગળ ધસ્યો–દોડયો !

તે પોતાની સામેના ડુંગરાને વળાંક લઇને બીજી બાજુએ આવ્યો કે જે સ્થળે તેણે અગ્ની સળગાવ્યો હતો તે સ્થળ તેની દૃષ્ટિએ પડયું. હજી પણ ત્યાં ધગધગતા અંગારાનો ઢગલો પડેલો દેખાતો હતો. સર્વત્ર તદ્દન શુમશુમાકાર ભાસતું હતું. જે ભયનો તેના મનમાં પ્રાદુર્ભાવ થયો હતો તે સત્ય જ હોવાની તેની ખાત્રી થઈ ચૂકી અને તે વિશેષ ત્વરાથી એ સ્થળ તરફ ગયો. અંગારાના ઢગલા પાસે એક પણ જીવન્ત પ્રાણી ન હતું. ઘોડા, ખચ્ચર, પુરુષ, યુવતિ–સર્વ અલોપ થઇ ગયાં હતાં. એ ઉપરથી તે સ્પષ્ટ જોઈ શકયો કે તેની ગેરહાજરી દરમિયાન ત્યાં કાંઈ પણ ભયંકર પ્રસંગ ઉપસ્થિત થયેલો હોવો જોઇએ–હા, ભયંકર પ્રસંગ ઉપસ્થિત થયો જ હતો, પરંતુ તે પ્રસંગ શો અને કેવો હતો તેનું કશું પણ ચિહ્ન તેની દૃષ્ટિએ પડયું નહિ.

આ આકસ્મિક ફટકાથી જેફરસન હોપ ગભરાઇ ગયો, તે આશ્ચર્ય ચકિત પણ થયો. તેનું મગજ ભમવા લાગ્યું અને જો તે તેની બંધૂકને ટેકો દઇને ઊભો ન રહ્યો હોત તો ચકરી ખાઇને જરૂર જમીનદોસ્ત થઇ ગયો હોત. પરંતુ તેની એ સ્થિતિ માત્ર

અલ્પ સમય જ ટકી રહી. તે ચાણાક્ષ બુદ્ધિનો અને વ્યવહારચતુર હતો. તેણે વિચાર્યું કે આવી રીતે ગભરાઇ જવાથી કાંઈ વળે તેમ નથી. જે બની ગયું છે, તે નહિ બન્યું થાય તેમ નથી. એટલે તે પોતાની ભ્રમિત સ્થિતિમાંથી તુરત સાવધ બની ગયો. તેની અસ્પર્દ્ધનીય હિમ્મત સ્ફુરી આવી. તેણે સળગતા અગ્નીમાંથી એક અડધું સળગેલું લાકડું લઇને ફુંકો મારીને તેને સળગાવ્યું અને ભડકો કર્યો અને તેના પ્રકાશની સહાયથી આસપાસની જગ્યાનું તે નિરીક્ષણ કરવા લાગ્યો. જમીન ઉપર ઘણા અશ્વોનાં પગલાંનાં ચિહ્ન જણાતાં હતાં. એ ઉપરથી જણાઈ આવતું હતું કે કેટલાક ઘોડેસ્વારો અત્ર આવેલા હોવા જોઇએ અને તેઓ પોતાનાં સાથીઓને ઉપાડી લઈ ગયેલા હોવા જોઇએ. પોતાનાં સાથીઓ રાજીખુશીથી પોતાનો ત્યાગ કરીને ચાલ્યા જાય એવી કલ્પના તો તેના મનમાં ઉદ્ભુતં થઇ શકે તેમ હતી જ નહિ. વળી આગળ જતાં ઘોડાનાં પગલાંની નિશાનીઓ જે દિશા તરફ વળેલી હતી, તે ઉપરથી તે જાણી શકયો કે એ સ્વારો સોલ્ટલેઈક સીટી તરફ જ ગયેલા હોવા જોઇએ. શું તેઓ બન્ને જણાંને પોતાની સાથે લઇ ગયા હશે ? એમ જ હોવું જોઈએ, એમ જેફરસન હોપને પ્રથમ લાગ્યું. પરંતુ તુરત જ તેની નજર એક વસ્તુ તરફ ખેંચાઇ અને તેના અંગ ઉપરના તમામ વાળ ખડા થઈ ગયા! જે સ્થળે એ લોકોએ ઉતારો કર્યો હતો, ત્યાંથી થોડે દૂર લાલ રંગની માટીનો એક ઢગલો તેની દૃષ્ટિએ પડયો. પ્રથમ આવો ઢગલો ત્યાં ન હતો, એવી તેની ખાત્રી હતી. એ ઉપરથી તુરત જ તેને કલ્પના થઈ કે આ નવીન ગાડેલી કબર હોવી જોઇએ. જુવાન શિકારી એ ઢગલાની નજીક ગયો એટલે તેના ઉપર એક પાતળી લાકડી ખોડેલી તેના જોવામાં આવી. એ લાકડીના ઉપલા ભાગમાં

ચીરો પાડીને તેમાં એક કાગળ ખોસેલો હતો. એ કાગળ ઉપર માત્ર થોડાક જ શબ્દો લખેલા હતા. પરંતુ એ શબ્દો ત્યાં બની ગયેલા ભયંકર પ્રસંગનો નિર્દેષ કરવાને માટે પૂરતા હતા. તેમાં નીચે મુજબ શબ્દો લખ્યા હતા:—

“ જ્હોન ફેરિયર.

પ્રથમ સોલ્ટલેઇક સીટીનો નિવાસી.

મૃત્યુઃ ઓગસ્ટ માસની ૪થી તારીખ, સને ૧૮૬૦.”

હાય ! જે વૃદ્ધ મનુષ્યને જેફરસન હોપ માત્ર પાંચ છ કલાક પહેલાં જ તદ્દન તન્દુરસ્ત સ્થિતિમાં મૂકીને ગયો હતો તેની બિચારાની આ સ્થિતિ ! તે આ દુનિયામાંથી ચાલ્યો ગયો—તેનું સ્મરણ કરાવનાર માત્ર પ્રસ્તુત ચિહ્ન જ અસ્તિત્વમાં રહ્યું. આ દૃશ્યથી જેફરસન હોપનો ગભરાટ વધ્યો, અને લ્યુસીનો પણ તેમણે આવી રીતે અંત આણ્યો હશે તો—એ શંકાનો પ્રાદુર્ભાવ થયો. તેણે આસપાસ ચોતરફ આના જેવી બીજી કબર દેખાય છે કે કેમ તે જાણવાને માટે તપાસ કરી. પરંતુ કબર તો માત્ર આ એક જ હતી. તેની ખાત્રી થઈ કે મોરમનો લ્યુસીને પાછી સોલ્ટલેઇક સીટી તરફ લઈ ગયા હશે. ત્યાં જઈને બળાત્કારે તેમના એકાદા મુખીના છોકરા સાથે તેનાં લગ્ન કરી દેશે. એ બનાવની સંભવિતતાનો તેને પૂર્ણ ખ્યાલ આવતાં તથા પોતાની પ્રિયતમાને એ રાક્ષસોના પંજામાંથી રક્ષણ આપવાની હવે પોતાનામાં લેશ પણ સત્તા નથી, એ વિચાર તેના મનમાં ઉપસ્થિત થતાં તેનું હૃદય વિદીર્ણ થઇ ગયું. તે બોલી ઉઠયો: “ હાય ! પ્રિયે ! મારો નાશ કેમ ન થયો ? જો એ લોકો મારા

દેહના ટુકડા કર્યા પછી તને ઉપાડી ગયા હોત તો મને આટલું લાગી ન આવત. ”

પુનઃ થોડી વારે તેનું મન શાંત બન્યું અને તેનો જુસ્સો ઉછળી આવ્યો. તેણે વિચાર્યું : “ હા, મારી પ્રિયાના શિયળનો ભંગ થતાં–તેને એક નરાધમની સ્ત્રી–ગુલામડી થતાં હું હવે અટકાવી શકું તેમ નથી–એ કાર્ય મારી સત્તાની બહારનું છે, પરંતુ તેમના દુષ્કૃત્યનો તેમને બદલો આપવાનું–મારા વૈરને તૃપ્ત કરવાનું મારાથી નહિ બની શકે તેમ નથી ? હું મારૂં આખું જીવન મારા વૈરની તૃપ્તિના કાર્યમાં વિતાડીશ પણ જરૂર તેમને તેમના કર્મનો સ્વાદ ચખાડીશ. મારી પ્રિયાના શિયળનો ભંગ કરનાર મનુષ્ય જરૂર મારી ક્રોધ-જ્વાળામાં ભસ્મિભૂત થશે ! ”

જેફરસન હોપનું ધૈર્ય અને તેની સતત ઉદ્યોગશીલતા અપ્રતિમ હતાં. તે પ્રમાણે વૈરાંધતા પણ તેનામાં અપ્રતિહત હતી. કદાચ અમેરિકાના મૂળ વતનીઓના અતિ સહવાસને લીધે તેનો સ્વભાવ એવા પ્રકારનો બન્યો હશે. માનવશૂન્ય અરણ્યમાં સળગતા અગ્ની પાસે જઇને તે ઊભો રહ્યો. એ વખતે તેના મનમાં એક જ વિચાર પ્રવર્તતો હતો. ‘ જ્યારે મારા દુશ્મનોને–મારી જીવનઆશાનો નાશ કરનારાઓને હું મારા પોતાના હસ્તે, તેમના કર્મનો સ્વાદ ચખાડું, ત્યારે જ મારા અંતરનો સંતાપ શમી શકે–ત્યારે જ મારૂં મન શાંત બની શકે ! ’ તેણે નિશ્ચય કર્યો કે પોતાની દૃઢ ઇચ્છાશક્તિ અને શ્રમની લેશ પણ દરકાર નહિ કરનારા ઉત્સાહનો એ કાર્યમાં જ માત્ર ઉપયોગ કરવો. તે પાછો જે સ્થળે પોતે શિકાર નાખી દીધો હતો ત્યાં ગયો અને તેને ઉપાડીને અગ્ની પાસે લાવ્યો. અગ્ની ઉપર પોતાને થોડાક દિવસ ચાલે એટલું માંસ તેણે શેકી લીધું, અને તેને

પેલા અગ્ની પાસે પડેલા કોયળામાં નાખી લીધું. તે આખા દિવસના શ્રમથી તથા પોતાની સામે ઉપસ્થિત થયેલા પ્રસંગની પોતાના મન ઉપર થયેલી અસરથી તદ્દન લોથપોથ થઈ ગયો હતો. પરંતુ થાકની દરકાર નહિ કરતાં પોતાના શત્રુઓની પાછળ તેમના પગલે પગલે જવા લાગ્યો.

જે રસ્તે થઇને એ પોતાના સાથીઓની સાથે ઘોડેસ્વાર થઇને માત્ર દોઢ દિવસમાં આવ્યો હતો તે રસ્તે પગે ચાલીને જતાં તેને પૂરા પાંચ દિવસ લાગ્યા. વચ્ચે વચ્ચે રાત્રીએ માત્ર થોડાક કલાક તે કોઈ સ્થળે આરામ લેતો. તે સિવાય આખો દિવસ ચાલ ચાલ કરતો હતો. એ પ્રમાણે પાંચ દિવસ સુધી સતત ચાલવાને લીધે તેનાં પગનાં તળીયાં સુજી ગયાં હતાં. આવી રીતે ચાલવાનો પ્રસંગ આ પહેલો જ હતો. છઠે દિવસે તે ઇગલ રેવાઇન પાસે આવી પહોંચ્યો. એ સ્થળેથી મોરમનોનાં મકાનો તેની નજરે પડતાં હતાં. તે બંધૂકને ટેકો દઇને ઊભો રહ્યો અને દાંત કચકચાવતો હાથની મૂઠી વાળીને સોલ્ટલેઈક શીટી તરફ લંબાવતો મનમાં ને મનમાં મોરમનોને ઉદ્દેશીને તેમને ગાલીપ્રદાન કરવા લાગ્યો. એ શહેરનું ધ્યાનપૂર્વક નિરીક્ષણ કરતાં તેના મુખ્ય મુખ્ય રસ્તાઓ ઉપર ધ્વજાપતાકા લટકાવેલી તેના જોવામાં આવી. દેવળને પણ ખૂબ શણગારવામાં આવેલું દેખાયું. આ બધો શેનો ઉત્સાવ હશે એ વિષે તે મનમાં નાના પ્રકારની કલ્પના કરતો હતો, એવામાં ઘોડાના ડાબડાનો ધ્વની કર્ણગોચર થયો અને થોડી પળમાં જ એક ઘોડેસ્વારને તેણે પોતાની તરફ આવતો જોયો. જ્યારે તે ઘોડેસ્વાર નજીક આવી પહોંચ્યો ત્યારે જેફરસને તેને પિછાની લીધો. એ માણસ મોરમન સંપ્રદાયનો હતો. તેનું નામ કાઉપર હતું. જેફરસને તેને પ્રસંગોપાત સારી મદદ કરી હતી. એથી

એ બે જણા વચ્ચે સારો સંબંધ હતો. પોતાના પરિચિત મનુષ્યને જોવાથી જેફરસનને કાંઇક આનંદ થયો અને તેણે તેને બૂમ મારી. કેમકે તે પોતે રસ્તાની બાજુએ ઊભેલો હોવાથી કદાચ ઘોડેસ્વારનું એ બાજુએ લક્ષ ન હોય તો તે જેફરસનને જોઇ શકે તેમ ન હતું. જેફરસનનો હેતુ તેની પાસેથી લ્યુસીના દુર્ભાગ્યના સમાચાર જાણુ-જાણુવાનો હતો.

ઘોડેસ્વારે અશ્વ ઊભો રાખ્યો એટલે જેફરસન બોલ્યો: " મારૂં નામ જેફરસન હોપ. તમે મને ભૂલી તો નથી ગયાને ? "

મોરમન આશ્ચર્ય વ્યક્ત કરતી દૃષ્ટિએ તેની સામે જોઈ રહ્યો. તે છેલ્લો બે ત્રણ વર્ષ પહેલાં જેફરસન હોપને મળ્યો હતો. એ વખતના તેના દેખાવમાં અને અત્યારના દેખાવમાં ઘણો જ ફેર હતો. તેનો ચ્હેરો શ્રમ અને ચિંતાથી કૃષ બની ગયો હતો. તેનાં વિકરાળ નેત્રોમાંથી ઝનુન વરસતું હતું. તેનાં કપડાં પણ અસ્તવ્યસ્ત થઇ રહ્યાં હતાં, અને વળી અત્યારે તે આ સ્થળે આવી સ્થિતિમાં હશે એવી કાઉપરને કલ્પના પણ આવે તેમ ન હતું. તેથી પ્રથમ દૃષ્ટિએ એ જેફરસન હોપને ઓળખી શક્યો ન હોય તો તેમાં આશ્ચર્ય પામવા સરખું ન હતું. પરંતુ જ્યારે કાઉપરની ખાત્રી થઈ કે આ જેફરસન હોપ જ છે, ત્યારે તેનું આશ્ચર્ય તેના પ્રત્યેની દિલસોજી અને તેના માટેના ભયમાં પરાવર્તનને પામ્યું.

તે બોલ્યો: " તમે અહીં આવવામાં મોટી ભૂલ કરી છે ! અરે, મને જો કોઈ તમારી સાથે આવી રીતે વાત કરતો ભાળી જાય તો મારો જાન પણ જોખમમાં આવી પડે તેમ છે. તમે ફેરિયરને ન્હાસી જવામાં મદદ કરી છે, એવો તમારા ઉપર પવિત્ર ધર્મસભા

તરફથી આરોપ મૂકવામાં આવ્યો છે અને તમને પકડવાને માટે વારન્ટ પણ કાઢવામાં આવ્યું છે. ”

“ મને એમના વારન્ટની કે એમની પોતાની જરા પણ ભીતિ નથી. ” જેફરસન આતુરતાપૂર્વક બોલ્યો : “ પણ, કાઉપર ! આ બાબતના સંબંધમાં કેટલીક હકીકત તમારા જાણવામાં આવી જ હશે. તમને જે કાંઇ અતિ પ્રિય હોય તેના સોગન આપીને હું તમને વિનતિ કરૂં છું કે મારા થોડાક પ્રશ્નોના મને તમે ખરેખરા ઉત્તર આપજો. પ્રભુને ખાતર જો તમે જાણતા હો તો મૌન્ય ધારણ ન કરશો. ”

“ તમારે શું જાણવું છે ? ” મોરમન આ મનુષ્યની સાથે ઊભા રહેવામાં સમાયેલા જોખમના વિચારથી અશાંત બનતો બોલ્યો: “ઉતાવળી કરો. પરંતુ સમાલજો, આ પ્રદેશમાં પત્થરના ખડકને કાન અને વૃક્ષોને પણ આંખો છે ! ”

“ ચિંતા નહી, પણ લ્યુસી કયાં છે અને તેનું શું થયું ? ”

“ ગઈ કાલે જ તેનું અમારા મુખી ડ્રેબરના દીકરા સાથે લગ્ન થયું છે. અરે ગભરાઈ ન જાઓ, તમે સાઉ કૃષ્ટ તો બની ગયા છો, તેમાં વળી આમ ગભરાઈ જવાથી તમારૂં શરીર વધારે નંખાઈ જશે. ”

“ હવે મારૂં ગમે તે થાઓ તેની મને દરકાર નથી ! ” હોપ હતાશ વદને બોલ્યો. કાઉપરના કથનથી તેના હૃદય ઉપર સર્વોપરિ આઘાત થયો હતો. હવે તેના પગ તેનું વજન સહન કરી શકયા નહિ. આખું અંગ નિરાશા અને ક્રોધથી ધ્રૂજવા લાગ્યું અને તે પડી જવાની બિહકથી જમીન ઉપર બેસી જઇને બોલ્યો : “ તમે શું કહ્યું ? લગ્ન થઈ પણ ગયું ? ”

" હા, લગ્ન થયું અને તે પણ ગઇ કાલે જ. જૂઓ ગામમાં ધ્વજાપતાકા દૃષ્ટિએ પડે છે તે આ લગ્નોત્સવની સાબિતી આપે છે. લ્યુસીની સાથે પરણવું એ વિષયમાં જુવાન સ્ટેન્ગરસન અને ડ્રેબર વચ્ચે તકરાર થઈ હતી. એ બન્ને જણા લ્યુસી અને તેના બાપને પકડવાને તેમની પાછળ પડેલી ટોળીમાં સામેલ હતા. તેમાં સ્ટેન્ગરસને પોતાની ગોળી વડે લ્યુસીના બાપને વિંધી નાંખેલો હોવાથી લ્યુસીના ઉપર ડ્રેબર કરતાં તેનો વિશેષ હક્ક હતો, એમ તેનું કહેવું હતું. પરંતુ એ વિષયમાં ધર્મસભામાં જે વખતે ચર્ચા ઉપસ્થિત થઈ તે વખતે ત્યાં ડ્રેબરનો પક્ષ વધારે મજબૂત જણાયો. એટલે છેવટે અમારા અધ્યક્ષે લ્યુસીનું લગ્ન ડ્રેબર સાથે થવું જોઇએ એવું ફરમાન કર્યું. ડ્રેબરે ભલે ધાર્મિક ક્રિયાથી કાયદેસર રીતે લ્યુસીના ઉપર પોતાનો હક્ક સ્થાપિત કરી દીધો, પરંતુ તે તેનો ઉપભોગ કરી શકે તેમ તો નથી જ. લગ્નક્રિયા વખતે એ સ્ત્રીને મેં મારી નજરે જોઇ હતી. તે વખતે તેની મુખમુદ્રા ઉપર અલ્પ કાળમાં મૃત્યુનું આગમન દર્શાવનારાં ચિહ્ન પ્રકટ થઇ ચૂકેલાં હતાં. તેનો દેખાવ એક મરણ પામેલા મનુષ્યના પ્રેતના જેવો હતો. તેના બાપના ખૂનની તેના મન ઉપર અત્યંત અસર થયેલી લાગતી હતી." તે બોલતો અટકી ગયો અને હોપને જવાની તૈયારી કરતો જોઇને બોલ્યો: " બસ તમે જાઓ છો ? "

" હા, હું જાઉં છું." જેફરસને કહ્યું. તે જે સ્થળે બેઠો હતો ત્યાંથી ઊભો થયો. તેના ચ્હેરાપરની કઠોરતા અને ફિક્કાશ જોનારને જાણે તેને આરસપહાણમાંથી કોતરી કાઢયો હોય એવું લાગતું હતું. તેનાં શોકપૂર્ણ નેત્રો નિસ્તેજ બની ગયા હતાં.

" તમે ક્યાં જશો ? " મોરમને પ્રશ્ન કર્યો.

" એ પ્રશ્નનો હું અત્યારે કશો પણ જવાબ આપી શકું તેમ નથી." જેફરસન બોલ્યો. તેણે પોતાની બંધૂકને ખભે ભેરવી ગીચ ઝાડી તરફ ચાલવા માંડયું. થોડી વારમાં તે પર્વતોના યુથમાં–વિકરાળ પશુઓના પ્રદેશમાં અદૃશ્ય થઈ ગયો. અત્યારે તેની આકૃતિ એક અતિ ક્રૂર અને ભયંકર પ્રાણી કરતાંયે વિશેષ વિકરાળ અને ઘાતકી દેખાતી હતી.

---

## પ્રકરણ ૨૯ મું.

### વેર, વેર ને વેર !

પેલા મોરમને જેફરસન હોપ પાસે કથેલી ભવિષ્યવાણી તેણે ધાર્યું હશે તે કરતાં પણ વધારે વહેલી સત્ય નિવડી. લ્યુસીના હૃદય ઉપર, તેના બાપના ક્રૂરપણે કરવામાં આવેલા ખૂનથી થયેલા આઘાતને લીધે, કિંવા બળાત્કારે પોતાની અનિચ્છા છતાં પણ પોતાના ડ્રેબર જેવા નરપશુ સાથે કરવામાં આવેલા લગ્ન પ્રત્યેના તિરસ્કારને લીધે, તેનું શરીર સાઉ નંખાઇ ગયું. તે લગ્નના દિવસથીજ પથારીવશ સ્થિતિમાં આવી ગઇ. પછી ફરીથી તે ઉઠવા પામી જ નહિ. એક માસમાં મૃત્યુદેવે તેના ઉપર કૃપા કરીને તેને આ દુરાત્માઓના સહવાસથી નરકાગારથી દૂર કરીને તેના પિતા પાસે પ્રભુના આનંદમંદિરમાં અનંત શાંતિ ભોગવવાને મોકલી આપી. પરંતુ તેના મૃત્યુથી તેના પતિને–જુવાન ડ્રેબરને લેશ પણ શોક થયો નહિ. એ કાંઇ પ્રેમલગ્ન ન હતું. તેમ જ તેના મરણથી

ડેબરને સંસારસુખ ભોગવવામાં ખામી આવે તેમ ન હતું. તેને બીજી સ્ત્રીઓ હતી જ. જ્હોન ફેરિયરની તમામ મીલકત પોતાને મળે એટલા જ હેતુથી તે લ્યુસી સાથે લગ્ન કરવાને લલચાયો હતો. તેનો એ હેતુ બર આવેલો હોવાથી લ્યુસી જીવે કિંવા મરે તેની તેને કશી પણ દરકાર ન હતી. પરંતુ તેની બીજી સ્ત્રીઓને લ્યુસી જેવી સુશીલ અને માયાળુ સ્વભાવની યુવતિનું આટલી નાની ઉમરે, સંસારસુખનો લેશ પણ ઉપભોગ કીધા સિવાય નિપજેલા મરણથી અત્યંત શોક થતો હતો. તેઓ મોરમન સંપ્રદાયના રીવાજ મુજબ જે દિવસે લ્યુસીને દફનાવવાની હતી, તેની આગલી રાત્રીએ તેના પ્રેતની આસપાસ જાગતી બેસી રહી. પરોઢ થયું હશે તે વખતે જે ઓરડામાં લ્યુસીનું પ્રેત પડયું હતું તે ઓરડાનું બારણું એકાએક ખૂલ્લું થયું અને એક ભયાનક દેખાવનો પુરુષ અંદર ધસી આવ્યો. તેનાં વસ્ત્રો અસ્તવ્યસ્ત ને કેટલેક સ્થળેથી ફાટેલાં હતાં. તેનો ચ્હેરો ઠંડીથી શ્યામ પડી ગયો હતો. એ મનુષ્યને જોતાં પેલી સ્ત્રીઓ હેબતાઇ ગઇ અને આશ્ચર્યમાં ગરકાવ બની ગઇ. પરંતુ પેલા પુરુષનો ઇરાદો તેમના ઉપર આક્રમણ કરવાનો કે તેમને ઇજા પહોંચાડવાનો હોય એમ જણાયું નહિ. તે એ સ્ત્રીઓની તરફ દૃષ્ટિ પણ કર્યા સિવાય લ્યુસી ફેરિયરનું પ્રેત જે સ્થળે પડેલું હતું ત્યાં આગળ ગયો. તેના ઉપર નીચો નમીને તેણે લાગણીના ઉછાળાપૂર્વક તેના કપાળને ચુમ્બન કર્યું. પછી જમણા હાથની આંગળીપરથી લગ્ન સમયે ડ્રેબર તરફથી પહેરાવવામાં આવેલી સોનાની વીંટી સ્હેજ જોર કરીને ત્વરાથી કાઢી લેતો તે આવેશપૂર્વક બોલ્યો : “આ અન્યાયપૂર્વક પહેરાવવામાં આવેલી અમંગળસૂચક વીંટી સહિત તેને કદી પણ કબરમાં દફનાવી શકાશે નહિ !”

પેલી સ્ત્રીઓ મદદને માટે બૂમ મારે તે પહેલાં તો જેટલી ત્વરાથી તે આવ્યો હતો તેટલી જ ત્વરાથી ઓરડામાંથી બહાર નિકળી, દાદરપર થઇને નીચે પસાર થઈ ગયો. આ બનાવ એકાદ બે પળમાં અને એવો ચમત્કારપૂર્ણ રીતે બની ગયો કે જો લ્યુસીના દક્ષિણ હસ્ત ઉપરથી ગૂમ થઈ ગયેલી વીંટીનો પ્રત્યક્ષ પૂરાવો ન હોત તો તેની આસપાસ બેઠેલી સ્ત્રીઓ પોતાને આ સર્વ ભ્રમ થયો છે એમ માનવાને લલચાત. કદાચ એ ઘટના સત્ય હોવાની તેમનાં મનની ખાત્રી થઈ હોત તોયે બીજાઓને તો તેમની વાત ખરી લાગી ન જ હોત. પરંતુ લગ્નસૂચક વીંટી અદશ્ય થઈ ગઇ હતી. એટલે તેનો લઈ જનાર કોઈ પણ મનુષ્ય ત્યાં દાખલ થયલો હોવો જોઇએ, એ વિષયમાં કોઇને શંકા રહી નહિ.

કેટલાક મહિના સુધી જેફરસન હોપે સોલ્ટલેઈક સીટીની આસપાસના પર્વતોમાં છૂપી રીતે ભટકવાનો ક્રમ ચાલુ રાખ્યો. તેનું હૃદય વેરની ભયંકર ધૂનથી વ્યાપ્ત બની રહ્યું હતું. તે જંગલનાં ક્રૂર પશુઓના સહવાસમાં પોતે પણ વિકરાળ પ્રાણી જેવા બની ગયો હતો. ગામમાં પણ એવી અફવા ચાલી રહી હતી કે આસ-પાસનાં પરાંઓમાં કવચિત કવચિત એક ભયંકર આકૃતિ દેખાવ દે છે; અને તે જ આકૃતિ જંગલની ગીચ્ચ ઝાડીમાં જણાયાનું પણ કોઇ કોઇ પ્રવાસી કહેતો હતો. એક વખતે જુવાન સ્ટેન્ગરસન જે ઓરડામાં બેઠો હતો તેની બારીમાંથી એક ગોળી આવીને સ્ટેન્ગર-સનથી માત્ર એક ફૂટને છેટે જ દિવાલમાં પેસી ગઇ ! બીજે પ્રસંગે ડ્રેબર એક ખીણમાં થઇને પસાર થતો હતો તે વેળાએ અચાનક એક મોટો પત્થર તેના ઉપર આવતો દેખાયો. તે સમયસૂચકતા વાપરીને એકદમ જમીનપર નીચો નમી ગયો એટલે પેલો પત્થર

બીજી બાજુએ જઇ પડયો. જો તેણે જરાક ભૂલ કરી હોત તો તે જ ક્ષણે તેનું ભયંકર રીતે મોત નિપજ્યું હોત. આ બે જુવાન મોરમનોને પોતાનો જાન લેવાના કરવામાં આવતા આ પ્રયત્નોનું કારણ શોધી કાઢતાં વાર લાગી નહિ. સ્ટેન્ગરસને જ્હોન ફેરિયરનું ખૂન કર્યું હતું અને ડ્રેબર તેની દીકરી લ્યુસી સાથે પરણ્યો હતો. એથી પોતાનું ખૂન કરવાને તલપી રહેલો મનુષ્ય ફેરિયર કુટુંબનો મદદગાર અને લ્યુસીનો આશક જેફરસન હોપ જ હોવો જોઈએ એવી કલ્પના તેઓ સહજ જ કરી શકયા. તે મનુષ્ય શહેરની નજીકમાં જ પર્વતમાં છૂપાઈ રહેતો હોવો જોઇએ એમ માનીને તેને જીવતો યા મૂએલો પકડવાના ઇરાદાથી પહાડી માર્ગના ભોમિયાને તથા બાજા હથિયારબંધ માણસોને લઇને તેમણે પર્વતના દરેકેદરેક કોતર, દરેકેદરેક ડુંગર અને દરેકેદરેક ખીણ શોધી વાળી. પરંતુ તેમના યત્નમાં તેઓ યશસ્વી નિવડયા નહિ. હવે આ છૂપા ભયંકર શત્રુના પંજામાંથી બચવાને તેમણે દરેક પ્રકારની સંભાળ રાખી. તેઓ ગામ છોડીને બહાર એકલા કદી જતા નહિ. તેમ જ રાત્રીએ તો ગામમાં પણ નિકળતા નહિ. તેમણે પોતાનાં મકાનોની આસપાસ પણ સખ્ત ચોકીપહેરો મૂકી દીધો કે તેની આસપાસ કોઈ પણ અજાણ્યો કિંવા શકદાર મનુષ્ય ફરકી શકે નહિ. એમ કેટલાક દિવસ વિતી ગયા. પરંતુ તે દરમિયાન તેમનો શત્રુ કોઈ પણ સ્થળે જોવામાં આવ્યો નહિ, કિંવા તે આસપાસ ભટકતો હોય એવો પત્તો પણ કોઇએ આપ્યો નહિ. તેમણે જાણ્યું કે વખતના વહેવા સાથે વેર વાળવાની તેની વૃત્તિ શાન્ત થઇ ગઈ હશે અને તે પાછો સ્વસ્થાનકે ચાલ્યો ગયો હશે. એટલે પછી ઘરમાં ભરાઈ રહેવાની કે મકાનોની આસપાસ ચોકી પહેરો રાખવાની તેમને જરૂર લાગી નહિ.

વેર વાળવાની તેની વૃત્તિ શાંત થઇ ગઈ હશે, એવી સ્ટેન્ગરસન અને ડ્રેબરની માનિનતા તદ્દન ખોટીહતી. શાંત થવાને બદલે તો તે ઉલટી વિશેષ મજબૂત બનતી ગઈ હતી. જેફરસનનું મગજ મૂળથી જ કઠોર અને ઉદ્ધત હતું. તેના મગજમાં પ્રવેશેલી એક વાત તે કદી પણ ભૂલી જઇ શકે તેમ ન હતો. કદાચ દૈવી ચમત્કાર બને અને પોતાની પ્રિયતમા લ્યુસી તથા તેના પિતા જ્હોન ફેરિયર પુનઃ સજીવન થઇને તેને ભેટે, તો પણ સ્ટેન્ગરસન અને ડ્રેબરે તેમના ઉપર કરેલા આક્રમણો તથા લ્યુસી ઉપર કરેલા બળાત્કારનો ડંખ તે કદી પણ ભૂલી શકે તેમ ન હતો. તદપિ આ વખતે પણ તેની વ્યવહારદક્ષતા નાશ પામી ગઈ ન હતી. તેણે વિચાર્યું કે વેર વાળવાનો લાગ ક્યારે મળશે, તે કાંઈ કહી શકાય નહિ. પોતે શરીરે કદાવર અને મજબૂત બાંધાનો હતો, તથાપિ પોતાના બળને ટકાવી રાખવાને ઉત્તમ અને પૂરતા ખોરાક તથા ગરમ કપડાંની જરૂર હતી. જો આવી ને આવી સ્થિતિમાં પૂરતા ખોરાક અને ગરમ કપડાંને અભાવે ભૂખ તથા ઠંડીથી એક કૂતરાની માફક આ જંગલમાં પોતાનું મોત નિપજે તો પછી બદલો કેવી રીતે લેવાશે ? વાત ખરી હતી. જો તેણે વેરની ધૂનમાં દુરાગ્રહ સેવ્યો હોત તો જરૂર તેનું મોત જ નિપજ્યું હોત. તેને લાગ્યું કે એમ બને તો તેના શત્રુઓને શોકને બદલે આનંદ જ થાય અને તેઓ ટાઢે પાણીએ ખસ ગયેલી સમજે ! એ પ્રમાણે વિચાર કરીને તે પુનઃ નેવેડામાં રૂપાની ખાણોમાં કામ કરવાને પાછો ફર્યો. ત્યાં રહીને પોતાનું આરોગ્ય પૂર્વવત્ પ્રાપ્ત કરવું અને પુનઃ આ લોકોનો પિછો લેવાને માટે જે સમયનો ભોગ આપવો પડે તે દરમિયાન પોતાની જરૂરીયાતો પૂરી પાડવાને જોઇએ તટલું નાણું પણ એકઠું કરી લેવું, એવો તેનો ઇરાદો હતો.

તેનો વિચાર વધુમાં વધુ એકાદ વર્ષ ખાણોમાં કામ કરવાનો હતો. પરંતુ અણુધારેલા અનિવાર્ય સંયોગો ઉપસ્થિત થવાથી ખાણોના કામકાજમાં તેને લગભગ પાંચ વર્ષ પર્યંત રોકાવું પડયું. બીજો કોઈ હોત તો એ દરમિયાન તેની મનોવૃત્તિ શાંત થઈ ગઈ હોત પરંતુ જેનું નામ જેફરસન હોય, એ તે વળી શાંત બને ખરો ? જહોન ફેરિયરની કબર ઉપર દૃષ્ટિપાત કરતાં જે લાગણી તેને થઈ આવી હતી અને તેનાં નેત્રોમાંથી ક્રોધના ભભુકા નિકળતા હતા તેટલી જ લાગણી અને તેટલોજ ક્રોધ અત્યારે પણ તેના અંતરમાં પ્રજ્જ્વલતો હતો. એ બનાવ જાણે એક ઘડી પૂર્વેજ બન્યો હોય એમ તેને લાગતું હતું. તે પોતાને કોઇ ઓળખી શકે નહિ એવી રીતે પોતાના સ્વરૂપ અને પહેરવેશમાં ફેરફાર કરીને તથા નવીન નામ ધારણ કરીને ધોળે દિવસે નિડરપણે સોલ્ટલેઇક સીટીમાં દાખલ થયો. જો પોતે સ્ટેન્ગરસન અને ડ્રેબરનો પ્રાણ લઇ શકે તો તે પછીથી પોતાનું ગમે તે થાય, એની તેને લેશ પણ દરકાર ન હતી. પરંતુ અહીં તો કાંઇ નવીન ઘટના બની ગયેલી તેના જાણવામાં આવી. તેના આગમનના કેટલાક મહીના પહેલાં આ પ્રભુનાં વ્હાલાં બાળકો (મોરમનો) માં અંદર અંદર ખટપટ થઇ હતી. ધર્મસભાના કેટલા જુવાન સભાસદો તેમના મુખીઓને આપવામાં આવેલી સર્વોપરિ સત્તાની સામે થયા હતા. એનું પરિણામ ખૂનખરાબીમાં આવવાથી ઘણા મોરમનો પોતાના સંપ્રદાયનો તેમજ ઉટાહ પ્રદેશનો પણ ત્યાગ કરીને અન્ય સ્થળે ચાલ્યા ગયા હતા. ડ્રેબર અને સ્ટેન્ગરસન પણ ન્હાસી જનારાઓમાં સામેલ હતા. એ બે જણાએ કયે સ્થળે જઈને નિવાસ કરેલો છે તે કોઈના જાણવામાં ન હતું. માત્ર એટલો પત્તો મળી શકયો કે ડ્રેબરે પોતાની તમામ મીલકત વેચીસાટીને રોકડ-

નાણું એકઠું કરી લીધું હતું અને તેની રોકડ મીલકતનો આંકડો પણ મોટો થવા જતો હતો. અર્થાત્ તે ગમે તે સ્થળે જાય તો પણ તેને આર્થિક ચિંતા વેઠવી પડે તેમ ન હતું. તેના પ્રમાણમાં તેનો સાથી સ્ટેન્ગરસન ગરીબ હાલતમાં હતો. જેફરસન હોપ આટલી ખબર મેળવી શકયો. પરંતુ તેમના સાંપ્રત નિવાસનો કશો પણ પત્તો તેને લાગ્યો નહિ.

વેર વાળવાની વૃત્તિ ગમે તેટલી તીવ્ર હોય તથાપિ આવી નહિ ઓળંગી શકાય એવી મુસ્કેલી ખડી થતાં ઘણા મનુષ્યો પોતાના વિચારને તિલાંજલી આપ્યા સિવાય રહે નહિ, પરંતુ આ સમાચાર મળતાં જેફરસન હોપના મનમાં નિરાશા એક ક્ષણ માત્ર પણ સ્થાન મેળવી શકી નહિ. તે આખા અમેરિકામાં એક ગામથી બીજે ગામ ભટકવા લાગ્યો. વચ્ચે વચ્ચે પૈસા ખૂટે તો મજુરી કરીને, બીજો ધંધો કરીને પૈસા પેદા કરતો, કરકસર કરીને ખર્ચમાં બચાવ કરતો અને પાછો પોતાના મુખ્ય કર્ત્તવ્ય તરફ વળતો. એક વર્ષ, બે વર્ષ, એમ અનેક વર્ષો પસાર થયાં, તેના કાળા વાળ ધોળા થવા આવ્યા તો પણ તે કરીઠામ થયો નહિ. ખરેખર મનુષ્યરૂપમાં તે શિકારી કૂતરા જેવો જ હતો. વેર, વેર ને વેરનીજ ધૂન તેના મનમાં રમમાણ કરી રહી હતી. એ હેતુને સિદ્ધ કરવામાં જ આખું જીવન વિતાડવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો. અંતે તેના ધૈર્ય અને સતત ઉદ્યોગશીલતાનું ફળ પ્રાપ્ત થયું ખરૂં. તે ઓહિઓ પરગણાના કલેવલેન્ડ શહેરમાં આવી પહોંચ્યો. ત્યાં અચાનક એક રસ્તાપર થઇને પસાર થતાં, એક મકાનની બારી સામે દૃષ્ટિ કરતાં, એક પરિચિત ચ્હેરો તેના જોવામાં આવ્યો. તે જોતાં તેને અત્યાનંદ થયો. ઘણાં વર્ષો થયાં જેમની શોધમાં પોતે ભટકયા કરતો હતો તેઓ

આજે મળી આવ્યા હતા. કેમકે જ્યાં એક હોય ત્યાં બીજો હોવો જ જોઈએ એવી તેણે કલ્પના કરી હતી.

હવે શું કરવું અને કેવી રીતે આ બે જણાને યમસદન પહોંચાડવા એ વિષયનો વિચાર કરતો, તેણે જે સ્થળે ઉતારો કર્યો હતો ત્યાં તે ગયો. પરંતુ જોગાનજોગ એવો બન્યો હતો કે પેલા મકાન પાસે થઈને તે પસાર થતો હતો એ વખતે ડ્રેબરે તેને જોયો હતો, અને નિઃશંકપણે તેને ઓળખી લીધો હતો, તથા તેની આંખોમાંથી વરસતા ખૂનને પણ તે સ્પષ્ટ જોઈ શક્યો હતો. એથી એ વખત સ્ટેન્ગરસન, જે તેનો પ્રાઇવટ સેક્રેટરી બન્યો હતો, તેને પોતાની સાથે લઈને તે એ ગામના સુલેહના રક્ષક (જસ્ટિસ ઓફ ધી પીસ) ની પાસે ગયો. ત્યાં જઈને પોતાનો એક જૂનો વિરોધી અહીં આવ્યો છે તથા પોતાનું અને પોતાના પ્રાઇવેટ સેક્રેટરીનું દ્વેષને લીધે તે કદાચ ખૂન પણ કરી બેસશે એવી અરજ કરીને તેનું નામ સુલેહના રક્ષકને જણાવ્યું. તે જ રોજ સ્હાંજે જેફરસન હોપને પરહેજ કરવામાં આવ્યો. બીજે દિવસે તેને સારી ચાલના જામીન આપવાનું ફરમાન કરવામાં આવ્યું. પરંતુ ત્યાં તેનો જામીન કોણ થાય? એટલે કેટલાક અઠવાડિયાં સુધી તેને કારાગૃહ-નિવાસ કરવો પડ્યો. છેવટે એમાંથી પણ તેનો છૂટકારો થયો. પરંતુ આ વખતે જે મકાનમાં ડ્રેબર રહેતો હતો ત્યાં જઈને તપાસ કરતાં તેનું મકાન ખાલી પડેલું જણાયું. આસપાસ પૂછતાં માલમ પડ્યું કે ડ્રેબર તથા તેનો પ્રાઈવિટ સેક્રેટરી સ્ટેન્ગરસન બન્ને જણા યુરોપના પ્રવાસે ઉપડી ગયા છે.

હાથમાં આવેલા શત્રુઓ છટકી જવાથી તેમના પ્રત્યેનો તેનો તિરસ્કાર દ્વિગુણિત થયો અને વિશેષ જોરપૂર્વક તેમનો પિછો

પકડવાને તેને ઉશ્કેરવા લાગ્યો. પરંતુ યુરોપના પ્રવાસે નિકળેલાઓની પાછળ પડવું એ કાંઇ સહેલું કામ ન હતું. તે માટે પ્રથમ પૈસા જોઇએ. એટલે પૈસા પેદા કરવાને કેટલોક સમય તેને રૂપાની ખાણોમાં રહેવું પડયું. પોતાની જરૂર પૂરતો પૈસો એકઠો થયો કે તે સ્વદેશનો ત્યાગ કરીને યુરોપ જવાને નિકળ્યો. ત્યાં એક શહેરથી બીજે શહેર પોતાના શત્રુઓની શોધમાં ભમવા લાગ્યો. વચ્ચે કદાચ પૈસા ખૂટતા તો ગમે તેવું હલકું કામ કરવામાં પણ તેને શરમ લાગતી નહિ. તેઓ અમુક સ્થળે છે એમ માલૂમ પડતાં જેફરસન હોપ તે ગામમાં જતો; પરંતુ ત્યાં તપાસ કરતાં તેને ખબર મળતા કે તેઓ બીજે ગામ ગયા છે. એ પ્રમાણે રૂશિયાની રાજધાની સેંટ-પિટસબર્ગમાં તે ગયો એટલે તેને ખબર મળ્યા કે એ લોકો પારિસ જવાને ઉપડયા છે. જ્યારે તે ત્યાં પહોંચ્યો ત્યારે તેને માલૂમ પડયું કે એ તેઓ હમણાં જ અહીંથી કોપનહેગન તરફ વિદાય થયા છે. એ ડેનમાર્કની રાજધાનીના શહેરમાં પહોંચતાં તેને થોડાક દિવસની ઢીલ થઈ. ત્યાં તપાસ કરતાં તેઓ લંડન જવાને ઉપડયાનું તેના જાણવામાં આવ્યું. એટલે તે લંડન તેમની પાછળ જઈ પહોંચ્યો અને પોતાના બન્ને દુશ્મનોને પાર કરવામાં આખરે ફતેહમંદ નિવડયો. ત્યાં તેણે તેમનો કેવી રીતે પિછો પકડયો અને તેમનો નાશ કેવી રીતે કર્યો એ બાબતમાં હવે અમે જેફરસન હોપે પોતાના મુખે કરેલું વર્ણન રજુ કરીશું. એ વર્ણન ડૉ. વોટસને પોતાની નોંધપોથીમાં લખી રાખેલું છે. એટલે હવે પછીનાં પ્રકરણોમાં અમે ડૉ. વોટસનના શબ્દોમાં જ તમામ વિગતો આપીશું. શરૂઆતનાં કેટલાંક પ્રકરણો પણ તેનાજ શબ્દોમાં રજુ કર્યા છે, જે માટે અમે તેનો આભાર માન્યા સિવાય રહી શકતા નથી.

## પ્રકરણ ૩૦ મું.

### ડો. વોટસનનું કથાનક ચાલુ.

---

આ મારા કેદીએ છૂટવાને માટે કરેલા ભયંકર પ્રયત્નમાં તેનો ઈરાદો અમને ઇજા કરવાનો હોય એમ જણાયું નહિ. કેમકે જ્યારે તેના હાથ પગ સીકડાઇ ગયા ત્યારે હવે પોતાનાથી છૂટી શકાય એમ નથી, એવું તેને લાગતાં તે વિકટ હાસ્ય કરતો બોલ્યો : " મારે લીધે આપને કોઇને ઈજા તો થઈ નથીને ? " થોડી વાર મૌન રહ્યા બાદ તેણે શેરલોક હોમ્સને ઉદ્દેશીને કહ્યું : "હું ધારૂં છું કે તમે મને પોલિસ ચોકી ઉપર લઈ જવાનો વિચાર રાખો છો. મારી ગાડી તમારા મકાનના બારણા પાસે જ નીચે ઊભેલી છે. જો તમે મારા પગ છૂટા કરો તો હું અહીંથી ત્યાં સુધી ચાલીને જઈ શકું. હું વજનમાં ભારે છું એટલે અહીંથી મને ઉપાડીને નીચે સુધી લઇ જવાનું કામ જરી મહેનતનું થઈ પડશે. "

ગ્રેગસન અને લીસ્ટ્રેડે પરસ્પર નેત્રસંકેત કર્યો. જેફરસન હોપે કરેલી આ માગણીમાં તેનો પલાયન થઈ જવાનો હેતુ હોવો જોઇએ એમ તેમને લાગ્યું હતું. પરંતુ હોમ્સે વિના વિલંબે અને લેશ પણ શંકા વિના કેદીની માગણીનો સ્વીકાર કર્યો અને અમે તેના પગ જે ટુવાલ વડે બાંધ્યા હતા તે છોડી નાખ્યો. કેદી ઊભો થયો અને પોતાના પગ બરોબર છૂટા થયા છે કે કેમ એ બાબતની ખાત્રી કરવાને તેણે બે પગને પહોળા કરી જોયા. એ સમયનું જે મને સ્મરણ રહ્યું છે ને પરથી હું કહી શકું છું કે એના જેવા

મજબૂત બાંધાનો કદાવર માણસ મેં બીજો કોઈ પણ જોયો ન હતો. તેના ઘેરા રંગના રતાશ પડતા ચ્હેરા ઉપર દૃઢ નિશ્ચય અને સતત ઉદ્યોગશીળતાનો ભાવ પણ તેની શારીરિક શક્તિના જેટલોજ અસ્પર્ધનીય જણાતો હતો.

"જો પોલિસ ખાતાના વડાની જગ્યા ખાલી પડે અને તેને માટે ભલામણ કરવાનું મને કહેવામાં આવે તો હું તે જગ્યા માટે આપનું જ નામ આપું." મારો મિત્ર શેરલોક હોમ્સ તરફ પ્રશંસક દૃષ્ટિએ જોતો તે બોલ્યો: "તમે લંડન જેવા અફાટ શહેરમાંથી મને આટલી ટુંકી મુદતમાં પકડી શક્યા એ જ તમારી દીર્ઘદર્શિતા અને બુદ્ધિમત્તાની સાબિતી આપે છે."

"ચાલો, હવે આપણે જઈએ." શેરલોક હોમ્સે પોતાની પ્રશંસાને ટુંકેથી જ પતવવાના ઉદ્દેશથી બન્ને ડિટેક્ટિવોને ઉદ્દેશીને કહ્યું.

"હું ગાડીને હંકારી લઈશ." લીસ્ટ્રેડ બોલ્યો.

"બરાબર. ગ્રેગસન મારી સાથે અંદર બેસશે. ડોકટર! તમે પણ ચાલો. આ કેસમાં તમે પ્રારંભથી જ રસ લેતા આવ્યા છો. તો તેના અંતપર્યંત તમારે પણ અમારી સાથે રહેવું જોઈએ."

મેં આનંદપૂર્વક તેની ઈચ્છાનો સ્વીકાર કર્યો. અમે બધા નીચે ઉતર્યા. અમારા કેદીએ નીચે ઉતરતાં કિંવા મકાનમાંથી બહાર નિકળતાં ન્હાસી જવાનો જરી પણ યત્ન કર્યો નહિ. તે શાંતિપૂર્વક અને ભાવિભાવની લેશ પણ ચિંતા વિના ગાડીમાં દાખલ થયો. અમે પણ અંદર ચડી બેઠા. લીસ્ટ્રેડે ગાડીવાનની જગ્યાએ બહાર બેઠક લીધી, ઘોડાને ચાબૂક લગાવ્યો અને ઘણા ટુંકા સમયમાં અમે ઇષ્ટ સ્થળે આવી પહોંચ્યા. એક ન્હાના ઓફિસરૂમમાં અમે ગયા. ત્યાં એક પોલિસ ઈન્સ્પેક્ટર બેઠો હતો. તેણે કેદીનું નામ તથા જેમનાં

ખૂનનો તેના ઉપર આરોપ મૂકવામાં આવ્યો હતો એ લોકોનાં નામ નોંધી લીધાં. એ અમલદારનો ચ્હેરો ફીક્કો અને ગંભીર હતો. તેણે જરી પણ ધાંધલ કે ત્વરા દર્શાવ્યા સિવાય ધીમે ધીમે અને આનંદ કિંવા શોકના લેશ પણ ભાવ સિવાય પોતાનું કર્તવ્ય પૂર્ણ કર્યું. તે પછી તેણે કહ્યું: "ચાલુ અઠવાડિયામાં કેદીને માજીસ્ટ્રેટ સાહેબ સન્મુખ ઊભો કરવામાં આવશે. તે દરમિયાન, મી. જેફરસન હોપ! તમારે કાંઈ કહેવાનું છે? હું તમને એટલી ચેતવણી આપું છું કે જે શબ્દો તમે બોલશો તેની નોંધ કરી લેવામાં આવશે, અને તમારો કેસ ચાલતી વખતે તમારા એ કથનને પણ વિચારમાં લેવામાં આવશે."

"મારે ઘણું અગત્યનું જણાવવાનું છે." કેદીએ શાંતપણે કહ્યું, અને પછી તે અમારી સામે જોઇને બોલ્યો : "ગૃહસ્થો! એ બધું હું આપ સર્વની હાજરીમાં જ જણાવવા માગું છું."

"જ્યારે તમારો કેસ કોર્ટમાં ચાલે ત્યારે જ તમારે જે કાંઈ કહેવાનું હોય તે કહો તો તેમાં તમને કાંઈ હરકત છે ખરી?" પોલિસઇન્સ્પેકટરે પ્રશ્ન કર્યો.

"કોર્ટમાં મારો કેસ ચલાવાનો પ્રસંગ આવે એમ મને લાગતું જ નથી." કેદીએ જવાબ આપ્યો : "તમારે ચમકી જવાનું કારણ નથી, હું કાંઇ આપઘાત કરવાનો વિચાર કરતો નથી. તમે ડોકટર છો?" તેણે મારી તરફ ફરીને પ્રશ્ન કર્યો.

"હા, કેમ?" મેં કહ્યું.

"ત્યારે તમારો હાથ અહીં મૂકી જૂઓ." તે પોતાનો હાથ પોતાની છાતી ઉપર મૂકતાં સ્મિત કરતો બોલ્યો.

મેં મારો હાથ તેની છાતી પર મૂકયો. મને માલૂમ પડયું કે તેની છાતી ભયંકર વેગપૂર્વક થડકતી હતી અને તેની અંદર આશ્ચર્ય-

કારક ચલવિચલ થઇ રહી હતી. એક કારખાનાના મકાનમાં મોટું અને વધારે બળવાળું એન્જીન ચાલતું હોય એ વેળાએ તે મકાનની દિવાલો અને જમીન જે પ્રમાણે ધ્રૂજે છે તે પ્રમાણે તેની છાતી અને પાંસળાં ધ્રૂજતાં હતાં. તે એટલે સુધી કે એ નિઃસ્તબ્ધ અને શાંત હોલમાં તેના કાળજાના થડકારાનો મંદ અવાજ પણ મારા સાંભળવામાં આવતો હતો.

"યકૃત !" હું બોલ્યો : "તમને યકૃતનું દરદ છે. તેના ઉપર સોજો ચડી ગયો છે !"

"હા, તમારૂં કહેવું ખરૂં છે." તે બોલ્યો : "ગયા અઠવાડિયામાં જ હું એક ડૉકટરને મળ્યો હતો અને તેની પાસે મેં મારા દરદની પરીક્ષા કરાવી હતી. એ વખતે તે ડૉકટરે મને સ્પષ્ટ રીતે જણાવ્યું હતું કે થોડા દિવસોમાં જ આ સોજો વધી જશે અને તેને પરિણામે તે ફુટી જશે. અર્થાત તે ફુટવાની સાથેજ મારો પ્રાણ ચાલ્યો જશે. સોલ્ટલેઇક સીટીની આસપાસનાં પર્વતોમાં જે અતિશ્રમ મારે લેવો પડયો હતો તથા પૂરતા ખોરાક વિના ચલાવવું પડયું હતું તેને પરિણામે આ દરદ મને લાગુ પડયું છે. તેને ઘણાં વર્ષ થઇ ગયાં. ઉત્તરોત્તર તેમાં વધારો જ થતો ગયો છે. પરંતુ મેં મારૂં કર્ત્તવ્ય પૂર્ણ કર્યું છે. એટલે હવે ગમે ત્યારે મારૂં મૃત્યુ આવે તેની જરી પણ દરકાર નથી. પરંતુ આ બનાવને લગતી ખરી વિગતો હું પ્રકાશમાં લાવવા ઇચ્છું છું. મારી એક સાધારણ ગળાંકાપુ કે ખૂની તરીકે ગણના થાય એવી મારી ઇચ્છા નથી."

આ માણસને તેનો ઇતિહાસ અત્યારે રજુ કરવા દેવો એ સલાહકારક છે કે નહિ એ વિષયમાં પોલિસઇન્સ્પેકટર અને બે સરકારી ડિટેક્ટિવોએ ઉતાવળે મસલહત ચલાવી જોઇ.

" ડૉકટર ! આ મનુષ્યના દરદના સંબંધમાં તમને તાત્કાલિક ભય જેવું જણાય છે ખરૂં ? " ઇન્સ્પેકટરે મને પ્રશ્ન કર્યો.

" બેશક ! " મેં ટુંકો પણ નિશ્ચયાત્મક સ્વરે જવાબ આપ્યો.

" જો એમ જ હોય તો આ મનુષ્યને પણ અન્યાય ન થાય, તે માટે અત્યારે જ તેની જુબાની આપણે નોંધી લેવી એ આપણું કર્ત્તવ્ય છે. " ઇન્સ્પેકટર બોલ્યો: " સાહેબ ! તમારૂં જે કાંઇ આત્મવૃતાંત તમારે જણાવવું હોય તે ખુશીની સાથે જણાવો. પરંતુ હું સૂચના કરૂં છું કે વગર વિચારે કાંઈ પણ બોલી ન નાખશો. કેમકે તમારા શબ્દોનો ઉપયોગ તમારી સામે જ થશે."

" જો આપની રજા હોય તો આ ખુરસીપર હું બેસું " કેદી બોલ્યો અને ઈન્સ્પેકટર તેને રજા આપે તે પહેલાં તો એક ખુરસીપર બેસતાં તે કહેવા લાગ્યો : " આ યકૃતના સોજાને લીધે હું એકદમ થાકી જાઉં છું, અને અડધો કલાક પહેલાં જે ઝપાઝપી થઇ હતી તેનો થાક મને હજી પણ ઉતર્યો નથી. વારૂ, સાહેબ ! અત્યારે હું મોતની અણી ઉપર છું. મારૂં મૃત્યુ થવાનું જ છે એવી મારી ચોક્કસ ખાત્રી છે. એટલે આપની સન્મુખ એક પણ અસત્ય શબ્દ ઉચ્ચારવાની મારી ઈચ્છા નથી. જે કાંઈ હું કહીશ તે અક્ષરે-અક્ષર સત્ય જ માની લેજો. તેની આપ ભલે નોંધ કરો અને તે શબ્દોનો મારી વિરૂદ્ધમાં ગમે તેવો ઉપયોગ કરો એ વિષયમાં મને લેશ પણ ચિંતા નથી. "



# પ્રકરણ ૩૧ મું.

## જેફરસનનો આત્મવૃતાંત.



એ પ્રમાણે કહ્યા બાદ જેફરસન હોપ ખુરસી ઉપર જરા સ્વસ્થપણે બેઠો. ત્યારપછી તેણે નીચેનો આત્મવૃતાંત કહી સંભળાવ્યો. જેનું વર્ણન તે કરતો હતો તે જાણે એક સામાન્ય બાબત હોય એવી રીતે લેશ પણ આવેશના આવિર્ભાવ સિવાય અસ્ખલિતપણે બોલતો હતો. લીસ્ટ્રેડે શોર્ટહેન્ડ પદ્ધતિથી કેદીના આત્મવૃતાંતનો અક્ષરેઅક્ષર પોતાની નોંધપોથીમાં ઉતારી લીધો હતો અને એ નોંધપોથીની સહાયથી હું પણ વાચકો સન્મુખ શબ્દેશબ્દ એ ચમત્કારિક કથન રજુ કરવાને શક્તિમાન્ થયો છું.

"આ બે માણસો પ્રત્યે મને તિરસ્કાર ઉત્પન્ન થવાનું શું કારણ હતું એની સાથે આપને સંબંધ નહિ હોવાથી એ વિષે હું કાંઈ પણ કહેવા ઈચ્છતો નથી." તેણે આત્મકથનનો પ્રારંભ કરતાં કહ્યું: "એટલું માત્ર કહીશ કે તેઓ બે મનુષ્યપ્રાણી–પિતા અને પુત્રીના ખૂનને માટે ગુન્હેગાર હતા, અને તેમના બદલામાં ન્યાયની અદાલત તેમને ફાંસીને લાકડે ચડાવી શકે તેમ ન હોવાથી જ મારે આ કામ કરવું પડયું છે. તેમણે કરેલા ગુન્હાને કેટલોક સમય વિતી ગયેલો હોવાથી અમેરિકાની કોર્ટમાં તેમના ઉપર ખૂનનો આરોપ મૂકી હું તે માટેનો પૂરાવો એકઠો કરી શકું તેમ ન હતું. પરંતુ મને પોતાને તો તેમનાં કૃત્યોની સંપૂર્ણ ખાત્રી હતી. એટલે મેં મનમાં નિશ્ચય કર્યો કે મારે જ જડજ, જ્યુરી, ફરિયાદી અને

ફાંસીએ લટકાવનાર એ બધાનું કાર્ય કરવું. જો તમારામાં મનુષ્યત્વનો લેશ પણ અંશ હોય અને મારી જગ્યાએ તમે હો તો તમે પણ મારી માફક જ કરવાને તત્પર થાઓ.

"જે યુવતિના થએલા ખૂનનું મેં જણાવ્યું તેનું આજથી વીશ વર્ષ પહેલાં મારી સાથે લગ્ન થનાર હતું. પરંતુ તેનું લગ્ન તેની અનિચ્છા છતાં બળાત્કારે આ ઇનોક જે. ડ્રેબર સાથે કરવામાં આવ્યું. એને પરિણામે ભગ્નહૃદય બનીને તે અલ્પ સમયમાં જ મરણ પામી. મેં તેના પ્રેત પાસે જઇને તેની આંગળી ઉપરથી લગ્નસૂચક વીંટી કાઢી લીધી. તે વખતે મેં એવી પ્રતિજ્ઞા લીધી હતી કે 'ડ્રેબર જે વેળાએ મરણને શરણ થાય તે વેળાએ આ વીંટી તેની સામે ધરીને જે કૃત્યને માટે તેને હું સજા કરવાની ઇચ્છા રાખું છું તે કૃત્યનું તેને મૃત્યુકાળે સ્મરણ રહે એમ હું કરીશ.' એટલે એ વીંટી હું મારી સાથેની સાથે રાખીને ફરતો હતો. અમેરિકા અને યુરોપ એ બે ખંડોમાં હું ડ્રેબર અને તેના નીચ મદદગારની પાછળ પાછળ ફર્યો અને અંતે અહીં મેં તેમને પકડી પાડ્યા. તેમણે મને થકવી નાખવાનું ધાર્યું હશે, પરંતુ તેમની એ ધારણા પાર પડી નહિ. થોડા દિવસોમાં મારૂં મૃત્યુ થનાર છે એ ચોક્કસ છે. તો હવે જો હું આવતી કાલે જ મરણ પામું તો પણ મને ચિંતા નથી. કેમકે હવે હું સંતોષની સાથે મરીશ. મેં મારૂં કાર્ય બજાવ્યું છે અને સંતોષપ્રદ રીતે બજાવ્યું છે. તેમને યોગ્ય સજા થઈ છે અને તે પણ મારે જ હાથે. હવે મારા મનમાં કાંઈ પણ ઈચ્છા રહી નથી.

"એ લોકો પાસે પૈસો પૂરતો હતો અને હું તદ્દન ગરીબ હાલતમાં હતો. એથી તેમનો પિછો પકડવાનું કામ મારે માટે કાંઇ સહેલું ન હતું. જ્યારે હું તેમની પાછળ લંડનમાં આવી પહોંચ્યો ત્યારે

વખતે મારી પાસે બહુ જ જુજ રકમ રહી હતી. મેં વિચાર્યું કે લંડન જેવા વિશાળ શહેરની સખત મોંઘવારીમાં ગુજરાનને માટે કાંઈક ઉદ્યમ કરવાની આવશ્યકતા છે. એ વિચારને પરિણામે શો ધંધો કરવો તેનો હું વિચાર કરવા લાગ્યો. ઘોડેસ્વારીનો અને ગાડી હાંકવાનો મને મૂળથી જ શોખ છે અને એમાં હું અત્યંત કુશળ પણ છું. એટલે મેં ગાડીઓના માલિકની એક ઓફિસમાં જઇને મને ગાડીવાન તરીકે રાખવાની અરજ કરી. મારી અરજનો તરત જ સ્વીકાર કરવામાં આવ્યો અને મને જગ્યા મળી ગઇ. અમારે એવો ઠરાવ થયો હતો કે તેની ગાડી મારે ભાડે ફેરવવી અને દર અઠવાડિએ અમુક રકમ મારે તેને આપવી. એથી વધારે જે કાંઈ મળે તે મારે રાખવું. જો કે એથી વધારે કવચિત્ ન મળતું, તો પણ જેમ તેમ કરીને મેં મારૂં ગાડું આગળને આગળ ધકેલ્યા કર્યું. આ શહેરમાં મને મોટી મુશ્કેલી રસ્તાઓ ઓળખવાની હતી. આ શહેરમાં એટલા બધા રસ્તા, એટલી બધી ગલીકુંચીઓ અને એક જ સરખા દેખાવની શેરીઓ છે કે લાંબા વખતનો અનુભવી માણસ પણ ગુંચવાઇ ગયા સિવાય રહે નહિ. પરંતુ મેં તે માટે લંડન શહેરનો નકશો ખરીદી લીધો અને તેમાં મુખ્ય મુખ્ય હોટલો તથા રેલ્વેસ્ટેશનો ઉપર નિશાનો કરીને તેને આધારે સંભાળપૂર્વક હું ફરવા લાગ્યો. એટલે મને વાંધો આવ્યો નહિ.

“ જે બે જણાની પાછળ હું પડયો હતો તેઓ આ ગામમાં કયે સ્થળે રહે છે એ બાબતનો પત્તો થોડા દિવસ પહેલાં જ હું મેળવી શકયો. પરંતુ શરૂઆતમાં જ્યારે મને તેમનો પત્તો મળ્યો ન હતો ત્યારે હું આખો વખત તેમની જ તપાસ કર્યા કરતો હતો. મારા પ્રયત્નમાં હું યશસ્વી નહોતો પણ નિવડતો; તોપણ એથી કાંઇ

નિરાશ થઇ જતો નહિ. મેં મારી તપાસ ચાલુ જ રાખ્યા કરી. તેને પરિણામે છેવટે મને યશ મળ્યો, અસ્તુ. તેઓ નદીની સામી બાજુએ કેમ્બરવેલમાં એક વસતિગૃહ (boarding-house) માં રહેતા હતા. મેં તેમને શોધી કાઢયા ત્યારે મને અત્યાનંદ થયો. મારી ખાત્રી હતી કે આ વખતે તેઓ મારા પંજામાંથી છૂટી શકે તેમ નથી. મેં મારી દાઢી વધારેલી હોવાથી તેઓ મને કોઇ પણ રીતે ઓળખી શકે તેમ ન હતું. જ્યાંસુધી મારી ઇચ્છા પૂર્ણ કરવાનો યોગ્ય પ્રસંગ મળે ત્યાંસુધી તેમની પાછળ પાછળ ફરવાનો અને તેમના ઉપર પહેરો રાખવાનો નિશ્ચય કર્યો. આ વેળાએ તેઓ મને હાથતાલી આપીને છટકી જવા ન જોઇએ એવી મારી ઇચ્છા હતી.

"પરંતુ તપાસ કરતાં મને એવું માલૂમ પડયું હતું કે તેઓ લંડનથી ઉપડવાના વિચારમાં જ છે. એટલે પછી આખા શહેરમાં તેઓ ગમે તે સ્થળે જતા તો પણ હું તેમની પાછળનો પાછળ જ રહેતો. કોઈ વખત હું પગપાળો તેમની પાછળ જતો તો કોઇ વાર મારી ગાડીની સાથે તેમની પુંઠ પકડતો. ગાડીમાં રહીને તેમનો પિછો પકડવાનું કામ વિશેષ સરલ હતું. એથી તેઓ અદૃશ્ય થઇ જઇ શકે એવું ન હતું એથી જે વખતે તેઓ પથારીમાં કે પેલા વસતિગૃહમાં હોય ત્યારે જ એટલે કે વ્હેલો સહવારમાં કિંવા મોડી રાત્રે મારી ગાડીમાં ભાડુઆતને બેસાડી શકતો. કેમકે એ સિવાય બીજા વખતે મારે પેલા લોકોની પાછળ ભટકવાનું હોઇને ભાડુ કર્યું પાલવે તેમ ન હતું. એથી મારી આવક ઓછી થવા લાગી અને ગાડીનો માલિક પણ મારા ઉપર ચિડાવા લાગ્યો. પરંતુ મેં તેની દરકાર કરી નહિ. કેમકે મેં મારા પ્રતિસ્પર્દ્ધીઓને પકડી પાડયા હતા. એટલે મારૂં કામ પૂર્ણ થાય ત્યાંસુધી જ મારે ગાડીની જરૂર હતી.

" પરંતુ એ લોકો પણ ભારે લૂચ્ચા અને ચતુર હતા. અહીંયા પણ હું કદાચ આવી પહોંચીશ એવો તેમને ભય હોવો જોઇએ. કેમકે તેઓ બેમાંથી એક જણ એકલો કદી પણ બહાર જતો નહિ અને રાત્રે તો તેઓએ બહાર નિકળવાનું જ માંડી વાળ્યું હતું. લગભગ બે અઠવાડિયાં સુધી દરરોજ મેં મારી ગાડીને તેમની પાછળને પાછળ રાખ્યા કરી, પરંતુ એક ઘડીભર પણ તેમને છૂટા પડેલા જોયા નહિ. ડ્રેબર તો જ્યારે હોય ત્યારે છાકટ અવસ્થામાં જ દેખાતો. પરંતુ સ્ટેન્ગરસન સાવધ રહેતો. પરોઢમાં અને રાત્રીએ પણ મેં મારો ચાન્સ અજમાવ્યો. પરંતુ મને લાગ મળ્યો નહિ. જોકે એથી હું નિરૂત્સાહી તો થયો જ ન હતો. કેમકે 'તારો સમય આવી લાગ્યો છે' એવું કોઇ અદશ્ય રીતે મને કહેતું હોય, એમ મને લાગતું હતું. એટલે તે સમયની હું રાહ જોતો હતો. ચિંતા માત્ર મને આ યકૃતના સોજાની હતી. જો એ જલ્દીથી ફુટી જશે તો મારૂં કામ અધૂરૂં રહી જશે એટલો ભય મને રહ્યા કરતો હતો.

"તેઓ જે મકાનમાં રહેતા હતા તે મકાન ટોર્કવે ટેરસ નામના રસ્તાપર આવેલું હતું. એ રસ્તાપર હું એક સ્હાંજે આમથી તેમ મારી ગાડી ખાલી ફેરવ્યા કરતો હતો. એ વખતે એક ગાડી તેમના બારણા પાસે આવીને ઊભી રહેલી મારા જોવામાં આવી. થોડી વારે મકાનમાંથી કેટલોક સામાન બહાર લાવીને માણસોએ તે ગાડીમાં મૂકયો અને તેમની પાછળ ડ્રેબર તથા સ્ટેન્ગરસન બહાર નિકળી એ ગાડીમાં ચડી બેઠા. ગાડી ચાલવા લાગી. મેં પણ મારા ઘોડાને ચાબૂક લગાવ્યો અને એ ગાડી મારી દષ્ટિ બહાર ન જાય એવી રીતે મારી ગાડીને દોડાવી. મારૂં મન ચિંતાથી અધીરૂં બનીં ગયું હતું. કેમકે કદાચ તેઓ અહીંથી પલાયન થઇ જશે તો! એવી ભીતિ મને

ઉપજી હતી. તેઓ યુસ્ટન સ્ટેશન આગળ ઉતરી પડયા. હું પણ ત્યાં ઊભેલા એક છોકરાને ઘોડાની સંભાળ રાખવાનું કહીને પ્લેટફોર્મ ઉપર ગયો. તેમણે લીવરપુલ જનારી ટ્રેન કેટલા વાગે ઉપડશે એવું એક રેલ્વેના નોકરને પૂછયું, એ મેં સાંભળ્યું. પેલા નોકરે જવાબ આપ્યો કે ' એક ટ્રેન તો હમણાંજ ઉપડી ગઇ. બીજી ટ્રેનને ઉપડવાને હજી બે ત્રણ કલાકની વાર છે. ' એ ઉત્તર સાંભળીને પોતાને થયેલી ઢીલથી સ્ટેન્ગરસનને બહુ લાગી આવ્યું હોય તેમ જણાયું. પરંતુ ડ્રેબરને તો એ જવાબ આનંદ આપનારો જ જણાયો. પ્લેટફોર્મ ઉપર માણસો પુષ્કળ હતાં. એટલે હું મેદનીમાં એ બે જણાની નજીક જઇને ઊભો રહ્યો. ત્યાં રહ્યો રહ્યો તેમની વચ્ચે ચાલતી તમામ વાત હું સાંભળી શકતો હતો. ડ્રેબરે પોતાને ગામમાં કાંઈ થોડુંક કામ બાકી હોવાનું જણાવી, તે માટે જવાની ઇચ્છા પ્રદર્શિત કરી અને સ્ટેન્ગરસનને સૂચવ્યું કે 'તમે મારી રાહ જોજો. હું થોડા સમયમાં જ આવી પહોંચીશ.' સ્ટેન્ગરસને ડ્રેબરને સ્હેજ ઠપકો આપતાં એ બે જણાએ એક મીનિટભર પણ છૂટા ન પડવું એવો તેમની વચ્ચે ઠરાવ થયો હતો, તેની યાદ આપી. પરંતુ ડ્રેબરે કહ્યું કે આ કામ ઘણું નાજુક હોઇને તે માટે તેણે એકલા જ જવાની જરૂર છે. એના જવાબમાં સ્ટેન્ગરસન જે બોલ્યો તે હું સાંભળી શકયો નહિ. પરતુ સ્ટેન્ગરસનના કથનથી ડ્રેબરને અત્યંત ગુસ્સો ચડી ગયો હોય તેમ લાગ્યું. તે આવેશમાં આવી જઇને બોલ્યો : ' તું મારો પ્રાઇવેટ સેક્રેટરી–માત્ર પગારદાર નોકર છે. તું કાંઈ મારો શેઠ કિંવા મુરબ્બી નથી કે મારે તારા કહેવા પ્રમાણે ચાલવું અને દરેક બાબતમાં તારી સલાહને અનુસરવું ! ' એથી સેક્રેટરી સાહેબ નરમ પડી ગયા. ડ્રેબરને સમજાવવાનું કાર્ય નિષ્ફળ

લાગવાથી સ્ટેન્ગરસન બોલ્યો : ' જો બીજી ટ્રેનના વખત પહેલાં તમે આવી ન પહોંચ્યા તો હું હાલીડેની ખાનગી હોટલમાં મુકામ કરીશ અને ત્યાં તમારી રાહ જોઇશ. માટે મોડું થઈ જાય તો તમારે અહીં નહિ આવતાં સીધું ત્યાં આવવું.' એના જવાબમાં ' હું અગીયાર વાગ્યા પહેલાં જ અહીં આવી પહોંચીશ.' એટલું કહીને ડ્રૂઅર ત્યાંથી નિકળ્યો. "

## પ્રકરણ ૩૨ મું.

### ઉમેદ બર આવી.

જેફરસન હોપે થોડી વાર વિશ્રાંતિ લીધા બાદ પોતાનું કથાનક આગળ ચલાવ્યું : "જે પળની હું રાહ જોતો હતો તે અચાનક જ આવી મળી હતી. હવે હું મારા બન્ને શત્રુઓને તેમના કાર્યનો બદલો આપી શકું તેમ હતું. તેઓ બન્ને સાથે હોય અને જો હું આક્રમણ કરૂં તો તેઓ એક બીજાનું રક્ષણ કરી શકે, પરંતુ દરેક એકલો મારી સામે કશું પણ કરી શકે તેમ ન હતો. તોપણ ડ્રૂઅર ઉપર એકદમ આક્રમણ કરવાનું મેં વાજબી ધાર્યું ન હતું. મેં મારો પ્લાન ગોઠવી જ રાખ્યો હતો. જ્યાં સુધી એક મનુષ્ય પોતાના ઉપર ઘા કરનારને ઓળખી શકે નહિ તથા શા કારણને અર્થે પોતાનાપર ઘા કરવામાં આવેલો છે, એ તેના જાણવામાં આવી ન શકે ત્યાં સુધી તેના ઉપર ઘા કરનાર મનુષ્યના વેરની યથોચિત તૃપ્તિ નથી થતી. મેં જે પ્લાન ગોઠવી રાખ્યો હતો, તે પ્રમાણે કરવાથી મારા જીવનને ખારૂં બનાવી

મેલનાર મારા શત્રુને તેના આગલા પાપકર્મનું સ્મરણ થઇને એ પાપ-કર્મનો બદલો પોતાને છેવટે મળ્યો છે એવી તેની ખાત્રી થઈ શકે તેમ હતું. થોડા દિવસપર એમ બન્યું હતું કે એક ગૃહસ્થ બ્રિકસ્ટન રોડ ઉપર આવેલાં લોરિસ્ટન ગાર્ડન માંહેનાં ખાલી મકાનોની તપાસ કરવાને મારી ગાડીમાં બેસીને ગયો હતો. ત્યાંથી વળતાં તેમાંના એક મકાનની ચાવી તે મારી ગાડીમાં ભૂલી ગયો હતો. એ ચાવી મારા જોવામાં આવતાં કુદરતી સ્ફુરણાથી મેં થોડુંક મીણ વેચાતું લઇને તે ચાવીને તેના ઉપર દબાવી. એથી તેના જેવો જ આકાર ઉઠી રહ્યો. એ નમૂનો લઈને હું એક ચાવીઓ બનાવનારને ત્યાં ગયો અને એના જેવી જ ચાવી બનાવી લાવ્યો. અસલ ચાવી મેં મારા શેઠને આપી દીધી. તેણે મૂળ માલિક તપાસ કરતો તેની ઓફિસે ગયો એટલે તેને પાછી સોંપી દીધી હતી. એ પ્રમાણે જે ચાવી મારી પાસે હતી તેની સહાયથી ગમે તે વખતે એ મકાનમાં હું પ્રવેશ કરી શકું તેમ હતું. અર્થાત્ આ અફાટ શહેરમાં એક સ્થળ એવું હતું કે જ્યાં મારૂં કાર્ય પૂર્ણ કરવામાં મને કોઈ પણ જાતનો પ્રત્યવાય નડે તેમ ન હતું. ડ્રેબરને એ મકાનમાં લઈ જવો જોઇએ. એ સિવાય મારો હેતુ કેવી રીતે બર આવી શકે? એ મુશ્કેલીને મારે પાર ઉતારવાની હતી.

"પ્રથમ તો તે સ્ટેશન પાસેથી પગપાળો ચાલતો આગળ વધ્યો અને બે–ત્રણ દારૂનાં પીઠાંમાં ગયો. દરેક પીઠામાં તે લગભગ અર્ધો અર્ધો કલાક રોકાયો હશે. જ્યારે તે ત્રીજા પીઠામાંથી બહાર નિકળ્યો ત્યારે રસ્તામાં ચાલતાં ચાલતાં લથડીયાં ખાતો હતો. એ ઉપરથી જોઈ શકાતું હતું કે તે પૂરેપૂરો છાકટો બન્યો છે. મારી ગાડી લઇને હું પણ તેની પાછળ પાછળ જ નિકળ્યો હતો. એક વિકટોરિયા તેના જોવામાં આવી એટલે તેણે વિકટોરિયાવાળાને બૂમ પાડીને ગાડી

ઊભી રખાવી. તે તેમાં ચડી બેઠો એટલે આગળ વિકટોરિયા અને પાછળ મારી ગાડી, એ પ્રમાણે અમે આગળ વધવા લાગ્યા. અમે વોટરલુ પુલ ઉપર થઇને નદીની પેલી બાજુએ ગયા અને કેટલીક ગલીકૂંચીઓમાં પસાર થઇને છેવટે મારી અજાયબી વચ્ચે જે સ્થળેથી એ બન્ને જણા સ્હાંજે સ્ટેશને આવવાને નિકળ્યા હતા તે જ સ્થળે પુનઃ આવી પ્હોંચ્યા. પુનઃ ત્યાં આવવામાં તેનો શો ઈરાદો હશે, એ વિષે હું કશી પણ કલ્પના કરી શક્યો નહિ. પરંતુ હું વિક્ટોરિયાને બાજુએ રાખીને આગળ વધ્યો તથા એ મકાનથી લગભગ સોએક વાર દૂર જઇને ત્યાં મેં મારી ગાડીને ફેરવીને ઊભી રાખી. તે વિક્ટોરિયામાંથી નીચે ઉતરીને મકાનમાં દાખલ થયો એટલે વિકટોરિયા ત્યાંથી ચાલી ગઈ. પણ, સાહેબ ! મ્હેરબાની કરીને મને એક પ્યાલો પાણી આપો. વિશેષ બોલવાથી મારો કંઠ સૂકાય છે."

પોલિસઈન્સ્પેકટરનો કુંજો નજીક જ પડયો હતો. તેમાંથી એક પ્યાલો ભરીને મેં તેને આપ્યો. તે પાણી પીને સ્વસ્થ બન્યો.

"આપનો આભાર માનું છું." તે બોલ્યો: "વારૂ, ત્યાં મને લગભગ પાએક કલાક થયો હશે. એવામાં એકાએક એ મકાનના અંદર બે જણા મારામારી કરતા હોય એવો અવાજ મારા સાંભળવામાં આવ્યો. બીજી જ પળે બારણું ખૂલી ગયું અને બે માણસો અંદરથી બહાર પડયા. તેમાં તો એક તો ડ્રેબર જ હતો. બીજો માણસ જુવાન હતો. પરંતુ મેં તેને અગાઉ કોઈ વખત જોયેલો ન હતો. આ યુવાને ડ્રેબરને કોલર વડે પકડયો હતો. મકાનની બહાર ઓટલાપર આવ્યા બાદ તેણે ડ્રેબરને એક એવી લાત મારી કે તે રસ્તા ઉપર જઈ પડયો.

"'બદમાશ કૂતરા!' પેલો યુવાન પોતાની લાકડી ડ્રેબર સામે

ઉગામતો બોલ્યો: 'એક નિર્દોષ અબળાનું અપમાન કરનારને કેવું ફળ મળે છે તે હું તને બતાવું છું!' એ વખતે તેનો પિત્તો એટલો બધો ખસીગયો હતો કે જરૂર તે લાકડી વડે ડ્રેબરને એ ઝપેટી કાઢશે એમ મેં ધાર્યું. પરંતુ ડ્રેબર જે સ્થળે પડયો હતો ત્યાંથી ઊભો થઇને લથડીયાં ખાતો રસ્તાપર દોડવા લાગ્યો. એ રસ્તાના છેડા સુધી તે આવી પહોંચ્યો એ વખતે મારી ગાડી તેના જોવામાં આવી. એટલે તે વિના-વિલંબે ગાડીમાં ચડી બેઠો અને બોલ્યો: 'હાલીડેની ખાનગી હોટલ તરફ ચલાવ.'

"હા, હવે તે આબાદ મારા પંજામાં આવ્યો ખરો. એ વખતે મારૂં હૃદય આનંદથી ઉછળવા લાગ્યું. મને ભય લાગ્યો કે કદાચ આ છેલ્લી ઘડીએ આનંદના વેગથી મારૂં યકૃત તૂટી જશે અને મારો આનંદ મારા સંતોષને બદલે મારા શત્રુઓના સંતોષનું કારણ થઇ પડશે. હું મારા હર્ષને શ્રમપૂર્વક શમાવતો ગાડીને ચલાવવા લાગ્યો. એ વખતે પ્રથમ તો મને એમ થયું કે હું આને શહેર બહાર વગડામાં લઇ જઉં અને ત્યાં પહોંચી કોઈ એકાંતિક સ્થળે તેની સાથે છેવટનો વાર્તાલાપ કરી લઉં. હું લગભગ એ નિશ્ચય ઉપર આવી પહોંચ્યો, એટલામાં તો તેણે પોતે જ મારા ગુંચવારાનો નિવેડો આણી દીધો. બીજી વાર તેને દારૂની પ્યાસ લાગી અને એક દારૂની દુકાન પાસે ગાડી ઊભી રાખવાનું તેણે મને સૂચવ્યું. તે મને ગાડી ત્યાં થોભાવવાનું કહીને અંદર ગયો. લગભગ દારૂની દુકાનો બંધ થવાના વખત સુધી તે દુકાનમાં રોકાયો. જ્યારે બહાર આવ્યો ત્યારે તે એટલો બધો છાકટો બની ગયો હતો કે તેને પોતાના શરીરનું પણ ભાન રહ્યું ન હતું. તેની એવી અવસ્થા જોઇને મેં ધાર્યું કે હવે બાજી મારા હાથમાં હતી.

" એવી કલ્પના તો એક પળ માત્ર પણ ન કરશો કે તેના ઉપર અચાનક હુમલો કરી તેનું ખૂન કરવાનો મારો ઈરાદો હતો. જો એ પ્રમાણે મેં કર્યું હોત તોપણ મેં અન્યાય કરેલો તો ન જ ગણાત. કેમકે એ તેને લાયક જ હતો પરંતુ કોઇને એકામ રાખી, તેની અસહાય અવસ્થાનો લાભ લઇને તેને ઠાર કરવાની હિમ્મત હું કરી શકું નહિ. મને તમે ગમે તેવા ધારો, પરંતુ એટલું ચોક્કસ માનજો કે મારા પાપનો જવાબ મારે પણ એક વાર આપવો પડશે એમ હું માનતો હતો. એટલે પાપકર્મ કરતાં મને ડર લાગતો હતો, અસ્તુ. જ્યારે આ બે જણાની શોધમાં હું અમેરિકામાં ભટકતો હતો એ વખતે દ્રવ્યોપાર્જનને માટે જુદા જુદા અનેક પ્રકારના ધંધામાં મારે જોડાવું પડ્યું હતું. તેમાં એક વખત મેં યોર્ક કોલેજમાં ત્યાંની પ્રયોગશાળા સાફસુફ રાખનાર તરીકેની નોકરી પણ સ્વીકારી હતી. એક દિવસ રસાયણશાસ્ત્રનો પ્રોફેસર વિદ્યાર્થીઓને જુદા જુદા પ્રકારનાં વિષના સંબંધમાં વ્યાખ્યાન આપતો હતો. તે વખતે તેણે એક વસ્તુ વિદ્યાર્થીઓને બતાવી અને તે વસ્તુનું નામ તેણે ' આલ્કેલોઇડ ( Alkaloid ) ' આપ્યું. એ વિષના સંબંધમાં ખુલાસો કરતાં તેણે જણાવ્યું કે ' દક્ષિણ અમેરિકાના મૂળ વતનીઓ પોતાનાં તીરને જે વિષ ચડાવે છે, તેમાંથી આ વિષદ્રવ્ય મેં મેળવ્યું છે. તે એટલું બધું તીવ્ર છે કે એક ગ્રેન માત્ર પણ જો પેટમાં જાય તો તત્ક્ષણે જ મૃત્યુ નિપજ્યા સિવાય રહે નહિ. ' હું એ વખતે ત્યાં જ હોવાથી તેનું કથન સાંભળી ગયો હતો. તેણે વિષદ્રવ્યની બાટલી જે સ્થળે મૂકી હતી તે બરાબર મેં યાદ રાખી લીધું. જ્યારે પ્રોફેસર અને વિદ્યાર્થીઓ ત્યાંથી ચાલ્યા ગયા એટલે એકાંતનો લાભ લઇને તેમાંથી થોડું વિષ મેં લઇ લીધું. મને દવાઓ બનાવવાનો થોડો ઘણો અનુ-

ભવ હોવાથી એ વિષદ્રવ્યની મેં પાણીમાં નાખતાં તુરત ઓગળી જાય એવી ગોળીઓ બનાવી લીધી. તે જ પ્રમાણે એવી જ ગોળીઓ વિષદ્રવ્ય સિવાયની પણ બનાવી. પછી બે ડાબડીઓ લઇને તે દરેકમાં એક વિષદ્રવ્યયુક્ત અને બીજી તે સિવાયની એમ બબ્બે ગોળીઓ નાખીને એ ડાબડીઓ મારી પાસે રાખી લીધી. મેં એ વખતે જ નિશ્ચય કરી રાખ્યો હતો કે તેમાંથી તેને પસંદ પડે તે ગોળી લેવાનું હું કહીશ અને બીજી ગોળી હું લઇશ. એને પરિણામે કાં તો બન્ને મરણ પામે છે, કાં તો તેમાંનો એક મરણ પામે અને બીજી વખતે મારૂં મૃત્યુ થાય છે, અને કાંતો એ બન્ને બચી જઇને હું જ મરણ-શરણ થાઉં છું! આ ઉપરથી તમે જોઈ શકશો કે કોઇનું ખૂન કરવાનો મારો ઇરાદો ન હતો. મેં દૈવને ઇન્સાફ આપવાનું કાર્ય સોંપી દીધું હતું. હા, એ ઇન્સાફના કાર્યમાં સહાયક તરીકે ભાગ લીધા સિવાય મારે માટે બીજો ઉપાય ન હતો. એ કારણથી સદૈવ તે ડાબડીઓ મારા ગજવામાં જ રાખીને હું ફરતો હતો, અને હવે તેનો ઉપયોગ કરવાનો સમય આવી લાગ્યો હતો.

"એ વખતે રાત્રીના બારને બદલે એક વાગી ગયો હતો. ઘોર અંધકાર છવાઈ રહ્યો હતો. પવન ફુંકાતો હતો અને વર્ષાદનાં સખ્ત ઝાપટાં અવારનવાર પડતાં હતાં. નિઃસર્ગદેવી એ પ્રમાણે શોકાન્વિત દેખાતી હતી, પરંતુ મારા અંતરમાં તો આનંદ આનંદ જ હતો. એટલો બધો આનંદ કે તેના આવેશમાં મને કદાચ હર્ષોન્માદ પણ થઇ આવ્યો હોત! ગૃહસ્થો! તમારામાંના કોઇએ એક વસ્તુ પ્રાપ્ત કરવાની ધારણા રાખી હોય, તેને માટે વીશ વીશ વર્ષો સુધી આતુરતાપૂર્વક રાહ જોઇ હોય અને છેવટે તે તમને પ્રાપ્ત થઇ હોય, તો તેની પ્રાપ્તિસમયે તમારા મનની અવસ્થાનો તમને જે અનુ-

ભવ મળ્યો હશે તેના ઉપરથી મારી લાગણીઓનો ખ્યાલ તમને આવી શકશે. મેં સીગાર સળગાવી, અને મુખમાંથી ધૂમ્રના ગોટા કાઢતો હું મારા અંતરની ઉર્મીઓને દબાવવાનો યત્ન કરવા લાગ્યો. આનંદાતિરેકથી મારા હસ્ત ધ્રૂજતા હતા અને મારૂં મગજ ધડાકા લેતું હતું. જે વખતે પેલી દારૂની દુકાન પાસેથી ડ્રેબરને લઇને ગાડીને આગળ ચલાવી તે વખતે, જેમ અત્યારે આ સ્થળે તમને બેઠેલા જોઉં છું, તે જ પ્રમાણે મેં આકાશના અંધકારમાંથી જહોન ફેરિયર તથા તેની પુત્રી લ્યુસી–મારી પ્રિયતમાને મારી સામે દૃષ્ટિ કરીને સ્મિત કરતાં જોયાં. જેમ જેમ ગાડી આગળ વધવા લાગી તેમ એ બન્ને પણ મારી સાથેનાં સાથે હવામાં આગળ ચાલવા–ઉડવા લાગ્યાં. એ પ્રમાણે બ્રિકસ્ટન રોડ ઉપર પેલા મકાન પાસે ગાડી આવી પહોંચી.

" એ વખતે એ રસ્તા ઉપર એક પણ મનુષ્ય દેખાતો ન હતો કે વર્ષાદના છાંટા જમીન ઉપર પડવાથી જે અવાજ થતો હતો તે સિવાય બીજો કશો પણ અવાજ સંભળાતો ન હતો. મેં ગાડીની બારીમાંથી અંદર જોયું તો ડ્રેબરને ટુંટીયા વાળીને દારૂના ઘેનમાં ચકચૂર બનીને પડેલો જોયો. મેં તેનો ખભો પકડીને ઢંઢોળ્યો અને કહ્યું ' સાહેબ ! નીચે ઉતરો ! '

" ' બસ ! આપણે આવી પહોંચ્યા ? ' તે બોલ્યો.

" હું ધારૂં છું કે જે હોટલમાં લઈ જવાનું તેણે મને કહ્યું હતું, એ હોટલ પાસે અમે આવી પહોંચ્યા છીએ, એમ જ તેણે માન્યું હશે. કેમકે બીજી કશી પણ પૂછપરછ નહિ કરતાં તે નીચે ઉતરી પડયો, અને મારી સાથે લોરિસ્ટન ગાર્ડનમાં દાખલ થયો. તે જો કે શુદ્ધિમાં આવી ગયો હતો તોપણ ઘેનની અસર તદ્દન દૂર થઇ ન હતી. એટલે તે લથડીયું ન ખાય એટલા સારૂ હું તેની જોડાજોડ તેનો હાથ

પકડીને ચાલતો હતો. જ્યારે અમે જે મકાનની ચાવી મારી પાસે હતી તે ખાલી મકાન પાસે આવી પહોંચ્યા એટલે મેં મારી પાસેની ચાવી વડે બારણું ઉઘાડયું અને એક ઓરડો વટાવી અમે બીજા ઓરડામાં દાખલ થયા. હું આપને ખાત્રી આપું છું કે અહીં સુધી પણ ફેરિયર અને તેની પુત્રીની મૂર્તિઓને મેં અમારી આગળ આગળ માર્ગદર્શક તરીકે ચાલતી જોઈ હતી !

## પ્રકરણ ૩૩ મું.

### ખૂન કે ન્યાય ?

" ' બિલકુલ અંધારૂં છે ! ' ડ્રૂબર ઠોકર ખાતો બોલ્યો.

" ' હા જી, પણ હમણાં જ દીવો આવે છે. ' મેં કહ્યું અને મારા ગજવામાંથી મીણબત્તી કાઢીને દીવાસળી વડે તેને સળગાવી. ' કેમ, ઇનોક ડ્રૂબર ! ' મેં તેની સામે ફરીને મીણબત્તીને તેનો પ્રકાશ મારા ચ્હેરા ઉપર પડે એવી રીતે ધરી રાખીને કહ્યું: ' મને ઓળખો છો—હું કોણ છું ? '

" તે એક–બે પળ તો ઘેનને લીધે અર્ધવીંચાયેલી આંખો વડે મારી સામે તાકી રહ્યો, પરંતુ તુરત જ તેનાં નેત્રોમાં ભય તરવરી રહ્યો અને તેનો વાંદરા જેવો ચ્હેરો પણ ભયગ્રસ્ત બની ગયો. એ પરથી હું સમજી શક્યો કે તેણે મને ઓળખ્યો ખરો. તે ભયાકુલ વદને થોડાંક ડગલાં પાછળ હડયો. તેના કપાળપર પ્રસ્વેદબિન્દુ સ્ફુરી આવ્યાં હતાં અને તેના દાંતની ધ્રૂજરી સ્પષ્ટ સંભળાતી હતી.

એ દૃશ્ય જોઇને બારણા તરફ પીઠ કરીને ઊભો ઊભો હું મોટે અવાજે કેટલીક વાર સુધી પુષ્કળ હસ્યો. વેરની તૃપ્તિમાં રહેલા માધુર્યનું મને જ્ઞાન હતું પરંતુ એ વેળાએ મારા આત્માને જે અવર્ણનીય સંતોષ થયો હતો એવા પ્રકારના સંતોષની મેં આશા રાખી ન હતી.

" 'નીચ કૂતરા !' હું બોલ્યો: 'સોલ્ટલેકસિટીથી સેંટપિટ્સબર્ગ સુધી મેં તારો પીછો પકડયો હતો. પણ દરેક વખતે તું મારા પંજામાંથી છટકી જવા પામ્યો હતો. હવે આજે તારા ભ્રમણનો અંત આવ્યો ખરો. કેમકે આપણા બેમાંથી એક જણ આવતી કાલની સહવાર દેખે તેમ નથી ' મારૂં કથન શ્રવણ કરતાં તે મારાથી દૂર ને દૂર ખસતો હતો. એ વખતે તેના મુખ ઉપર થયેલા આવીર્ભાવથી હું સમજી ગયો કે તે મારા કથનને એક ગાંડા માણસની લવરીના જેવું માને છે. તેની માનિનતા તદ્દન ખોટી તો ન હતી જ. હું ગાંડો થઈ ગયો ન હતો. પરંતુ મારૂં મગજ અત્યંત ઉશ્કેરાઈ ગયું હતું. મારા આખા શરીરનું તમામ લોહી મગજ તરફ ધસી આવ્યું હતું અને ત્યાં ઉછાળા મારી રહ્યું હતું. મને એમ લાગ્યું પણ ખરૂં કે જો નસકોરી ફૂટવાથી કે બીજી રીતે મગજમાંથી લોહી બહાર નિકળી નહિ જાય તો કદાચ મારૂં મગજ ખસી પણ જાય ખરૂં !

" બારણાને બંધ કરીને અંદરથી ચાવી દઈ હું બોલ્યો: 'નરાધમ ! લ્યુસી ફેરિયરના સંબંધમાં હવે તું શું ધારે છે ? તને તારા પાપકર્મનો બદલો મળવામાં ઢીલ થઈ છે ખરી. પરંતુ છેવટે સજા ભોગવ્યા સિવાય તારો છૂટકો થયો નહિ.' એ હિચકારાના હોઠ ધ્રૂજતા હતા. કદાચ પોતાનો પ્રાણ નહિ લેવાની તેણે યાચના પણ

કરી હોત. પરંતુ તે સારી પેઠે જાણતો હતો કે એવી યાચના કરવી નિરર્થક છે.

" 'તું મારૂં ખૂન કરીશ?' તે ત્રોટકપણે બોલ્યો.

" 'ખૂન? કદી પણ નહિ!' હું બોલ્યો: 'તારા જેવા હડકાયા કૂતરાના રક્તથી હું મારા હસ્ત ભ્રષ્ટ કરવા નથી ઇચ્છતો. પણ તું મને પ્રથમ જવાબ આપ; જ્યારે તું મારી પ્રિયતમા–લ્યુસીને તેના લોહીથી તરબોળ થયેલા પિતાની પાસેથી બળાત્કારે ખેંચીને લઇ ગયો અને તેની અનિચ્છા છતાં તેં તેને તારા દોઝખ સમાન જનાનખાનામાં દાખલ કરી તે વેળાએ તને તેના ઉપર લેશ પણ દયા આવી હતી ખરી?'

" 'પણ એના બાપને મેં નહોતો માર્યો!' તે બોલી ઉઠયો.

" 'તેથી શું થયું? જ્હોન ફેરિયરનું ખૂન કરવાનો લાગ તને કદાચ નહિ પણ મળ્યો હોય, તથાપિ મારી પ્રિયતમાનું હૃદય વિદીર્ણ કરનાર તો તું જ હતો!' ક્રોધપૂર્ણ સ્વરે તેની સામેનો આરોપ સંભળાવતાં મેં મારા ગજવામાંથી પેલી ડાબડીઓ માંહેની એક કાઢીને તેની સામે ધરી અને કહ્યું: 'હું તારો નાશ થયેલો જોવાને ઇચ્છું છું ખરો, પરંતુ મારા હાથે તારો નાશ કરવાની મારી ઇચ્છા નથી. મહાન્ પ્રભુને જ છેવટનો ચુકાદો આપવાનું કાર્ય હું સોંપું છું. જો આ ડાબડીમાં બે ગોળીઓ છે. તેમાંથી જે તને પસંદ પડે તે તું ઉપાડી લે અને ગળી જા. એકમાં મૃત્યુ અને બીજામાં જીવન સમાયેલું છે. એક લે તું અને બીજી બાકી રહેશે તે હું લઇશ. સાચા ખોટાનું પારખું આ પળે જ થઇ જશે. જેને સત્ય ન્યાય કહેવામાં આવે છે, તે જગતમાં પ્રવર્ત્તી રહ્યો છે કે નહિ તે જણાઇ આવશે.'

"હિચકારો ડ્રેબર મારૂં કથન શ્રવણ કરીને રોઈ પડયો અને 'દયા—દયા' નો પોકાર કરવા લાગ્યો. તેને એ પ્રમાણે કરતો જોઇને મારા ઓવરકોટમાં છૂપાવી રાખેલો છરો મેં બહાર કાઢયો અને તેના કંઠ પાસે ધરી રાખીને ફરીથી મેં તેને એક ગોળી લેવાનું કહ્યું. છેવટે તે મારી ઇચ્છાને તાબે થયો. બીજી ગોળી જરી પણ ભય કે સંકોચ વિના હું ગળી ગયો. એક કે બે મીનિટ પર્યન્ત અમે બન્ને મૌનપણે ઊભા રહ્યા. કોણ જીવશે અને કોણ મૃત્યુને શરણ થશે એ જાણવાની અમારી આતુરતા અત્યંત વધી પડી હતી. તેના લોહી સાથે વિષનો મેળાપ થતાં તેની અસર દર્શાવનારૂં જે ચિહ્ન તેના ચ્હેરા ઉપર પ્રકટી નિકળ્યું તે હું કદી પણ ભૂલી શકીશ નહિ. જ્યારે તે મેં જોયું ત્યારે હું હસ્યો અને લ્યુસીની લગ્નસૂચક વીંટી મારા હાથમાં લઇને મેં તેની સામે ધરી રાખી. પરંતુ 'આલ્કેલોઇડ' ની અસર એકદમ થતી હોવાને લીધે એક પળમાં તો તેના બન્ને હસ્ત બાજુએ પડી ગયા, તેનું અંગ શિથિલ બની ગયું, તેનાં નેત્રો ફાટેલાં જેવાં જણાયાં અને તે ધબ લઇને મોટા અવાજ સમેત જમીન ઉપર પડયો. એ વખતે એક જ ચિત્કાર—છેવટની બૂમ તેના મુખમાંથી નિકળી. તેને ચત્તો કરીને તેના હૃદય ઉપર મેં હસ્ત મૂકયો. હૃદય બંધ પડી ગયું હતું—તે મૃત્યુ પામ્યો હતો!

"એ વખતે મારી નસ્કોરી ફુટી હતી અને નાકમાંથી લોહી ચાલ્યું જતું હતું. પરંતુ એની મેં દરકાર કરી નહિ. દિવાલ ઉપર પેલો શબ્દ લખવાનું મને શાથી સૂઝયું તે હું કહી શકતો નથી. પરંતુ એ વેળાએ મારૂં હૃદય હલકું થયું હતું અને હું આનંદી બન્યો હતો, એટલે કદાચ મજાકને ખાતર પોલિસને ઉંધે માર્ગે દોરવાના હેતુથી પણ તે શબ્દ મેં લખ્યો હોય એ બનવા જોગ છે. ન્યુયોર્કમાં

અગાઉ એક જર્મનનું ખૂન થયું હતું તે વેળાએ જે સ્થળે તેનું શબ પડયું હતું તે સ્થળે દિવાલ ઉપર 'રાશે' શબ્દ લખેલો હતો, અને તેને લીધે વર્ત્તમાનપત્રોમાં એવી ટીકા થઈ હતી કે કોઇ ગુપ્ત મંડળીએ એ માણુસનું ઇર્ષ્યાને લીધે ખૂન કરેલું હોવું જોઇએ. મેં ધાર્યું કે જે બાબતથી ન્યુયોર્કના લોકો ગોટાળામાં પડી ગયા હતા તે જ બાબતથી લંડનવાસીઓ પણ કદાચ ગુંચવાઈ જાય એ બનવાજોગ છે. એવો વિચાર કરીને મેં આંગળી નાકમાંથી વ્હેતા લોહીમાં બોળીને દિવાલ ઉપર એક સગવડભર્યા સ્થળે પેલો શબ્દ લખ્યો. ત્યારપછી બહાર નિકળીને હું મારી ગાડી પાસે ગયો. ત્યાં કોઈપણ મનુષ્ય મારા જોવામાં આવ્યું નહિ. રાત્રી તદ્દન શાંત અને ઘોર ભાસતી હતી. ગાડી ઉપર હું ચઢી બેઠો. થોડેક આગળ ચાલ્યા બાદ જે ગજવામાં હું લ્યુસીની વીંટી હંમેશ રાખતો હતો તે ગજવામાં મેં હાથ નાખ્યો. પરંતુ વીંટી કયાં ? વીંટી ગૂમ થયેલી જણાતાં મારા હૃદયપર આઘાત થયો. કેમકે લ્યુસીની યાદગીરીની એ એક જ વસ્તુ મારી પાસે હતી. કદાચ ડ્રૅબરનું હૃદય તપાસતી વેળા તેના પર હું નીચો નમ્યો હતો એ વખતે મારા ગજવામાંથી તેના શરીર ઉપર પડી ગઈ હશે, એવી કલ્પના કરીને મેં ગાડીને પાછી હંકારી. તેને થોડે દૂર એક ગલીમાં ઉભી રાખીને હું નિડરપણે ચાલતો પેલા મકાન તરફ ગયો. હું જાણુતો હતો કે પુનઃ એ મકાનમાં જવું તે જોખમભર્યું છે, તથાપિ પ્રિયાની વીંટી ગૂમાવવા કરતાં ગમે તેવું સંકટ આવી પડે તે સહન કરવું એ હું વિશેષ પસંદ કરતો હતો. બગીચા પાસે આવતાં જ એક પોલિસકોન્સ્ટેબલ મારા જોવામાં આવ્યો. તેણે પણ મને જોયો. એટલે તેને મારા ઉપર વહેમ આવવા ન પામે એવા હેતુથી મેં કૃત્રિમ છાકટપાણું ધારણ કર્યું.

"ઇનોક ડ્રેબરનો અંત એ પ્રમાણે આવ્યો. હવે મારે માત્ર એક જ કામ કરવાનું હતું. સ્ટેન્ગરસનને પણ ડ્રેબરની ગતિએ પહોંચાડીને જ્હોન ફેરિયરના ઋણમાંથી મુક્ત થવું! તે હાલીડેની ખાનગી હોટલમાં જઇને ત્યાં ડ્રેબરની રાહ જોતો રહેવાનો હતો, એ મારા જાણવામાં હતું. એટલે બીજો આખો દિવસ હું તે હોટલની આસપાસ ભટકતો રહ્યો. પરંતુ તે હોટલમાંથી બહાર નિકળ્યો જ નહિ. ડ્રેબરને વખતસર નહિ આવી પહોંચેલો જોઇને તેના મનમાં ભીતિની કલ્પના થયેલી હોવી જોઇએ એમ હું માનું છું. સ્ટેન્ગરસન ડ્રેબર કરતાં વધારે લૂચ્ચો અને ચાલાક હતો. પરંતુ હોટલમાં ભરાઈ બેસવાથી તે મારા પંજામાંથી મુક્ત રહી શકશે, એવી તેની ધારણા ભૂલભરેલી હતી. તે બહાર ન નિંકળ્યો એટલે ગુપ્ત રીતે તેના શયનગૃહમાં પ્રવેશવાનો માર્ગ હું શોધવા લાગ્યો. એ માર્ગ પણ તુરત મળી આવ્યો. હોટલની પાછળની જમીન ઉપર એક લાંબી નિસરણી પડેલી મારા જોવામાં આવી. બીજે દિવસે પરોઢમાં જઇને તે નિસરણી મેં સ્ટેન્ગરસન જે ઓરડામાં સૂતો હતો તેની બારી પાસે ઉંચી કરી અને તેના ઉપર ચડીને મેં બારી ખોલી નાખી. હું સ્ટેન્ગરસનના ઓરડામાં દાખલ થયો—તેને એકાંતમાં મળવાનો પ્રસંગ મને મળ્યો. તે શાંત અને ગાઢ નિદ્રાનો અનુભવ લેતો હતો. મેં તેને જગાડ્યો અને આજથી વીશ વર્ષ પૂર્વે એક નિર્દોષ મનુષ્યનો વિનાવાંકે પ્રાણ લેવાનું જે કૃત્ય તેણે કર્યું હતું તેનો જવાબ આપવાનો સમય આવી લાગ્યો છે, એ બિનાથી તેને મેં વાકેફ કર્યો. ડ્રેબર કેવી રીતે યમદેવને શરણ થયો એ પણ મેં તેને વિગતવાર જણાવ્યું અને તેની માફક સ્ટેન્ગરસનને પણ બીજી ડાબડીમાંથી એક ગોળી ઉપાડીને ગળી જવાનું કહ્યું. જો તેમાંથી એક ગોળી તેણે

લીધી હોત તો કદાચ તે બચી જવા પામ્યો હોત અને હું મૃત્યુ પામ્યો હોત. પરંતુ એ વિશેષ સલામતીભર્યો માર્ગ નહિ પકડતાં તે પથારીમાંથી કૂદીને મારી સામે ધસ્યો. તેણે મારી ગળચી દબાવીને મને મુક્તપ્રાણ કરવાનો ઇરાદો રાખ્યો હતો. તેનો એ ઈરાદો કળી જઇને મેં ન છૂટકે સ્વરક્ષણને માટે તેની છાતીમાં મારો છરો હૂલાવી દીધો. હું તો હજી પણ એમ માનું છું કે જો તેણે ગોળી લીધી હોત તો તેનું પણ ડ્રેબરની માફક જ મૃત્યુ નિપજત. કેમકે દૈવે તેના દોષિત હસ્તને વિષમુક્ત ગોળીનો સ્પર્શ કદી પણ થવા દીધો હોત નહિ.

" હવે મારે માત્ર થોડું જ કહેવાનું છે. મારી પાસે પૈસા બિલકુલ નહિ હોવાથી અમેરિકા જઈ પહોંચાય એટલી રકમ એકઠી કરવાને માટે બે–ચાર દિવસ ગાડી ભાડે ફેરવવાનો મેં ઇરાદો રાખ્યો હતો. હું ગાડીઓના સ્ટેન્ડ પાસે ઊભો હતો તે વખતે એક ભિખારડા જેવો છોકરો મારી પાસે આવ્યો. તેણે મને પૂછ્યું: ' જેફરસન હોપ નામના ગાડીવાનની ગાડી કઈ? બેકર સ્ટ્રીટમાં નંબર ૨૨૧ બી. વાળા મકાનમાં રહેતા એક ગૃહસ્થને ગાડી ભાડે કરવી છે.' મારા મનમાં કશી પણ શંકા હતી જ નહિ. એટલે મારૂં નામ જેફરસન હોપ છે એમ જણાવીને હું તેની સાથે ગયો. બસ ત્યારપછી અહીં બેઠેલા આ ગૃહસ્થે મારા હસ્તમાં બંગડીઓ પહેરાવી દીધી. તેમના ચાતુર્ય અને ચાલાકીની હું અંતઃકરણપૂર્વક પ્રશંસા કરૂં છું. એવી સફાઈ મેં કદી પણ જોઈ ન હતી. ગૃહસ્થો! બસ આટલું જ મારે કહેવાનું છે. તમે મને ભલે ખૂની સમજો છો, પરંતુ ભારપૂર્વક કહું છું કે ઈન્સાફને માટે તમે જેટલા આતુર છો તેટલો જ હું તલબગાર હતો અને ન્યાયના પંજામાંથી તેઓ છટકી જવા ન

પામે એટલા માટે જ મેં તેમનો નાશ થવા દીધો હતો!"

આ મનુષ્યનો આત્મવૃતાંત એટલો હૃદયદ્રાવક અને ચમત્કાર- પૂર્ણ હતો કે આખો સમય તે શ્રવણ કરતા અમે મૌન બેસી રહ્યા હતા. પેલા બે સરકારી ડિટેકિટવોએ ખૂન જેવા ભયંકર ગુન્હાના અનેક પ્રસંગો નજરે જોયા હતા અને તેની વિગતોનો અભ્યાસ કરેલો હતો. એમ છતાં આ મનુષ્યની વાર્તામાં તેમને પણ રસ પડયો હતો. તેણે પોતાનું કથાનક પૂર્ણ કર્યું, ત્યારબાદ પણ અલ્પ સમય અમે મૂઢની માફક તેની સામે દૃષ્ટિ કરતા બેસી રહ્યા. એ હોલમાં તે સમયે કેવળ નિઃસ્તબ્ધતા પથરાઈ હતી. લીસ્ટ્રેડ પોતાની નોંધપોથીમાં છેવટનો ભાગ લખી લેતો હતો. એ કારણથી કાગળ ઉપર પેન્સીલ ચાલવાથી થતો ચરડાટ માત્ર સંભળાતો હતો.

"હવે માત્ર એક જ મુદ્દાના સંબંધમાં હું તમારી કનેથી વિશેષ ખુલાસાની અપેક્ષા રાખું છું." છેવટે નિઃસ્તબ્ધતાનો ભંગ કરતો શેરલોક હોમ્સ અમારા કેદીને ઉદ્દેશીને બોલ્યો: "અમે જે વીંટીના સંબંધમાં જાહેરખબર આપેલી, તે વીંટી લેવા આવનાર તમારો મદદગાર કોણ હતો?"

કેદી મારા મિત્રની સામે આંખ મચકાવતો બોલ્યો: "મેં મારે લગતી ગુપ્ત વાર્તા તમામ આપને જણાવી દીધી છે. પરંતુ મારે લીધે બીજા કોઇને નુકસાન થાય એવી મારી ઇચ્છા નથી. મેં તમારી જાહેરખબર જોઈ એટલે મને લાગ્યું કે કદાચ મને પકડવાને માટે આ યુક્તિ કરવામાં આવી હોય, કિંવા કોઈ પ્રામાણિક અને શુદ્ધ દાનતવાળા મનુષ્યે પોતાને રસ્તામાંથી જડેલી વીંટી તેના ખરા મા- લિકને પાછી સોંપી દેવાના ઇરાદાથી પણ આ જાહેર ખબર આપી હોય. એથી મેં જાતે જવાનો વિચાર નહિ કરતાં મારે બદલે બીજા

કોઇને મોકલવાનો ઈરાદો કર્યો. મારું એટલું કામ કરવાને મારો એક દોસ્ત તૈયાર થયો. તમે એટલું તો કબૂલ કરશો જ કે એ કાર્ય તેણે અતિ કુશળતા અને ચાલાકીથી પાર ઉતાર્યું હતું."

"એમાં તો કશો પણ શક નથી." હોમ્સે પણ અંતઃકરણ પૂર્વક સ્વીકાર કર્યો.

"ગૃહસ્થો!" પોલિસઇન્સ્પેકટર બોલ્યો: "મી. જેફરસન હોપને પોતાની હકીકત આપની સમક્ષ જાહેર કરવા દેવામાં મેં કાયદાનું સ્હેજ ઉલ્લંઘન કર્યું લેખાય. પરંતુ હવે મારે કાયદાના કાનુનોને તાબે થવું જોઇએ. કેદીને આવતા ગુરુવારે માજીસ્ટ્રેટ સાહેબ સન્મુખ ઊભો કરવામાં આવશે. તે દિવસે આપ ચારે ગૃહસ્થોએ કોર્ટમાં હાજર રહેવું. ત્યાંસુધી કેદીને માટે હું જોખમદાર છું." એમ કહેતાં તેણે ઘંટડી વગાડી એટલે બે વોર્ડરો અંદર આવ્યા અને જેફરસન હોપને પોતાની સાથે લઈ ગયા. હું અને મારો મિત્ર—અમે બન્ને જણા ઉઠયા અને પોલિસ ચોકીમાંથી બહાર નિકળીને એક ગાડી ભાડે કરી બેકરસ્ટ્રીટમાં આવી પહોંચ્યા.

---

## પ્રકરણ ૩૪ મું.

### શેરલોક હોમ્સ ખુલાસો કરે છે.



ગુરુવારે અમને માજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં હાજર રહેવાની સૂચના કરવામાં આવી હતી. પરંતુ ગુરુવાર આવ્યો તે દિવસે અમારે સાક્ષી માટે કોર્ટમાં હાજર રહેવાની જરૂર રહી નહિ. આખા

જગતનો ઈન્સાફ ચૂકવનાર મહાન્ ન્યાયાધીશે આ કેસ પોતાના હાથમાં લીધો હતો; અને જ્યાં કોઇને અન્યાય થવાની લેશ પણ સંભાવના ન હતી, ત્યાં જેફરસન હોપને તેના કૃત્યનો યોગ્ય ઈન્સાફ આપવાને માટે બોલાવી લેવામાં આવ્યો હતો. જે દિવસે તેને કેદ પકડયો તે જ રોજ રાત્રીએ તેનું યકૃત તદ્દન વિકૃતિને પામી ગયું અને બીજે રોજ સ્હવારે તો તે આલોકનો ત્યાગ કરીને ચાલતો પણ થઈ ગયો. તેના મૃત્યુના અમને સમાચાર મળતાં અમે પોલિસચોકીમાં ગયા હતા. જે ઓરડામાં તેને પૂરવામાં આવ્યો હતો ત્યાં તે જમીન ઉપર ચતોપાટ પડયો હતો. મરણની છેલ્લી ઘડીએ પણ તેને પોતાના કૃત્ય માટે લેશ પણ પશ્ચાત્તાપ થયો હોય એવું લાગતું ન હતું. કેમકે તેના મુખ ઉપર એક પ્રકારનું સંતોષપ્રદર્શક હાસ્ય પથરાઈ રહ્યું હતું.

જે સ્હવારે તે મૃત્યુ પામ્યો એ દિવસે સ્હાંજે અમારા દિવાનખાનામાં અમે વાતો કરતા બેઠા હતા. તે વખતે શેરલોક હોમ્સ બોલ્યો: "જેફરસન હોપના મૃત્યુથી સહુથી વધારે દીલગીરી ગ્રેગસન અને લીસ્ટ્રેડને થયેલી હોવી જોઇએ. કેમકે હવે તેનો કેસ કોર્ટમાં નહિ ચાલવાથી, તેમને પ્રકાશમાં આવવાની તથા આવા ભયંકર ખૂનીને પકડવા માટે જનસમાજની પ્રશંસા પ્રાપ્ત કરવાની તક જતી રહી!"

"પરંતુ એમાં તેમની પ્રશંસા શા માટે થાય? હું નથી ધારતો કે ખુનીને શોધી કાઢીને તેને પકડવામાં તેમને જરી પણ શ્રમ પડ્યો હોય." મેં જવાબ આપ્યો.

"પ્રિય ભાઈ! આપણે કાંઇ પણ કરીએ તેની સાથે જનસમાજને જરી પણ લાગતું વળગતું નથી." તે કડવાસની લાગણી

સહિત બોલ્યો: "પરંતુ પ્રશ્ન એ છે કે અમુક કાર્ય તમે કર્યું છે એવું તમારે જનસમાજને બતાવી આપવું જોઇએ! અને એમ થાય તો જ લોકો તમારા કાર્યની પ્રશંસા યા નિંદા કરી શકે. પરંતુ કાંઇ હરકત નહિ!" અલ્પ સમય અટક્યા બાદ વિશેષ કટુતાપૂર્વક તે બોલ્યો: "મારે મારી ફરજ બજાવવી જોઇએ; અને તેમાંએ આ કેસ હાથમાં લેવાની મને બુદ્ધિ સૂઝી એથી એક રીતે મને લાભ જ થયો છે. અત્યારસુધી ઘણા કેસ મારા હાથમાં આવી ગયા છે. પરંતુ તેમાં એકે આના જેવો રસપ્રદાયક ન હતો. આ કેસ હતો સાદો અને સરલ, પરંતુ તેમાં કેટલાક મુદ્દા એવા હતા કે જે આપણી નિરીક્ષણ-શક્તિ અને કલ્પનાશક્તિને ખિલવવામાં મદદગાર થાય તેમ હતા."

"સાદો હતો?" મેં આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

"બેશક, તદ્દન સાદો હતો. આવા કેસને ગુંચવારાભર્યો ભાગ્યે જ કહી શકાય." મારી અજાયબી જોઇને હસતો હોમ્સ બોલ્યો: "તેની સરલતાની સાબિતી એટલી જ છે કે માત્ર થોડાક સામાન્ય પ્રકારના તર્ક સિવાય બીજી કોઈ પણ પ્રકારની મને સહાય નહિ હોવા છતાંયે, ત્રણ દિવસની અંદર જ હું ખૂનીને પકડવાને શક્તિમાન્ થઈ શકયો."

"એ વાત તો ખરી." મેં કબૂલ કર્યું.

"મેં અગાઉ તમને જણાવેલું જ છે કે કોઈ પણ કેસમાં જે અસામાન્ય બાબત દૃષ્ટિએ પડે છે તે સાધારણ રીતે ગુંચવારો ઉત્પન્ન કરનારને બદલે માર્ગદર્શક જ થઈ પડે છે. આવા પ્રકારના ગુંચવારા ઉકેલવામાં આગળ વધવા કરતાં પાછલી બાબતો અને તેનાં કારણોનો વિચાર કરવો તથા તે શોધી કાઢવું એ જ વિશેષ મહત્ત્વનું છે. એ કાર્ય જેટલું ઉપયોગી છે તેટલું સહેલું પણ છે. પરંતુ લોકો

તેમ કરવા તરફ વિશેષ લક્ષ આપતા હોય એમ લાગતું નથી. તેનું કારણ એ છે કે રોજ બનતા બનાવોમાં સાધારણ રીતે ગુન્હેગાર ગુન્હો કરીને ક્યાં છૂપાઇ ગયો હશે એ વગેરે સંબંધી તત્કાલિન્ તથા ભવિષ્યના સંબંધમાં જ તર્કો કરવામાં આવે છે. એમાં સફળતા પણ મળે છે. એટલે બીજા મહત્ત્વના પ્રસંગોએ પણ કેટલાક ડિટેક્ટિવો એક જ પ્રણાલિને અનુસરે છે. સોએ નવાણું માણસો એવા નિકળશે કે તેઓ પોતે જોયેલા પ્રકારના જુદા જુદા ભાગ એકત્ર કરીને તેનું મૂળ શોધવાનો યત્ન કરશે, જ્યારે એક જ માણસ અમુક એક ઘટનાનું વર્ગિકરણ કરીને પછી તેના અંતપર્યન્ત પહોંચશે."

"પરંતુ તમે જે કહો છો તેમાંનું કાંઇ પણ હું સમજી શકતો નથી." મેં મારી સમજશકિતમાં રહેલી ઉણપ સરલતાપૂર્વક કબૂલી દીધી.

"હું પણ એમ જ ધારતો હતો કે મારા કથનનો હેતુ તમે સમજી શક્યા નથી." તે બોલ્યો: "હું તમારી પાસે તેનું સ્પષ્ટિકરણ કરીશ. જો એક મુખ્ય ઘટનાના જુદા જુદા બનાવો તમે જણાવો તો એટલાપરથી તે ઘટનાનું અંતિમ પરિણામ શું આવ્યું હશે એ ઘણા માણસો તમને સફળતાપૂર્વક કહી શકશે. એ લોકો તમે જણાવેલા બનાવોને એકત્ર કરીને તે સંબંધી વિચાર કરે છે અને એવી કલ્પના કરે છે કે તેનું અમુક પરિણામ આવવું જ જોઇએ. પરંતુ એ બનાવોની વિગત નહિ આપતાં માત્ર અમુક ઘટનાનું પરિણામ જ તમે જણાવો તો તેના ઉપરથી શા શા બનાવો બન્યા હતા, કેવી રીતે બન્યા હતા, શા હેતુપૂર્વક બન્યા હતા એ બધું કહી આપનાર મનુષ્ય તો વિરલ જ. એક ઘટનાનું વર્ગિકરણ કરવાનું જે મેં હમણાં તમને જણાવ્યું તેમાં આવા પ્રકારની શકિત હોવાની જરૂર છે. અર્થાત્ આગળ દૃષ્ટિ

નહિ નાખતાં પાછળ જોવું જોઇએ. હવે તો સમજ્યાને?"

"હા હવે કાંઇક સમજ્યો ખરો." હું બોલ્યો. જો કે હજી પણ મારા હૃદયનું આશ્ચર્ય સંપૂર્ણ ટળી ગયું તો ન હતું જ.

"હવે, ત્યારે જૂઓઃ આ એક એવો કેસ હતો કે પરિણામ માત્ર તમારી દૃષ્ટિ સમક્ષ હતું. તે ઉપરથી બીજી બધી હકીકત તમારે તમારી પોતાની જાતે જ શોધી કાઢવાની હતી. એ સંબંધમાં જે જે તર્ક મેં કર્યા હતા તે એક પછી એક હું તમારી પાસે દર્શાવીશ એટલે મારો સિદ્ધાંત તમે વધારે સહેલાઇથી સમજી શકશો. આપણે પ્રારંભથી જ લઇએ. તમે જાણો છો કે એ મકાને જતી વખતે મેં મારા મન ઉપર કોઈ પણ પ્રકારની અસર થવા દીધી ન હતી. આપણે ગાડીને દૂર ઊભી રાખીને તે રસ્તાપર પગે ચાલીને મકાન સુધી ગયા. કુદરતી રીતે જ રસ્તાની તપાસ કરવાની મેં શરૂઆત કરી. હું તમને અગાઉ જણાવી ગયો છું તે પ્રમાણે એ રસ્તાપર થઇને એક ગાડી પસાર થઈ ગયેલી હોવાનું ચિહ્ન મારી દૃષ્ટિએ પડયું, અને વળી તે ગાડી રાત્રીએ જ પસાર થયેલી હોવી જોઇએ એવી પણ મારી ખાત્રી થઈ ગઈ. તે ગાડીનાં બે પૈડાં વચ્ચેનું અંતર સાંકડું હોવાથી એ ગાડી ભાડુતી હોવી જોઇએ, ખાનગી માલિકીની નહિ. આ વિષયમાં પણ મારા મનનું સમાધાન થઈ ગયું. કેમકે એક ગૃહસ્થની ખાનગી ગાડી કરતાં ભાડુતી ગાડી સ્હેજ સાંકડી હોય છે, એ બાબતનો મને અનુભવ છે.

"પહેલો મુદ્દો મને હાથ લાગ્યો ત્યારપછી હું બગીચાની અંદરના રસ્તા તરફ વળ્યો. તે રસ્તાની જમીનપરની ધૂળ ચીકણી માટી જેવી હોવાથી તેનાં ઉપર પગલાંનાં ચિહ્ન આબાદ અને સંપૂર્ણ રીતે પડી રહ્યાં હતાં. અલબત તમને તો એ વેળાએ એમ લાગેલું

કે આ મકાનમાં પેઠેલા માણસોના જાવરાઆવરાથી તે પગલાં પડી રહ્યાં હશે. પરંતુ મારી અનુભવી આંખે હું જોઇ શકતો હતો કે તે જમીનની સપાટીપર પડેલાં દરેક ચિહ્નમાં અર્થ સમાયેલો છે. ગુન્હા-શોધન શાસ્ત્રની સહુથી વિશેષ મહત્ત્વની અને અગત્યની શાખા પગેરૂં કાઢવાની છે. પરંતુ આજકાલ આપણા ડિટેક્ટિવોએ તેની ઉપેક્ષા જ કરવા માંડી છે. સદ્ભાગ્યે મેં તેમનું અનુકરણ નહિ કરતાં એ વિષયના અભ્યાસમાં ખાસ વિશેષ લક્ષ આપેલું છે, અને અતિ પરિચયને લીધે જ એ મનુષ્યનાં પગલાંનાં ચિહ્નોમાં રહેલો ફેરફાર હું દૃષ્ટિપાત કરતાં જ જોઈ શકું છું. કોન્સટેબલનાં ભારે પગલાંનું ઊંડું ગયેલું ચિહ્ન મારા જોવામાં આવ્યું હતું. તેમજ તેની પહેલાં એ સ્થળેથી પસાર થયેલા બે માણસોનાં પગલાં પડી રહેલાં પણ મારા જોવામાં આવ્યાં હતાં. એ લોકો પહેલા આવ્યા હતા અને કોન્સ્ટેબલ પછીથી આવ્યો હતો. એ જાણવાનું કામ સહેલું જ હતું. કેમકે કોઇ કોઈ સ્થળે એ લોકોનાં પગલાની ઉપર જ કોન્સ્ટેબલનો પગ પડવાથી તેમનાં પગલાં કપાઈ ગયેલાં કિંવા દબાઈ ગયેલાં દેખાતાં હતાં. આ ઉપરથી મારી સાંકળમાં બીજી કડી પરોવાઇ કે રાત્રી એ ત્યાં આવેલા મનુષ્યોની સંખ્યા બેની હતી. એક માણસ કદમાં વધારે ઊંચો હતો, એ તેનાં બે પગલાં વચ્ચેના અંતર ઉપરથી હું જાણી શક્યો જ્યારે બીજા માણસના કીમતી અને નાજુક બૂટના ચિહ્ન ઉપરથી તેણે ભપકાદાર પોષાક ધારણ કરેલો હોવો જોઇએ એવું હું કલ્પી શક્યો.

" ઓરડામાં દાખલ થતાં એક જણાએ ભપકાદાર પોષાક પહેરેલો હોવાની જે મેં કલ્પના કરેલી તે સિદ્ધ થઈ. સુંદર અને નાજુક બૂટવાળો મનુષ્ય આપણી સન્મુખ જ જમીન ઉપર પડેલો

હતો. ત્યારે હવે જો ખૂન થયું હોય, તો આ મનુષ્યનું ખૂન કરનારો તેની સાથેનો લાંબો માણસ જ હોવો જોઇએ. જમીનપર પડેલા માણસના શરીર ઉપર એક પણ જખમ ન હતો પરંતુ તેના ચ્હેરા ઉપર પ્રસરી રહેલી ભયત્રસ્તતા ઉપરથી હું જોઇ શક્યો કે આ મનુષ્યને મૃત્યુ પહેલાં પોતાના ભાવિનું જ્ઞાન થયેલું હોવું જોઇએ. જે માણસ હૃદયનો ધબકારો બંધ પડી જવાથી કે એવાં જ બીજાં કારણોને લીધે એકાએક મૃત્યુ પામે છે, તેના ચ્હેરાપર ભય કે ઉશ્કેરાટનું ચિહ્ન દૃષ્ટિએ પડતું નથી. તે સાથે મેં એ મૃત્યુ પામેલા મનુષ્યના હોઠ સુંઘી જોયા તો તેમાંથી સ્હેજ ખટાશવાળી દુર્ગંધ છૂટતી માલૂમ પડી. એપરથી હું એવા નિર્ણય ઉપર આવ્યો કે આ માણસને તેની ઇચ્છા નહિ હોવા છતાંએ બળાત્કારે ઝેર લેવાની ફરજ પાડવામાં આવી હોવી જોઇએ. એ માણસના ચ્હેરાપર જે ભય અને તિરસ્કારનો ભાવ પ્રદર્શિત થતો હતો એપરથી જ તેને પરાણે વિષ લેવાની ફરજ પડેલી હોવી જોઇએ એમ હું સમજી શક્યો હતો. માત્ર વર્ગીકરણની પદ્ધતિથીજ હું આ નિર્ણય ઉપર આવી શક્યો હતો. બીજી એક પણ પદ્ધતિથી ખરી બિના જાણી શકાય તેમ ન હતું. વળી આ કલ્પના કાંઇ અશ્રુતપૂર્વ પણ નહતી. ખૂનના ગુન્હાઓના ઇતિહાસમાં બળાત્કારે વિષ લેવાની ફરજ પાડવાનો બનાવ કાંઇ આ પહેલવહેલો જ બનેલો છે એમ નથી. જેણે આવા ગુન્હાઓના ઇતિહાસનું બારિક જ્ઞાન મેળવેલું હોય તેને આ પ્રસંગ જોતાં ઓડેસાના ડોલસ્કીનો અને મોન્ટપેલ્લરના લેટુરીયરનો કેસ યાદ આવ્યા સિવાય રહે જ નહિ.

"ખરેખરો મહત્ત્વનો પ્રશ્ન તો હવે જ હતો. આ ખૂન કરવાનું કારણ શું? ખૂનીનો હેતુ લૂટ ચલાવવાનો તો ન હતો જ. કેમકે

એક પણ ચીજ ગૂમ થયેલી જણાઈ ન હતી. ત્યારે રાજ્યદ્વારી કારણને લીધે ખૂન થયું છે કે સ્ત્રીના કારણને લીધે? અલબત્ત આ પ્રશ્નના સંબંધમાં થોડીક વાર તો હું ગુંચવારામાં પડી ગયો, પરંતુ રાજ્યદ્વારી ગુન્હા કરતાં સ્ત્રીને કારણે ખૂન થયેલું હોવું જોઇએ એ વિચાર તરફ મારા મનનું વલણ સ્વાભાવિક રીતે જ થયું. રાજ્યદ્વારી ગુન્હેગારો પોતાનું કાર્ય ત્વરાથી અને ગુપ્ત રીતે પૂર્ણ કરીને ન્હાસી જવાનું જ પસંદ કરે. જ્યારે આ ખૂન કરવામાં કેટલોક સમય લાગ્યો હતો, અને ગુન્હેગારે આખા ઓરડામાં પણ પોતાનું અસ્તિત્વ સિદ્ધ કરનારાં ચિહ્નો મૂક્યાં હતાં. એ ઉપરથી સાબિત થતું હતું કે તે માણસ આખો વખત ત્યાં જ હતો. અર્થાત્ કોઇ પણ રાજ્યદ્વારી હેતુને લીધે નહિ પણ અંગત હાનીથી ઉપજેલા વેરની તૃપ્તિને અર્થે આ કામ થયેલું હોવું જોઇએ, એમ માનવાને મારૂં મન લલચાયું. જ્યારે દિવાલ ઉપર લખેલા શબ્દની લીસ્ટ્રેડે આપણને માહિતી આપી ત્યારે તો મારી કલ્પના વધારે મજબૂત થઈ. કેમકે એ શબ્દ ખૂનીએ પોલિસને આડે રસ્તે દોરવવાને જ લખેલો હોવો જોઇએ એવું અનુમાન સહજ જ હું કરી શક્યો હતો. તેમાં પણ જ્યારે લગ્નસૂચક વીંટી મળી આવી ત્યારે તો એ પ્રશ્ન સંબંધે શંકા રહી જ નહિ. નક્કી ખૂનીએ કોઇ પણ મૃત્યુ પામેલી કિંવા અદ્રશ્ય થયેલી સ્ત્રીનું આ મૃત્યુ પામેલા મનુષ્યને સ્મરણ કરાવવાને માટે જ તે વીંટીનો ઉપયોગ કરેલો હોવો જોઇએ! એ મુદ્દાને લીધેજ, ડ્રેબરની આગલી કારકીર્દીના સંબંધમાં ગ્રેગસને ક્લેવલેન્ડ ખાતે કરેલા તારમાં પૂછાવ્યું છે કે કેમ એવો પ્રશ્ન મેં તેને કર્યો હતો. તેણે નકારમાં જવાબ આપ્યો હતો એ તો તમને યાદ હશે જ.

“પછી મેં તે ઓરડાની બારિક તપાસ કરી જોઇ. તેપરથી

ખૂનીની ઉંચાઈના સંબંધમાં મેં કરેલું અનુમાન સત્ય હતું એવી મારી ખાત્રી થઈ. તે ઉપરાંત તેના વધેલા નખની તથા ટ્રીચીનોપલી સીગારની પણ મને માહિતી મળી. તે સ્થળે એ બે જણા વચ્ચે થયેલી ઝપાઝપીનું એક પણ ચિહ્ન ન હતું અને ખૂનીને જખમ થયેલો ન હતો; એ ઉપરથી તે જ વખતે હું એવા નિર્ણય ઉપર આવ્યો હતો કે ખૂની ઉશ્કેરાઈ ગયેલો હોવાથી તેની નસ્કોરી ફુટવાને લીધે જ લોહી નિકળેલું હોવું જોઇએ. તેનાં પગલાંના ચિહ્નોની જોડાજોડ લોહીના ડાઘ ઓરડામાં જમીન ઉપર પડેલા મારા જોવામાં આવ્યા હતા. વારૂ, જો એક માણસના શરીરમાં પુષ્કળ લોહી ન હોય તો આવા સમયે ઉશ્કેરાઇ જવાને કારણે નસ્કોરી ફુટવાનો પ્રસંગ ભાગ્યે જ બને છે. એ ઉપરથી હું એવા અનુમાન ઉપર આવ્યો કે ખૂનીનું શરીર કદાવર બાંધાનું અને તેનો ચ્હેરો રક્તવર્ણીય હોવો જોઇએ. આ કેસનું જે પરિણામ આવ્યું છે તે ઉપરથી તમારી ખાત્રી થઈ હશે કે મારાં અનુમાનો મુદ્દા વગરનાં કિંવા કેવળ કલ્પનાને આધારે રચાયેલાં ન હતાં.

" તે મકાનમાંથી બહાર પડયા બાદ જે કાર્ય કરવાનું ગ્રેગસન વિસરી ગયો હતો, તે કાર્ય પૂર્ણ કરવાના ઇરાદાથી હું તાર ઓફિસમાં ગયો. મેં કલીવલેન્ડની પોલિસના વડા ઉપર તાર કર્યો હતો, તેમાં માત્ર ઇનોક જે. ડ્રેબરના લગ્નની સાથે સંકડાયેલા સંયોગોના સંબંધમાં જ ખુલાસો માગ્યો હતો. તેનો જે જવાબ આવ્યો તે પણ મારા અનુમાનને ટેકો આપનારો હતો. તેણે આપેલા જવાબમાં એમ લખેલું હતું કે એક સ્ત્રીના કારણને લીધે જેફરસન હોપ નામનો પોતાનો પ્રતિસ્પર્દ્ધી પોતાનું ખૂન કરવા ઇચ્છે છે એવી ડ્રેબરે અરજી કરીને સુલેહરક્ષક અમલદારને પોતાનું રક્ષણ કરવા વિજ્ઞાપના કરી

હતી; એ હોપ હાલમાં યુરોપમાં છે. બસ, હવે આ ખૂનના રહસ્યનો તમામ ભેદ મારા હાથમાં આવી ગયો છે એમ મને લાગ્યું. માત્ર એ ખૂનીને પકડવાનું બાકી હતું.

"મેં મારા મનમાં ક્યારનુંયે નક્કી કરી રાખ્યું હતું. ડ્રેબરની સાથે જે માણસ ચાલતો હતો તે ગાડીવાન જ હતો. રસ્તામાં પૈડાંના જે લીસોટા પડી રહ્યા હતા તે ઉપરથી હું એમ પણ સમજી શક્યો હતો કે ઘોડો એકલો સ્વતંત્રપણે આમથી તેમ ચાલેલો હોવો જોઇએ. જો ગાડીવાન ગાડી ઉપર બેઠેલો હોય કે તેની પાસે ઊભેલો હોય તો તે ઘોડાને એવી રીતે ચાલવા દે નહિ. અર્થાત્ જો ગાડીવાન ગાડી પાસે ન હતો તો એ મકાનમાં હોવા સિવાય બીજે ક્યાં હોઈ શકે ? વળી એ પણ ચોક્કસ હતું કે જે માણસનું મગજ ઠેકાણે હોય તે એવી રીતે ત્રીજા માણસની દૃષ્ટિ સન્મુખ ગુન્હો કરવાનો વિચાર પણ કરે નહિ. કેમકે એ માણસ કદાચ પોતાનું પોગળ ફોડી નાખશે એવો ભય તેને રહ્યા જ કરે. એક વિશેષ કારણ પણ હતું. એમ માનો કે એક મનુષ્ય લંડન જેવા મોટા અને વિશાળ શહેરમાં બીજા માણસની પાછળ પડ્યો છે. તો પછી તે કાર્યને માટે સારામાં સારો માર્ગ તેને માટે ગાડીવાન બનવાનો જ છે. આ બધા વિચારો મારા મગજમાં ઉપસ્થિત થયા હતા અને અંતે હું એવા ચોક્કસ નિર્ણય ઉપર આવ્યો કે જો આ શહેરના ભાડુતી ગાડી હાંકનારાઓમાં તપાસ કરવામાં આવે તો જેફરસન હોપનો પત્તો લાગ્યા સિવાય કદી પણ રહે નહિ.

"જો તે ગાડીવાન જ હોય તો તેણે એ ધંધો છોડી દીધો હશે એમ માનવાને તો કારણજ ન હતું. ઉલટું તેના દૃષ્ટિબિન્દુથી જોઇએ તો અચાનક આ ધંધાનો ત્યાગ કરી દેવાથી કોઇનું પોતાના

તરફ ધ્યાન ખેંચાશે એવી શંકા તેને આવ્યા સિવાય રહે જ નહિ. એટલે ઘણું કરીને થોડો વખત સુધી તો તે ગાડીવાન તરીકેનો ધંધો ચાલુ જ રાખવાનું પસંદ કરે. વળી તેણે બનાવટી નામ ધારણ કરેલું હશે એમ માનવાનું પણ કારણ નથી. જે દેશમાં તેનું મૂળ નામઠામ જાણનાર કોઈ ન હોય ત્યાં તેને પોતાનું નામ બદલવાની જરૂર શી હોય? એટલે એ ગાડીવાનને શોધી કાઢવાને મેં મારા ભિખારડા ડિટેકિટવોની મદદ લીધી. એ લોકોને લંડન શહેરમાં ગાડી ભાડે ફેરવનારા ગાડીના તમામ માલિકોની ઓફિસોમાં એક પછી એક મોકલી દીધા. એમ કરવાને પરિણામે અંતે કોની ગાડી જેફરસન હોપ ભાડે ફેરવે છે એ તેઓ જાણી શકયા. તેઓ કેટલી ટૂંકી મુદતમાં ફતેહમંદ નિવડયા અને તેનો લાભ પણ મેં કેટલી ત્વરાથી લીધો એ તો તમારા સ્મરણમાં જ છે. સ્ટેન્ગરસનનું ખૂન થશે એવી તો મેં કલ્પના પણ કરી ન હતી. તદપિ એનું ખૂન થતું અટકાવવાનો યત્ન ભાગ્યે જ સફળ થયો હોત. તેના ખૂનને લીધે જે વિષના અસ્તિત્વનું મેં અનુમાન કર્યું હતું, તે વિષદ્રવ્યની ગોળીઓ આપણા હાથમાં આવી. આ ઉપરથી તમે જોઇ શકશો કે આ સાંકળમાં એક પણ સ્થળે ત્રુટી પડયા સિવાય યથાયોગ્ય રીતે ચોક્કસ અનુમાન ગોઠવાયાં છે, અને તેને આધારે જ આપણે આપણા પ્રયત્નમાં યશસ્વી નિવડયા છીએ."



# પ્રકરણ ૩૫ મું.

## ઉપસંહાર.

"અત્યંત આશ્ચર્યજનક !" મેં કહ્યું: "તમારી કુશળતાનો જાહેર રીતે સ્વીકાર થવો જ જોઇએ. આ કેસનો હેવાલ તમારે વર્તમાનપત્રમાં પ્રકટ કરાવવો જ જોઇએ. જો તમને શરમ આવતી હોય તો હું કરીશ."

"ડોકટર! તમારે જે કરવું હોય તે માટે મારા તરફથી પરવાનગી છે." શેરલોક હોમ્સ બોલ્યો: "પણ જૂઓ આ." તેણે મારા તરફ એક વર્તમાનપત્ર ફેંક્યું.

એ 'એકો (Echo)' નામના વર્તમાનપત્રની તે દિવસની નકલ હતી. તેના એક પારિગ્રાફ ઉપર લાલ પેન્સીલ વડે હોમ્સે નિશાન કરેલું હતું. એ પારિગ્રાફ આ કેસને લગતો જ હતો.

તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

"મી. ઇનોક ડ્રેબર અને મી. જોસફ સ્ટેન્ગરસનનું ખૂન કરવાનો શક હોપ નામના એક માણસ ઉપર આવવાથી તેને પકડવામાં આવ્યો હતો. પરંતુ એકાએક તેનું મૃત્યુ થવાથી લોકોને એક રોચક અને હૃદયદ્રાવક કેસ ચાલતો જોવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો, તે ગૂમાઈ ગયો છે. અમને સારી સત્તાથી ખબર મળેલા છે કે આ ખૂન એક જૂના અને ચમત્કારપૂર્ણ વૈમનસ્યને લીધે થયેલું છે. તેની અંદર એક સ્ત્રી અને મોરમન સંપ્રદાયના સંબંધની કેટલીક આશ્ચર્યકારક બિગતો સમાયેલી છે. પરંતુ અમે દિલગીર છીએ કે તેને લગ-

ની સંપૂર્ણ વિગતો જણાવવાને અત્યારે અમારી પાસે પૂરતાં સાધનો નથી. એવું જણાય છે કે જે બે ગૃહસ્થોનાં ખૂન થયાં છે તેઓ અગાઉ તેમની યુવાવસ્થામાં ' લેટર ડે સેઈન્ટસ ' માંહેના, અર્થાત્ મોરમન સંપ્રદાયના અનુયાયી હતા. તેમ જ હોપ પણ સોલ્ટલેઈક સીટી તરફથી આવેલો હતો. આ કેસની બીજી કાંઇ પણ અસર ન નિપજે, તોપણ તેમાંથી આપણા સરકારી ડિટેક્ટિવ પોલિસખાતાનું કૌશલ્ય અને ચતુરાઈ સાબિત થઈ ચૂકયાં છે અને પરદેશી લોકોને પણ ધડો મળ્યો છે. હવે તેઓ બ્રિટિશ ભૂમિ ઉપર પોતાનું વેર વાળવાની હિમ્મત નહિ ચલાવતાં પોતાનાં દુષ્કૃત્યોને પોતાના વતનની હદની અંદર જ શમાવવાનું આવશ્યક માનશે. એ તો એક જાહેર રીતે સિદ્ધ થઈ ચૂકેલું સત્ય છે કે આ ખૂનીની ત્વરાથી ધરપકડ કરવાનું તમામ માન સ્કોટલેન્ડ યાર્ડના પોલિસ ડિટેક્ટિવો મેસર્સ લીસ્ટ્રેડ અને ગ્રેગસનને જ ઘટે છે. એમ જણાવવામાં આવે છે કે તે માણસને મી. શેરલોક હોમ્સના દિવાનખાનામાં પરહેજ કરવામાં આવ્યો હતો. મી. હોમ્સને ડિટેક્ટિવ લાઈનનો શોખ છે અને તે પોતાના શોખને પૂરો કરવાને ખાનગી રીતે એ ધંધો ચલાવે છે. તેમાં તેણે પ્રસંગોપાત હૂશિયારી પણ દાખવી છે, અને આપણે આશા રાખીશું કે મેસર્સ લીસ્ટ્રેડ અને ગ્રેગસન જેવા ગુરુઓની કનેથી તે ભવિષ્યમાં તેમના બુદ્ધિકૌશલ્યનો કેટલોક અંશ પ્રાપ્ત કરી શકશે. આપણે એવી આશા રાખીશું કે આ અમલદારોને તેમણે બજાવેલી અપ્રતિમ સેવાના યોગ્ય બદલા તરીકે એકાદી પદવિનું દાન કરવાનું સરકાર વાજબી વિચારશે. ''

" આપણે જ્યારે શરૂઆતમાં નિકળ્યા ત્યારે જ મેં તમને નહોતુ કહ્યું ? " શેરલોક હોમ્સ સ્મિત કરતો બોલ્યો: " ચમત્કારિક ખૂનના

રહસ્યનું આ પરિણામ—એ બે અમલદારોને પદવિદાન !"

"ચિંતા નહિ." મેં કહ્યું: "મારી નોંધપોથીમાં તમામ વિગતો મેં લખી રાખી છે. તે એક કથાનકના રૂપમાં જાહેર પ્રજા સમક્ષ રજુ કરતાં મને કોઇ પણ અટકાવી શકશે નહિ. સત્ય શું છે એ તે વખતે જણાશે. ત્યાં સુધી તો તમારે માટે તમને જે ફતેહ મળી છે એટલા વિચારથી સંતોષ માનવો એ જ એક માર્ગ છે !"

*　　*　　*　　*　　*

વાચકગણ ! તમારામાંના ઘણાને પણ શેરલોક હોમ્સના જેવી નિરાશા પ્રાપ્ત થઇ હશે, તમારા શ્રમનો યશ બીજા ખાટી ગયા હશે. પરંતુ એવા પ્રસંગોએ નિરાશ નહિ થતાં કવિ ભવભૂતિના સંતોષનું અવલોકન કરવું. કવિ ભવભૂતિને રાજ્યાશ્રય ન હતો, તો પણ કાંઈ તેના ગુણોનો લોપ થયો નહિ. તે જ પ્રમાણે તમારા કથનની કદર આજે નહિ તો ભવિષ્યમાંયે થયા સિવાય નહિ જ રહે. કવિએ એક સ્થળે સત્ય જ કહ્યું છે કેઃ—

"ये नाम केचिन्नः प्रथयंत्यवज्ञां ।
जानन्तु ते किमपि तान्प्रति नैष यत्नः ॥
उत्पष्यतेऽस्ति मम कोपि समान धर्मा ।
कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी ॥"

સમાપ્ત.

રસિક નવલકથામાળા

પુસ્તક બીજું.

# આગ્રાના ખજાનાનો ભેદ.

અદ્દભુત ડિટેક્ટિવ નવલકથા.

( લેખક—ચંદુલાલ જેઠાલાલ વ્યાસ. )

આ ડિટેક્ટિવ નવલકથામાં સને ૧૮૫૭ ના બળવામાં આગ્રાના કિલ્લામાંથી મળેલો ગુપ્ત ખજાનો એક માણસ એકલો પચાવી પાડે છે. તેથી તેના ભાગીદારોમાંનો એક જે આંદામાનમાં દેશ નિકાલ થયો હતો તે ત્યાંથી પલાયન થઇને પેલા માણસને ત્યાં પહોંચી ખજાનાની પેટી ઉપાડી જાય છે. દરમિયાન તેનો સાથીદાર તે માણસનું ખૂન કરે છે. ખૂનનો આરોપ પોલિસ નિર્દોષ માણસ ઉપર મૂકે છે. પરંતુ એક બાહોશ ડિટેક્ટિવ એક કૂતરાની મદદથી ખૂનીના છૂપાઇ રહેવાના સ્થળનો પત્તો મેળવે છે; અને પછી મોટા સાહસપૂર્વક પોતાના જાનની દરકાર નહિ કરતાં ખૂનીની પાછળ પડીને તેને કેદ પકડે છે, અને અંતે ખરો ખૂની પોતાના કૃત્યની યોગ્ય સજા પામે છે. આ નવલકથાનો પ્લોટ અત્યંત ચિત્તાકર્ષક અને મનોવેધક છે. ભાષા રસિક અને સરલ, કાગળ ઉંચા ગ્લેઝડ, છપાઇ સું.ર, પાકું સોનેરી પુંઠું, પૃષ્ઠ ૩૦૦ મૂલ્ય રૂ. ૨—૦—૦ રસિક નવલકથામાળાના ગ્રાહકોને **પોણી કીંમતે** મળશે. રજીસ્ટર પોસ્ટેજ માફ.

રસિક નવલકથામાળા

## પુસ્તક પાંચમું.

# ચાળીશ ચ્હેરાનો માણસ.

**ભેદ ભરેલી ડિટેક્ટિવ નવલકથા.**

( લેખક—ચંદુલાલ જેઠાલાલ વ્યાસ. )

લક્ષીતપુરનો અરવિંદ નામનો બાહોશ ડિટેક્ટિવ પ્રથમ એક ભયાનક ઉઠાઉગીર હતો. પરંતુ એક યુવતીના મુખદર્શનથી તેના જીવનમાં અદ્‌ભુત પરિવર્ત્તન થાય છે અને જે જનસમાજને પોતે અનેક પ્રસંગોમાં ત્રાસ આપેલો તેમને પોતાના જેવા અન્ય ભયંકર બદમાશોના ત્રાસમાંથી મુક્ત કરવાને માટે ડિટેક્ટિવના કાર્યનો સ્વીકાર કરે છે. તેણે જુદા જુદા પ્રસંગોમાં અદ્‌ભુત ચતુરાઇ અને હિમ્મત બતાવીને જે સહાસિકતા દર્શાવી છે તેનો મનોવેધક અને ચમત્કારિક વૃત્તાંત આ નવલકથામાં આપવામાં આવ્યો છે. આ નવલકથાનો ઉપાડ શરૂઆતથી જ અત્યંત રસિક બને છે અને વાંચકોની ચિત્તવૃત્તિને છેવટ સુધી આકર્ષી રહે છે. તેનું દરેક દરેક પ્રકરણ ભેદભરમોથી ભરપૂર છે. ગુજરાતી ભાષામાં પ્રકટ થતી ડિટેક્ટિવ નવલકથાઓમાં આ નવલકથાનું સ્થાન ઉપર છે. પાકું સોનેરી પુંઠું, ઉંચા ગ્લેઝડ કાગળ, સુંદર છપાઈ, પૃષ્ટ ૪૫૦ મૂલ્ય રૂ. ૩—૦—૦, રસિક નવલકથામાળાના ગ્રાહકોને **પોણી કીંમતે** રજીસ્ટર પોસ્ટેજ માફ.

પુંજાલાલ ભગવાન પારેખ
વઢવાણ સીટી.